श्लोक १४, (९) कृपण, श्लोक ४, (१०) क्रोध, मान, माया, लोभ, श्लोक ५ और (११) सुपात्र–दान धर्म, श्लोक ७=कुल प्रक्रम ११, श्लोक ७५ ।

ग्रन्थका प्रारंभिक श्लोक इस प्रकार है:—

आनन्दमदिरममन्दमहच्च पात्रं, संसारपारगतमस्तसमस्तदोषं ।
ज्ञानैकविग्रहभवान्मनसाऽध्वनीनं, श्रेयांसि मांसलयितात् परमं महोदः ॥

ग्रन्थनिर्माणका प्रयोजनः—

प्राग्वाटवंशाब्जविकासभानौ, लक्ष्मीवतः पर्वतश्रेष्ठिसूनोः ।
अभ्यनर्थाच्छ्रीधनराज[नाम्नः, प्रबोध]मालाममलां तनोमि ॥६॥

अर्थात्–ग्रन्थकी रचना प्राग्वाटवंशीय पर्वतके पुत्र धनराजकी अभ्यर्थनासे की गई है ।

ग्रन्थकार संबंधी अंतिम पद्य इस प्रकार है:—

कृष्णर्षिगच्छाम्बुजराजहंसैः, पद्मावतंसैः नयचन्द्रसूरेः ।
**प्रबोधमाला** जयसिंहसूरिपूज्यैः कृतेयं कृतिनां प्रबंधैः ॥ ७५ ॥

इतिश्री [प्राग्वाट–वंश मुकुटमणि मंत्री] श्रीधनराजप्रबोधमालायां सुपात्रदानधर्म-प्रक्रमः समाप्तः ॥

इसके बाद जिस धनराजके लिये इस ग्रंथकी रचना कृष्णर्षिगच्छके नयचंद्रसूरिके शिष्य जयसिंहसूरिने की, उस धनराजके वंश एवं गुरुपरम्पराकी परिचायक प्रशस्ति दी हुई है ।

जिसके १५ वे श्लोकका कुछ अंश इसमें कम रह गया है । जिसके आगे गुरुवंश परम्पराका कुछ और परिचय और ग्रन्थरचना काल आदिका निर्देश होगा पर ये पद्य अप्राप्य हैं । प्रशस्तिके प्राप्त पद्य नीचे दिये जा रहे है । जिनसे धनराज शाकंभरी देशके रणथंभोरके शासक खिलजी अलाउद्दीनका विश्वसनीय मंत्री होनेका महत्त्वपूर्ण पता चलता है । धनराज चैत्रगच्छ, जो रत्नाकरसूरिके बाद रत्नाकरतपागच्छके नामसे प्रसिद्ध हुआ, के आचार्य रत्नसिंहसूरीजीका भक्त था । रत्नसिंहसूरिका समय 'वृद्ध–पौशालीय पट्टावली' एवं प्राप्त मूर्त्तिलेखोंके अनुसार सं. १४५२ से १५१८ तक का है । प्रस्तुत ग्रन्थकी रचना उनकी पट्टपरंपराके किसी आचार्यके समयमें हुई है ।

इस समय रणथंभोरका शासक खिलजी–अलाउद्दीन था, जिसका समय सन् १५१० से १५३१ है । ग्रन्थकी रचना इसी बीच होनी चाहिए । अलाउद्दीन मालवेका सुलतान था । जो महमूद–द्वितीयके नामसे प्रसिद्ध है । मंत्री धनराज प्राग्वाटवंशीय अभयसिंहके पुत्र सोमसिंह, उसके पुत्र पर्वतका पुत्र था । उसकी माताका नाम पाल्हणदेवी था । धर्मिणी और

बाहूनामक उसके दो पत्नियां थीं। जिनमेंसे पहलीके सीहा और श्रीपति नामके दो पुत्र हुए। धनराजकी गुरुपरम्पराके परिचयमें चैत्रगणके रत्नाकरसूरिसे रत्नाकरातपागच्छ प्रसिद्ध होनेका उल्लेख करते हुए वृद्धशालीय जयतिलकसूरिके पट्टधर रत्नसिंहसूरिजी तकका उल्लेख प्रशस्तिमें आया है। अंतिम पद्यमें उनके दो पट्टधरोका नाम था पर वह पद्य अपूर्ण मिलता है। पट्टावलीके अनुसार उनके नाम उदयवल्लभसूरि और हेमसुंदरसूरि होने चाहिये। इस ग्रन्थकी कहीं पूर्ण प्रति किसी विद्वान्को प्राप्त हो तो हमें सूचित करनेका अनुरोध है। ग्रन्थकी प्रशस्ति नीचे दी जा रही है:—

# प्राग्वाट-वंशीय मंत्री धनराज
# ( प्रबोधमाला ) प्रशस्ति

प्रणम्य पार्श्वं प्रकटप्रभावं, वाग्देवतां वन्द्यगुरूंश्च भक्त्या।
प्रबोधमालाभिधवाङ्मयस्य, विधीयते या विमला प्रशस्तिः ॥ १ ॥

सर्वत्र विस्फुरितचारुतरप्रदेशकल्याणकोटिजनितप्रसभप्रवेशः।
दूरात् तिरस्कृतरिपुप्रतिसन्निवेशः, **शाकंभरीय** इति रम्यतरोऽत्र देशः ॥ २ ॥

तत्रोल्लसत्संततमङ्गलौघे, स्वप्नेऽप्यदृष्टे दुरितोच्चयेन।
दुर्गे **रणस्तंभवरे** वरेण्यपुण्यक्रियाभ्राजितभव्यलोके ॥ ३ ॥

गंडूलबाहुभटखण्डनचण्डशक्ति**रल्लावदीन** इति भूमिपतिः स जीयात्।
वृद्धिं निनाय कुलदैवतवृद्धकानां यो राज्यमिन्दुरिव वारिसरित्पतीनाम् ॥ ४ ॥

इतोऽस्ति च स्वस्तिनिकेतमुच्चैः, प्राग्वाटवंशः प्रथितः प्रशंसः।
समुल्लसद्भिः परितो विचित्रैः, शाखाशतैः संभृतभूरिभूषः ॥ ५ ॥

वंशे पवित्रचरितेऽ**भयसिंह**नामा, श्रेष्ठी पुरा सुकृतधीरजनिष्ट तस्य।
श्री**सोमसिंह**तनयोऽस्य च **पर्वतो**ऽभूत् ........ ... ... ॥ ६ ॥

पर्वतजाया विदिता **पाहूलणदे**वीति भुवि शुचिशीला।
तदुदरसुक्तमुक्ताफलमिव **धनदा**भिधो जीयात् ॥ ७ ॥

वंशे नांशीकृतानां सुरसदसि गतिर्नैत्यसौ वस्तुपालः।
तेनेहैवाजगन्वान् पुनरपि नियतं विंश**प्राग्वाट**वंशं ॥ ८ ॥

गेहेऽसौ. पर्वतस्यावतरणमतनोद् **धन(न्य)राज**स्य दम्भात्।
नोचेत् सर्वत्र धर्मः स्फुरति मतिरहो तद्वदेतस्य नित्यम् ॥ ९ ॥

भरमिणि-वाङ्नाम्ना स्त्रीयुगलं मन्त्रिधनराजस्य ।
प्रथमोदरजौ सीहा-श्रीपतिपुत्रौ च विख्यातौ ॥ १० ॥

कुलदीपकौ द्वावपि राजमान्यौ सुदानृतालक्षणलक्षिताशयौ ।
गुणाकरौ द्वावपि संघनायकौ धनाङ्गजौ भूवलयेन नन्दताम् ॥ ११ ॥

खलचीवंशविभूषणसालेरल्लावदीनभूपस्य ।
विश्वासपात्रमनघं धनराजो मन्त्रनायको जीयात् ॥ १२ ॥

स द्रव्यतः प्रवरभावत आददे य', सम्यक्त्वरत्नमतिदुर्लभमत्र वृत्तौ ।
शङ्कादिदोषरहितं धनदः स जीयात्, श्रीरत्नसिंहसुगुरोः पदपद्ममूले ॥ १३ ॥

अथ च—

श्रीचैत्रगणे गणनातिगगुणगणैकनिधिरासीत् ।
श्रीरत्नाकरसूरिः यन्नाम्ना रत्नाकरातपागच्छः ॥ १४ ॥

श्रीवृद्धसालीयगणे भदन्ताः, श्रीजैत्रपूर्वास्तिलका बभुवुः ।
तत्पट्टपूर्वाचलचन्द्ररोचिः सूरिर्बभूवाथ श्रीरत्नसिंहः ॥ १५ ॥

तत्पट्टोदयशैलराजशिखरालंकारभूतावुभौ ।
सूरींद्रौ शशिभास्कराविव जगज्जैत्र प्र............................॥ १६ ॥



## સુભાષિત

માયા મૂંકી મન તણી, બોલ બોલ વિવેકિ;
મન વચનહિં નવિ અંતરું, તે નવિ વિહડઈ છેકિ.

o

જે જેહના ગુણ ઓલખઈ, તે તિહાં નેહ કરાઈ,
ફલીઈ દ્રાષહ મંડવઈ, કાગલી બોલી ખાઈ.

o

મિત્તત્તણુ ઈમ જાણીઈ, કજ્જ કરઈ રોષ;
ગુણ મહીઅલિ વિપ્ફોરવઈ, હેઠા ઢંકઈ દોષ.

૨૫) પૃ. પં શ્રી મેરુવિજયજી ગણિવરના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **વાંકલી** (રાજસ્થાન)
૨૫) પૂ મુનિરાજ શ્રીમહાપ્રભવિજયજી મ ના ઉપદેશથી શેઠ ભોગીલાલ વેલચંદ, **યેવલા** (નાશિક)
૨૫) પૂ. ઉપા. શ્રીસુખસાગરજી મ. ના ઉપદેશથી શ્રીવર્ધમાન આણંદજી જૈન શ્વેતાંબર પેઢી, **ભોપાલ** (મધ્યભારત)
૨૫) પૂ મુનિરાજ શ્રીકુંદકુંદવિજયજી મ. ના ઉપદેશથી શ્રીમાહિમ તડ જૈન સંઘ, **માહિમ** (મુંબઈ)
૨૧) પૂ મુનિરાજ શ્રીસંપતવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન શ્વેતાંબર મંદિર પેઢી, **અકોલા** (મધ્યપ્રદેશ)
૧૫) પૂ. આ. શ્રીવિજયભક્તિસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રીસંઘ-શાહપુર-મગળ-પારેખનો ખાંચો, **અમદાવાદ**
૧૫) પૂ. આ. શ્રીચંદ્રસાગરસૂરીશ્વરજી મ ના ઉપદેશથી શ્રી હરિપુરા જૈન સંઘ, **સૂરત**
૧૫) પૂ. મુનિરાજ શ્રીલલિતવિજયજી મ. ના ઉપદેશથી શ્રી આત્માનંદ જૈન સેવાસમિતિ, **કોલ્હાપુર**
૧૨) પૂ. મુનિરાજ શ્રીગૌતમસાગરજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **નેર** (ધૂલિયા)
૧૧) પૂ. પં. શ્રીઅશોકવિજયજી મ. ના ઉપદેશથી શ્રી થરા જૈન લાયબ્રેરી, **થરા**
૧૧) પૂ મુનિરાજ શ્રીસૌભાગ્યસાગરજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **લુણાવાડા**
૧૧) પૂ. મુનિરાજ શ્રી ચિદાનંદસાગરજી મ ના ઉપદેશથી શેઠ મણિલાલ પાનાચંદ દોશી, **ગોધરા**
૧૦) પૂ ઉપા. શ્રી દેવેન્દ્રસાગરજી મ. ના ઉપદેશથી શેઠ મોહનલાલ કરમચંદ, **વીસનગર**
૧૦) પૂ આ શ્રી કીર્તિસાગરસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **જૂના ડીસા**
૧૦) શ્રી આત્મારામજી જૈન ઉપાશ્રય, c/o શા ગોરધનદાસ બાપુલાલ, **વડોદરા**
૧૦) પૂ મુનિરાજ શ્રી જયવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ **મુરબાડ**
૧૦) પૂ. મુનિરાજ શ્રી ચિદાનંદવિજયજી મ ના ઉપદેશથી શ્રી સાગરગચ્છ જૈન સંઘ, **ડભોઈ**
૧૦) પૂ મુનિરાજ શ્રી પ્રીતિવિજયજી મ ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **નેલોર** (મદ્રાસ)
૧૦) પૂ. પં. શ્રીરૂપવિજયજી ગણિવરના ઉપદેશથી શ્રી જૈન વિદ્યાશાળા, **સાંડેરાવ**
૮) પૂ. આ. શ્રી વિજયહિમાચલસૂરીશ્વરજી મ ના ઉપદેશથી શ્રીવીશા શ્રીમાળી જૈન પેઢી, **જામનગર**
૫) પૂ મુનિરાજ શ્રીમાનતુંગવિજયજી મ. ના ઉપદેશથી શ્રી તપગચ્છ જૈન સંઘ, **જેતપુર**
૫) શ્રીવિજયઆણસૂર મોટા ગચ્છ વર્કીંગ કમીટિ, હા. મેતા મૂળચંદભાઈ વર્ધમાનભાઈ, **આણંદ**
૫) પૂ મુનિરાજ શ્રીનરરત્નવિજયજી મ. ના ઉપદેશથી, શ્રી જૈન સંઘ, **માણેકપુર**
૫) પૂ મુનિરાજ શ્રીપદ્મવિજયજી મ ના ઉપદેશથી શ્રી શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ, **વડાલી**
૫) પૂ પં. શ્રીકૈલાસસાગરજી ગણિવરના ઉપદેશથી શ્રી જૈન સંઘ પેઢી, **ઉંઝા**
૫) મુનિરાજ શ્રીસુબોધવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **આગલોડ**



# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૭ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦] આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦] આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧] રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને માસિક કાયમને માટે મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩] ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩] મનીઓર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ


श्री जैन सत्य प्रकाश
તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ
તા. ૧૫-૧૨-૫૩ : અમદાવાદ
વર્ષ ૧૯ . અંક ૨-૩ ] [ ક્રમાંક : ૨૧૮-૧૯

# विषय-दर्शन





નવ આચાર્યોની એક અદ્વિતીય સંયુક્ત મૂર્તિ

વિગત માટે જુઓ પાન ૩૧ થી ૩૪



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १९ | વિક્રમ સં. ૨૦૧૦ : વીર નિ. સં. ૨૪૭૯ : ઈ. સ. ૧૯૫૩ | क्रमांक |
| अंक : २–३ | માગશર સુદિ ૧૦ : મંગળવાર : ૧૫ ડિસેમ્બર | २१८–१९ |


# ગુજરાતની સાંસ્કૃતિક પ્રતિભા

[ જૈનોનો ફાળો ] —શ્રીયુત હરસિદ્ધભાઈ દીવેટિયા.

[ અમદાવાદ ખાતે તા. ૩૦–૧૦–૫૩ ના રોજ મળેલા અખિલ ભારતીય પ્રાચ્ય વિદ્યાપરિષદ્‌ના ૧૭ મા અધિવેશન પ્રસંગે સ્વાગત સમિતિના અધ્યક્ષ સ્થાનેથી યુનિવર્સીટીના વાઇસ. ચાન્સેલર માન્યવર શ્રી. હરસિદ્ધભાઇ દીવેટિયાએ અંગ્રેજીમાં આપેલા ભાષણમાંથી ]

**જૈન પંડિતોની** વાઙ્‌મય પ્રતિભાનાં સુફળ હજી આજે પણ પાટણ, ખંભાત, અમદાવાદ, વડોદરા અને દૂર સુદૂર આવેલા જેસલમીર ખાતે જુદાજુદા અનેક ભંડારોના ભોંયરામાં સુરક્ષિત રહ્યાં છે એ ભોંયરામાં સંખ્યાબંધ ગ્રંથો અને હસ્તલિખિત ગ્રંથો સંઘરી રાખવામાં આવ્યા છે અને એમાંના ઘણા હજી પણ પંડિતોના સંશોધનની વાટ જોઈ રહ્યા છે. મધ્યકાલીન ગુજરાતનું ખરેખરું ધન હજી પણ એ ભંડારોમાં ગુપ્ત પડી રહેલું છે અને આધુનિક કાળમાં હમણાંના વિદ્વાનોને પોતાની શોધખોળની પ્રવૃત્તિઓમાં ઠીકઠીક પ્રમાણમાં રસ જાગ્યો છે તેમ છતાં પણ સહાયક બનવા માટે તેમનું કાર્ય સિદ્ધ થવામાં ઘણા સારા પ્રમાણમાં આર્થિક મદદ તેમજ વિદ્વાનોની સંસ્થાઓના સહકારની જરૂર રહેશે. આ અધિવેશનની સાથોસાથ યોજવામાં આવેલા પ્રદર્શનની અંદર આ સાહિત્યધનમાંથી થોડુંક એકત્રિત કરીને રજૂ કરવામાં આવ્યું છે એ જોવાની આપ સહુને તક મળી રહેશે અને મને આશા છે કે આપણી પ્રાચીન સંસ્કૃતિનું જ્ઞાન વિસ્તારવા માટે, એને વ્યાપક બનાવવા માટે આ ભંડારોમાં જે મહામોંઘું સાહિત્ય સંઘરાયેલું પડ્યું છે તેનો થોડોક ખ્યાલ આપને જરૂર આવશે જૈન ભંડારો અને દેરાસરો જાળવી રાખવાનો સુયશ ગુજરાતના મુસ્લિમ રાજાઓ અને ખૂદ મોગલ શહેનશાહો ઉપર પણ

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૪૮ ]

# જ્ઞાનભંડારો પર એક દૃષ્ટિપાત

લેખક : પૂ. મુનિરાજ શ્રી. પુણ્યવિજયજી

[ અમદાવાદ ખાતે તા ૩૦-૧૦-૫૩ ના રોજ મળેલા અખિલ ભારતીય પ્રાચ્ય વિદ્યાપરિષદના ૧૭ મા અધિવેશન પ્રસંગે ગુજરાત વિદ્યાસભા અંતર્ગત શ્રી ભોળાભાઈ જેસંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન દ્વારા યોજવામાં આવેલા હસ્તલિખિત ગ્રંથોના પ્રદર્શનના પ્રયોજક પૂ. મુનિરાજ શ્રી. પુણ્યવિજયજીએ આપેલા હિંદી ભાષણના ઉપયોગી મુખ્ય ભાગનો અનુવાદ ]

**આ** યુગના વિકસિત સાધન અને વિકસિત વ્યવહારની દૃષ્ટિએ લાઈબ્રેરી અથવા પુસ્તકાલયોનું વિશ્વમાં જે સ્થાન છે તે સ્થાન પહેલાના સમયમાં તે યુગની મર્યાદા અનુસાર જ્ઞાનભંડારોનું હતુ. ધન, ધાન્ય, વસ્ત્ર, પાત્ર આદિ દુન્યવી ચીજોના ભંડારોની માફક શાસ્ત્રોના પણ ભંડાર અથવા તો સગ્રહો કરવામાં આવતા હતા. અને આ ભંડાર ધર્મજીવી અથવા તો વિદ્યાજીવી ઋષિ, મુનિ યા વિદ્વાનોને હાથે નિર્માણ થતા હતા આ પ્રથા કોઈ એક દેશ, કોઈ એક ધર્મ, યા કોઈ એક પરંપરામાં મર્યાદિત રહી ન હતી. ભારતીય આર્યોની માફક ઈરાની આર્યો, ખ્રીસ્તીઓ અથવા મુસલમાનો પણ પોતાના સમ્માન્ય શાસ્ત્રોના સંગ્રહો સર્વદા કરતા રહ્યા હતા.

ભંડારના ઇતિહાસની સાથે અનેક બાબતો સંકલિત છે—લિપિ, લેખનનું સાધન, લેખનનો વ્યવસાય, પરંતુ અહીં તો મારા લગભગ ચાલીસ વર્ષના પ્રત્યક્ષ અનુભવથી જે વાત જાણવામાં આવી છે તેનો હું સંક્ષેપમાં નિર્દેશ કરવા ઇચ્છું છું.

હું જાણું છું તે મુજબ કહી શકું કે ભારતમાં બે પ્રકારના ભંડાર મુખ્યતયા જોવામાં આવે છે-વ્યક્તિગત માલિકીનું અને સાંઘિક માલિકીનુ. વૈદિક પરંપરામાં પુસ્તક સંગ્રહનો મુખ્ય સંબધ બ્રાહ્મણવર્ગની સાથે રહેલો છે બ્રાહ્મણવર્ગ ગૃહસ્થાશ્રમપ્રધાન છે. તેને પુત્રપરિવાર વગેરેનો પરિગ્રહ પણ ઇષ્ટ છે-શાસ્ત્રસમત છે. તેથી જ બ્રાહ્મણપરંપરાના વિદ્વાનોના પુસ્તકસંગ્રહો મુખ્યત્વે વ્યક્તિગત માલિકીના રહ્યા છે અને આજ પણ એવું જ છે. ગુજરાત, રાજસ્થાન, ઉત્તરપ્રદેશ બિહાર, બંગાળ, મિથિલા અથવા તો દક્ષિણના કોઈ પણ પ્રદેશમાં જઈને પુરાણા બ્રાહ્મણપરપરાના સંગ્રહો આપણે જોવા માગીએ તો કોઇને કોઈ વ્યક્તિગત કુટુંબની માલિકીના જ મળી શકશે પરંતુ ભિક્ષુપરંપરામાં આનાથી ઉલટો પ્રકાર છે. બૌદ્ધ-જૈન જેવી પરંપરાઓ ભિક્ષુ યા શ્રમણ પરપરામાં સંમિલિત છે. જો કે ભિક્ષુ યા શ્રમણ ગૃહસ્થોના અવલંબન વડે જ ધર્મ યા વિદ્યાનુ સરક્ષણ સંવર્ધન કરે છે તો-પણ તેનું પોતાનું જીવન અને ઉદ્દેશ અપરિગ્રહના સિદ્ધાંત ઉપર અવલંબિત છે-તેને કોઇ પોતાનો પુત્રપરિવાર વગેરે હોતું નથી. તેથી તેની મારફત કરાયેલો અથવા તો રક્ષાયેલો સંગ્રહ સાંઘિક માલિકીનો રહ્યો છે અને આજે પણ એ મુજબ છે. કોઇ બૌદ્ધ વિહાર યા કોઈ જૈન સંસ્થામાં કોઇ એક આચાર્ય યા વિદ્વાનનું પ્રાધાન્ય કોઈ કાળે રહ્યું હોય તો-પણ તેના આશ્રય નીચે બનેલો અથવા સંરક્ષિત થયેલો જ્ઞાનભડાર તત્તત સંઘની માલિકીનો જ રહે છે અથવા માનવામાં આવે છે.

સામાન્યરૂપે આપણે જાણીએ છીએ કે આ દેશમાં બૌદ્ધવિહાર નહિ હોવાથી બૌદ્ધ સંઘનો ભંડાર પણ નથી. પરંતુ વસ્તુસ્થિતિ જુદી છે અહીના પુરાણા બૌદ્ધ વિહારોના

નાના મોટા અનેક પુસ્તકસંગ્રહો કેટલાક મૂળરૂપમાં અને કેટલાક પલટાયેલા રૂપમાં ભારતના પાડોશી અનેક દેશોમાં ગયા છે. નેપાળ, ચીન, સિલોન, ટીબેટ, બર્મા વગેરે અનેક દેશોમાં પુરાણા બૌદ્ધ શાસ્ત્રસંગ્રહો આજે પણ સુલભ છે.

જૈન પરંપરાના ભિક્ષુઓ ભારતની બહાર ગયા નથી. તેને લીધે તેમનો શાસ્ત્રસંગ્રહ પણ મુખ્યત્વે ભારતમાં જ રહ્યો છે. ભારતનો ભાગ્યે જ કોઈ એવો ભાગ હોય કે જ્યાં જૈન પુસ્તકસંગ્રહ ઓછાવધતા પ્રમાણમાં ન પણ મળી શકે. દૂર દક્ષિણમાં કર્ણાટક, આંધ્ર, તામીલ વગેરે પ્રદેશોથી માંડીને ઉત્તરના પંજાબ, યુક્ત પ્રદેશો સુધી અને પૂર્વના બંગાળ, બિહારથી માંડીને પશ્ચિમના કચ્છ, સૌરાષ્ટ્ર સુધી જૈન ભંડારો આજે પણ જોવામાં આવે છે, પછી ભલે કોઈ જગ્યાએ તે નામ માત્ર હોય આ સર્વ ભંડારો મૂળમાં સાંઘિક માલિકીના ધોરણ ઉપર જ સ્થાપિત થયા છે સાંઘિક માલિકીના ભંડારોનો મુખ્ય લાભ એ છે કે તેની વૃદ્ધિ સંરક્ષણ વગેરે કાર્યોમાં સંઘ ભાગ લે છે અને સંઘના જુદા જુદા દરજ્જાના અનુયાયી ગૃહસ્થો તેમાં પોતાનો ભક્તિપૂર્વક સાથ દે છે, જેને લીધે ભંડારોની શાસ્ત્રસમૃદ્ધિ બહુ વધી જાય છે અને તેની રક્ષા પણ ઠીક ઠીક થાય છે. આ જ કારણ છે કે જેને લીધે વચગાળાના અંધાધુંધીના સમયમા સેંકડો વિઘ્ન-બાધાઓ ઉપસ્થિત થવા છતાં પણ હજારોની સંખ્યામાં પુરાણા ભંડારો સુરક્ષિત રહ્યા છે અને પુરાણા ભંડારોની કાયા ઉપર નવા ભંડારોની સ્થાપના અને વૃદ્ધિ થતી રહી છે, જે પરંપરા આજે પણ ચાલુ છે.

આ વિષયમાં એક બે ઐતિહાસિક ઉદાહરણ પૂરતાં છે. જ્યારે પાટણ, ખંભાત આદિ સ્થળોમાં કોઈ ઉત્પાતની સંભાવના માલમ પડી કે તરત જ આચાર્યોએ બહુમૂલ્ય શાસ્ત્રસંપત્તિ જેસલમેર જેવા દૂરવર્તી સુરક્ષિત સ્થાનોમાં સ્થાનાંતરિત કરી દીધી. એથી અન્યથા જ્યાં એવા ઉત્પાતનો સંભવ નહોતો ત્યાં પુરાણા સંગ્રહો એ જ રીતે ચાલુ રહ્યા હતા. જેવા કે કર્ણાટકના દિગંબર ભંડારો.

આમ તો વૈદિક બૌદ્ધાદિ પરંપરાઓના ગ્રંથો સાથે મારો એ જ ભાવ તથા સંબંધ છે જેવો જૈન પરંપરાના શાસ્ત્રગ્રંથોની સાથે છે, તોપણ મારા કાર્યોનો મુખ્ય સંબંધ પરિસ્થિતિની દૃષ્ટિએ જૈન ભંડારો સાથે રહ્યો છે. આમ હોવાથી હું તેને લગતા અનુભવ વિષે જ અહીં વિચાર પ્રસ્તુત કરવા માગું છું. ભારતમાં ઓછામાં ઓછા પાંચસો શહેર, ગામ, કસબા વગેરે સ્થાન હશે જ્યાં જૈન શાસ્ત્રસંગ્રહ મળી શકે એમ છે. પાંચસોની સંખ્યા—આ તો સ્થાનોની સંખ્યા છે. ભંડારોની નહિ—ભંડાર તો કોઈ એક શહેર, એક કસબો અથવા ગામડામાં બે, પાંચથી માંડીને પંદર, વીસ સુધી મળી શકે તેમ છે. પાટણમાં વીસથી વધારે ભંડાર છે તો અમદાવાદ, સુરત, બીકાનેર વગેરે સ્થળોમાં દશ-દશ, પંદર-પંદર આસપાસ જોવામાં આવે છે. ભંડારનાં કદ પણ સૌના એકસરખાં નથી. કોઈ કોઈ ભંડારમાં પચીસ હજાર સુધીનો ગ્રંથસંગ્રહ છે તો કોઈ કોઈમાં બસો પાંચસો પણ છે ભંડારોનુ મહત્ત્વ જુદી જુદી દૃષ્ટિથી આંકવામાં આવે છે. કોઈમાં ગ્રંથરાશિ વિપુલ છે તો વિષયવૈવિધ્ય ઓછું છે; કોઈમા વિષયવૈવિધ્ય વધારે છે તો આપેક્ષાકૃત પ્રાચીનત્વ કમ છે, કોઈમા પ્રાચીનતા વધારે છે, કોઈમા જૈનેતર બૌદ્ધ-વૈદિક જેવી પરંપરાઓના મહત્ત્વપૂર્ણ ગ્રંથો શુદ્ધરૂપમાં સંગ્રહિત છે તો કોઈમાં થોડા પણ એવા ગ્રંથો છે કે જે આ ભંડારો સિવાય દુનિયાના કોઈ ભાગમાં આજ સુધી પ્રાપ્ત થયા નથી. ખાસ કરીને એવા ગ્રંથો બૌદ્ધપરંપરાના છે; કોઈમા સંસ્કૃત, પ્રાકૃત,

અપભ્રંશ, પ્રાચીન ગુજરાતી, રાજસ્થાની, હિંદી, ફારસી વગેરે ભાષાવૈવિધ્યની દૃષ્ટિએ ગ્રંથ-રાશિનું મહત્ત્વ છે, તો કોઇમાં પુરાણા તાડપત્ર અને ચિત્રસમૃદ્ધિનું મહત્ત્વ છે.

સૌરાષ્ટ્ર, ગુજરાત અને રાજસ્થાનના જુદા સ્થાનોમાં હુ રહ્યો છું અને મેં ભ્રમણ પણ કર્યું છે. મેં લગભગ ચાલીસ સ્થાનોના બધા ભંડારો જોયા છે અને લગભગ પચાસ ભંડારોમાં તો પ્રત્યક્ષ બેસીને કામ કર્યું છે. આટલા પરિમિત અનુભવોમાં પણ જે સાધનસામગ્રી જાણવામાં આવી છે તેમજ હસ્તગત થઈ છે તે આધારે હું કહી શકું છું કે વૈદિક, બૌદ્ધ અને જૈન પરંપરાના પ્રાચીન તથા મધ્યકાલીન શાસ્ત્રોના સંશોધન વગેરેમાં જેને રસ છે તેને માટે અપરિમિત સામગ્રી ઉપલબ્ધ છે

શ્વેતાંબર, દિગંબર, સ્થાનકવાસી અને તેરાપંથી–આ ચાર ફિરકાથી આશ્રિત જૈન ભંડારો છે. આમ તો આ સર્વ ફિરકાના ભંડારોથી હું થોડોઘણો પરિચિત છું. તો પણ મારો સૌથી વધારે પરિચય અને પ્રત્યક્ષ અનુભવ શ્વેતાંબર પરંપરાના ભંડારો સાથે જ રહ્યો છે. હું માનું છું કે વિષય તથા ભાષાના વૈવિધ્યની દૃષ્ટિથી, ગ્રંથસંખ્યાની દૃષ્ટિથી, પ્રાચીનતાની દૃષ્ટિથી, ગ્રંથોના કદ, પ્રકાર, અલંકરણ વગેરેની દૃષ્ટિથી તથા અલભ્ય, દુર્લભ અને સુલભ પરંતુ શુદ્ધ એવા બૌદ્ધ, વૈદિક જેવી જૈનેતર પરંપરાઓના બહુમૂલ્ય વિવિધ ગ્રંથોના સંગ્રહની દૃષ્ટિથી શ્વેતાંબર પરંપરાના અનેક ભંડારો એટલા મહત્ત્વના છે કે તેટલા મહત્ત્વના અન્ય સ્થાનોના છે જ નહિ.

માધ્યમની દૃષ્ટિએ મારા જોવામાં આવેલા ગ્રંથોના ત્રણ પ્રકાર છે. તાડપત્ર, કાગળ અને કપડું. તાડપત્રના ગ્રંથો વિક્રમની નવમી શતાબ્દીથી માંડીને સોળમી શતાબ્દી સુધીના મળે છે. કાગળના ગ્રંથો જૈન ભંડારોમાં વિક્રમની તેરમી શતાબ્દીના પ્રારંભથી આજ સુધીના મૌજુદ છે. જો કે મધ્ય એશિયાના યારકંદ શહેરથી દક્ષિણની બાજુએ ૬૦ માઇલ ઉપર કુગિ-યર નામના સ્થાનમાંથી પ્રાપ્ત થયેલા કાગળના ચાર ગ્રંથો ઈ. સ. ની પાંચમી શતાબ્દીના માનવામાં આવે છે. પરંતુ એટલા પુરાણા કોઈ તાડપત્રના અથવા તો કાગળના ગ્રંથ આજ સુધી જૈન ભંડારોમાંથી મળ્યા નથી. આનો અર્થ એટલો જ છે કે પૂર્વકાળમા લખાયેલા ગ્રંથો જેમ જેમ વૃદ્ધ થતા ગયાં–નાશાભિમુખ થતા ગયા તેમ તેમ તે ઉપરથી નવી નવી નકલો થતી ગઈ અને નવા રચતા ગ્રંથો પણ લખાતા ગયા આ રીતે આપણી સામે જે ગ્રંથસામગ્રી મોજુદ છે તેમાં મારી દૃષ્ટિથી વિક્રમની પૂર્વ શતાબ્દીઓથી માંડીને નવમી શતાબ્દી સુધીના ગ્રંથોનું અવતરણ છે અને નવમી શતાબ્દીની પછી નવા રચાયેલા ગ્રંથોનો પણ સમાવેશ છે.

મારી નજર તળેથી પસાર થયેલા ગ્રંથોમાં તાડપત્રીય ગ્રંથોની સંખ્યા લગભગ ૩૦૦૦ જેટલી છે અને કાગળના ગ્રંથોની સંખ્યા તો બે લાખથી વધારે છે એ કહેવાની જરૂર નથી કે આમાં સર્વ જૈન ફિરકાના સર્વ ભંડારોના ગ્રંથોની સંખ્યા અભિપ્રેત નથી. એ સંખ્યા તો દસ પંદર લાખથી પણ કંઈક વધી જાય તેમ છે.

જુદી જુદી અપેક્ષાથી ભંડારોનું વર્ગીકરણ નીચે લખ્યા મુજબ કરી શકાય. એ ધ્યાનમાં રહેવું જોઈએ કે આ વર્ગીકરણ સ્થૂલ છે.

પ્રાચીનતાની દૃષ્ટિથી તથા ચિત્રપટ્ટિકા તેમજ અન્ય ચિત્ર સમૃદ્ધિની દૃષ્ટિથી અને સંશોધિત તથા શુદ્ધ કરાયેલા આગમિક સાહિત્યની તેમજ તાર્કિક, દાર્શનિક સાહિત્યની દૃષ્ટિથી

જેમાં જૈન પરંપરા ઉપરાંત વૈદિક તેમજ બૌદ્ધ પરંપરાનો સમાવેશ થાય છે—પાટણ, ખંભાત અને જેસલમેરના તાડપત્રીય સંગ્રહો સૌથી પ્રથમ કોટિના છે. આમાં જેસલમેરનો ખરતર આચાર્ય શ્રીજિનભદ્રસૂરિ-સંસ્થાપિત તાડપત્રીય ભંડાર પ્રથમ ધ્યાન ખેંચે છે. નવમી શતાબ્દીવાળો તાડપત્રીય ગ્રંથ-વિશેષ આવશ્યક મહાભાષ્ય, જે લિપિ, ભાષા અને વિષયની દૃષ્ટિથી મહત્ત્વ ધરાવે છે તે પહેલવહેલો આ સંગ્રહમાંથી મળ્યો છે. આ સંગ્રહમાં જેટલી અને જેવી પ્રાચીન ચિત્રપટ્ટિકાઓ તથા અન્ય પુરાણી ચિત્રસમૃદ્ધિ છે તેટલી પુરાણી અને તે પ્રકારની કોઈ એક ભંડારમાં લભ્ય નથી. આ તાડપત્રીય સંગ્રહમાં જ આગમિક ગ્રંથો છે તે મોટા ભાગે સંશોધિત અને શુદ્ધ કરાયેલા છે. વૈદિક પરંપરાના વિશેષ શુદ્ધ અને મહત્ત્વના કેટલાક ગ્રંથો પણ આ સંગ્રહમાં ઉપલબ્ધ છે. આમાં સાંખ્યકારિકા ઉપરનું ગૌડપાદ-ભાષ્ય તથા બીજી વૃત્તિઓ પણ છે. યોગસૂત્ર ઉપરની વ્યાસભાષ્ય સહિત તત્ત્વવૈશારદી ટીકા છે. ગીતા ઉપરનું શાંકરભાષ્ય અને શ્રીહર્ષનું ખંડનખંડખાદ્ય છે. વૈશેષિક અને ન્યાયદર્શનનું ભાષ્ય અને એના ઉપરની ક્રમિક ઉદયનાચાર્ય સુધીની સર્વ ટીકાઓ મોજુદ છે. ન્યાયસૂત્ર ઉપરનું ભાષ્ય, તેનું વાર્તિક, વાર્તિક ઉપરની તાત્પર્ય-ટીકા અને તાત્પર્યટીકા ઉપર તાત્પર્યશુદ્ધિ તથા એ પાંચ ગ્રંથો ઉપર વિષમપદવિવરણરૂપ 'પંચપ્રસ્થાન' નામનો એક અપૂર્વ ગ્રંથ આ સંગ્રહમાં છે. બૌદ્ધ પરંપરાના મહત્ત્વપૂર્ણ તર્કગ્રંથોમાંથી સટીક સટિપ્પણ ન્યાયબિંદુ તથા સટીક સટિપ્પણ તત્ત્વસંગ્રહ જેવા અનેક ગ્રંથો છે. અહીં એક બાબતનો હું ખાસ નિર્દેશ કરવા માગું છું જે સંશોધકો માટે ખાસ ઉપયોગી છે. અપભ્રંશ ભાષાના કેટલાક અપ્રકાશિત તથા અન્યત્ર અપ્રાપ્ય એવા બારમી સદીના મોટા મોટા કથા-ગ્રંથો આ ભંડારમાં છે. જેવા કે વિલાસવઈકહા, અરિટ્ઠ-નેમિચરિઉ ઇત્યાદિ. આવી રીતે છંદ વિષયક કેટલાક ગ્રંથો છે, જેની નકલો પુરાતત્ત્વકોવિદ શ્રીજિનવિજયજીએ જેસલમેર જઈને કરાવી છે. એ નકલોના આધારે પ્રોફેસર વેલિનકરે તેનું પ્રકાશન કર્યું છે.

ખંભાતના શ્રીશાંતિનાથ તાડપત્રીય-ગ્રંથ ભંડારની એક બે વિશેષતાઓ એ છે કે, એમાં ચિત્રસમૃદ્ધિ તો છે જ, પણ ગુજરાતના સુપ્રસિદ્ધ અને વિદ્વાન વસ્તુપાલની સ્વહસ્તલિખિત 'ધર્માભ્યુદય' મહાકાવ્યની પ્રત પણ છે. પાટણના ત્રણ તાડપત્રીય સંગ્રહોની અનેક વિશેષતાઓ છે. એમાંથી એક તો એ છે કે ત્યાંથી ધર્મકીર્તિનું 'હેતુબિંદુ' અર્ચટની ટીકાવાળું પ્રાપ્ત થયું છે, જે આજ સુધી મૂળ સંસ્કૃતમાં કોઈ ઠેકાણેથી મળ્યું નથી જયરાશિનું તત્ત્વોપપ્લવ જેનો અન્યત્ર કોઈ પત્તો નથી તે પણ અહીંથી મળ્યું છે

કાગળ-ગ્રંથના અનેક ભંડારોમાંથી ચાર પાંચનો નિર્દેશ અહીં પૂરતો લેખાશે પાટણના તપાગચ્છનો ભંડાર ગુજરાતી, રાજસ્થાની, હિંદી અને ફારસી ભાષાના વિવિધવિષયક સેંકડો ગ્રંથોથી સમૃદ્ધ છે. જેમાં 'આગમડંબર' નાટક પણ છે, જે અન્યત્ર દુર્લભ છે પાટણના ભાભાના પાડાનો ભંડાર પણ અનેક દૃષ્ટિથી મહત્ત્વનો છે. હમણાં હમણાં એમાંથી જ છઠ્ઠી-સાતમી સદીના બૌદ્ધ તાર્કિક આચાર્ય શ્રીધર્મકીર્તિના સુપ્રસિદ્ધ 'પ્રમાણવાર્તિક' ગ્રંથની સ્વોપજ્ઞ વૃત્તિ મળી છે, જે તિબેટથી પણ આજ સુધી પ્રાપ્ત થઈ નથી. ખંભાતની જૈન શાળાનો ભંડાર પણ મહત્ત્વ ધરાવે છે. તેમાં વિક્રમ સંવત ૧૨૩૪ની લખેલી જિનેશ્વરીય કથાકોશની પ્રતિ છે. જૈન ભંડારમાં મળતી કાગળની પોથીઓમાં આ સૌથી પુરાણી છે આઠસો વર્ષ પછી આજે પણ તેના કાગળની સ્થિતિ સારી છે. ઉપાધ્યાય શ્રીયશોવિજયજીના સ્વહસ્તલિખિત કેટલાય ગ્રંથો જેવા કે વિષયતાવાદ, સ્તોત્રસંગ્રહ વગેરે આ ભંડારમાંથી હમણાં હમણાં મને

મળ્યા છે. જેસલમેરના એક કાગળના ભંડારમાં ન્યાય અને વૈશેષિક દર્શનના સૂત્ર, ભાષ્ય, ટીકા, અનુટીકા વગેરેનો પૂરો સંગ્રહ બહુ શુદ્ધરૂપમાં વિદ્યમાન છે, જે વિ. સં. ૧૨૭૯માં લખવામાં આવેલ છે. અમદાવાદના માત્ર બે ભંડારનો જ નિર્દેશ કરવા માગું છું. પગથિયાના ઉપાશ્રયના સંગ્રહમાંથી ઉપાધ્યાય શ્રીયશોવિજયજીની સ્વહસ્તલિખિત પ્રમેયમાળા તથા વીતરાગસ્તોત્ર અષ્ટમ પ્રકાશની વ્યાખ્યા–આ બે ગ્રંથ તાજેતરમાં આચાર્ય શ્રીવિજયમનોહરસૂરિજી મારફત મળ્યા છે. બાદશાહ જહાંગીર દ્વારા સન્માનિત વિદ્વાન ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર રચિત કેટલાય ગ્રંથો આ સંગ્રહમાં છે, જેવા કે નૈષધની તથા વાસવદત્તાની ટીકા વગેરે. દેવશાના પાડાનો સંગ્રહ પણ મહત્ત્વનો છે. એમા પણ ભાનુચંદ્ર–સિદ્ધિચંદ્રના અનેક ગ્રંથો છે એમ સાંભળવામાં આવ્યું છે.

કપડા ઉપર પત્રાકારમાં લખાયેલો આજ સુધીમાં એક જ ગ્રંથ મળ્યો છે, જે પાટણના શ્રીસંઘના ભંડારમાં છે. આમ તો રોલ–ટીપણાના આકારના કપડા ઉપર લખાયેલા કેટલાય ગ્રંથો મળેલા છે, પણ પત્રાકારે લિખિત આ એક જ ગ્રંથ છે.

સોનાચાંદીની શાહીથી બનાવેલા તથા અનેક રંગવાળા સેંકડો નાનાવિધ ચિત્રો જેવા તાડપત્રીય ગ્રંથો પર મળે છે તેવા જ કાગળના ગ્રંથો પર પણ જોવામાં આવે છે. આ રીતે તથા કપડા ઉપર આલિખિત, અલંકારખચિત વિજ્ઞપ્તિપત્ર, ચિત્રપટ પણ મોટા પ્રમાણમાં મળે છે. (વાંચતી વખતે પાના રાખવા માટે તથા પ્રતાકાર ગ્રંથ બાંધવાને માટે જે બન્ને બાજુ રાખવામાં આવે છે તે) પૂંઠા, ડબા વગેરે પણ સચિત્ર તથા વિવિધ આકારના પ્રાપ્ત થાય છે. ડબાની એક ખૂબી એ છે કે એમાંથી કોઈ ચર્મજટિત છે, કોઈ વસ્ત્રજટિત હોય છે તો કોઈ કાગળના મઢેલા હોય છે. આજકાલના છાપેલા પુસ્તકોનાં પાકાં પૂંઠા ઉપર જેવી રચનાઓ જોવામાં આવે છે એવી આ ડબાઓ ઉપર ઠપ્પાથી–સંચાથી ઢાળેલી અનેક તરેહની રંગબેરંગી રચનાઓ કરવામાં આવેલી હોય છે.

આ જ્ઞાનભંડારો વિવિધ દૃષ્ટિથી સમૃદ્ધ અને મહત્ત્વના છે. એમની મુખ્ય વિશેષતા એ છે કે તેનો સંગ્રહ જો કે જૈનોએ કર્યો હોય તો પણ તે માત્ર જૈન શાસ્ત્રોના સંગ્રહથી મર્યાદિત હોતો નથી. તેમાં જૈન જૈનેતર અથવા વૈદિક–બૌદ્ધ–જૈન, સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ આદિ ભાષાના ચરિત્રગ્રંથો, રાસ આદિ વિવિધ સાહિત્ય વિદ્યમાન છે. સંક્ષિપ્તમાં મારે કહેવું જોઈએ કે આ ભંડારોનું સાચું મહત્ત્વ તેની વ્યાપક અને વિશાળ સંગ્રહદૃષ્ટિમાં રહેલું છે. જેવી રીતે આ વિશાળ જ્ઞાનભંડારોમાં લેખન-સંશોધન–રક્ષણ વિષયક સાધન તેમ જ સંગ્રહ છે તેવી રીતે તાડપત્ર, કાપડ, અને કાગળ ઉપર કાળી, લાલ, સોનેરી, રૂપેરી અનેક પ્રકારની શાહીથી લખેલા અનેક આકાર–પ્રકારના અત્યંત સુંદર અને કલાપૂર્ણ સચિત્ર–અચિત્ર, પત્રાકાર, ગુટકાકાર, કુંડળિયાકાર લખાયેલા ગ્રંથો વિદ્યમાન છે. અનેક પ્રકારના સચિત્ર–અચિત્ર વિજ્ઞપ્તિપત્ર, તીર્થયાત્રાદિના ચિત્રપટ, યંત્રપટ, વિદ્યાપટ આદિનો વિશાળ સંગ્રહ આ ભંડારમાં છે. જૈનોએ આ ભંડારના સંગ્રહને માટે હાર્દિક મનોયોગની સાથે સાથે પોતાની સંપત્તિ પાણીની માફક વહેવરાવી છે. એ જ રીતે તેના સંરક્ષણ માટે પણ તેમણે સર્વ શક્ય ઉપાયો કર્યા છે.

આ પ્રકારના જ્ઞાનભંડાર, તેમાં ઉપલબ્ધ સામગ્રી તેમ જ ગ્રંથરાશિ તથા તેની વ્યવસ્થા વગેરે બાબતો વિષે મેં અહીં સંક્ષિપ્ત વર્ણન કર્યું છે. વિશાળ તેમજ વૈવિધ્યપૂર્ણ આ ગ્રંથરત્નોના પરીક્ષકો તેનો સમ્યક્ ઉપયોગ કરે, એવી મારી આંતરિક અભિલાષા છે.



# નવ આચાર્યોની

## એક સંયુક્ત મૂર્તિ

[ ચિત્ર માટે જુઓ ટાઈટલ પેજ બીજું ]

⊙

લેખક : શ્રીયુત અગરચંદજી નાહટા

જૈનધર્મમાં તીર્થંકરોની માફક ગુરુઓને પણ પૂજ્ય માનીને તેમનું વિનય, વૈયાવૃત્ય (સેવા), ભક્તિ કરવાનું વિધાન કરેલું છે. જૈનધર્મના નમસ્કાર મંત્રમાં પંચ પરમેષ્ઠીને નિત્ય નમસ્કાર કરવામાં આવે છે આ નમસ્કાર સૂત્રનું મહત્ત્વ જૈન ગ્રંથોમા ઘણું વિશેષરૂપે વર્ણવેલું છે. આ સૂત્રમાં ઉલ્લિખિત પચ પરમેષ્ઠીમાં અર્હંત અને સિદ્ધ—બને દેવસ્થાનીય છે અને આચાર્ય, ઉપાધ્યાય તેમજ સાધુ–આ ત્રણે ગુરુઓ છે. સિદ્ધચક્ર યંત્રમાં આ પંચ પરમેષ્ઠી તો છે જ પરંતુ સાથેસાથ આત્માના ચાર વિશેષ ગુણ–દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચારનો ઉમેરો પણ કરવામાં આવ્યો છે. આ ચાર આત્મિક ધર્મો છે. આથી દેવ, ગુરુ, ધર્મ—આ ત્રિપુટીના નવ ભેદોનુ સમ્મિલિતરૂપ જ સિદ્ધચક્ર અથવા નવપદ મંત્ર. આની આરાધના પ્રત્યેક આશ્વિન અને ચૈત્ર માસમાં નવ દિવસ સુધી વિધિપૂર્વક કરવામાં આવે છે.

જૈન આગમોમાં ગુરુઓનું મહત્ત્વ ઘણુ વિશેષરૂપે બતાવવામાં આવ્યું છે. તીર્થંકરો તો નિયત સમયમાં નિયત સંખ્યામાં જ થાય છે પરંતુ તેમના પ્રરૂપિત ધર્મમાર્ગના પ્રચારમાં ગુરુજનો જ પ્રયત્નશીલ રહે છે. સાધુઓ માટે ગુરુઆજ્ઞાનું એટલે સુધી વિધાન કરવામાં આવ્યું છે કે, એક શ્વાસોચ્છ્વાસની ક્રિયા, જે અનિવાર્ય અને નિરંતર ચાલ્યા કરે છે, એ સિવાયની કોઈ પણ પ્રવૃત્તિ ગુરુની આજ્ઞા લીધા વિના કરી ન શકાય. ક્યાંઈ પણ જવું–આવવું હોય, આહાર લાવવો હોય, તેનો ઉપયોગ કરવો હોય, તપ આદિ ધાર્મિક અનુષ્ઠાન કરવું હોય—એ બધામાં ગુરુની આજ્ઞા લેવાનું આવશ્યક માનવામાં આવ્યું છે.

જ્યાં સુધી મૂર્તિપૂજાનો સવાલ છે ત્યા સુધી તીર્થંકરોની મૂર્તિઓ તો પ્રાચીન મળે જ છે પરંતુ આચાર્ય વગેરેની મૂર્તિઓ એટલી પ્રાચીન નથી મળતી આચાર્ય, ઉપાધ્યાય, સાધુ —આ ત્રણ ગુરુઓમાં આચાર્ય સંઘના નેતા હોય છે. એટલા માટે તીર્થંકરોની અવિદ્યમાનતામાં તો તેમનું મહત્ત્વ તીર્થંકરોની માફક જ માનવામાં આવે છે, છતા ગુરુ છદ્મસ્થ હોય છે. એટલા માટે તેમના ઉપર તીર્થંકરોની આજ્ઞાનો અંકુશ તો હર સમય રહે જ છે. આચાર્યોની મૂર્તિનું નિર્માણ અને પૂજન ક્યારથી શરૂ થયું તે માટે નિશ્ચિત પ્રમાણ તો મળતું નથી પરંતુ માલમ પડે છે કે, ચૈત્યવાસની પ્રબલતાના સમયે આનો પ્રારંભ થયો હશે. વાસ્તુશાસ્ત્રના ગ્રંથોમાં અને ઉપલબ્ધ પુરાતત્ત્વ સામગ્રીથી તેનો નિર્ણય કરવો આવશ્યક છે કે, ગુરુમૂર્તિઓના નિર્માણનું વિધાન કયા પ્રાચીન ગ્રંથમા મળી આવે છે અને ઉપલબ્ધ ગુરુમૂર્તિઓમાં સૌથી પ્રાચીન મૂર્તિ કયે સ્થળે, કયા આચાર્યની, કયા સમયની છે.

વડોદરાના ડૉ. ઉમાકાંત શાહે જૈન મૂર્તિકળા પર વિશેષ અધ્યયન કરીને હમણાં જ ડૉક્ટરેટ (પીએચ. ડી.ની પદવી) પ્રાપ્ત કરી છે. તેમને હું એ અનુરોધ કરીશ કે, ગુરુમૂર્તિઓની પ્રાચીનતા અને તેની કળાના સબંધમાં અવશ્ય પ્રકાશ પાડે ઉપલબ્ધ ગુરુમૂર્તિઓમાં આસન આદિની ભિન્નતા મળે જ છે, તેથી કઈ શતાબ્દીથી ગુરુમૂર્તિઓની કળામાં શાં શાં પરિવર્તન થયાં, તેનું અધ્યયન પણ આવશ્યક છે.

ઉપલબ્ધ ગુરુમૂર્તિઓમાં હું જાણું છું ત્યાં સુધી મથુરાની કણ્હ (કૃષ્ણ)-મૂર્તિ સૌથી પ્રાચીન છે, તે પછી પાટણની શીલગુણસૂરિની મૂર્તિનું સ્થાન છે. મધ્યવર્તી મૂર્તિઓની શોધ આવશ્યક છે. આ આચાર્યોનો સમય ૯મી શતાબ્દીનો છે. પરંતુ એમની મૂર્તિઓ સંભવતઃ પાછળથી બનાવીને સ્થાપન કરવામાં આવી છે બારમી સદીથી આચાર્ય આદિ ગુરુઓની મૂર્તિઓનું નિર્માણ અધિકરૂપે થવા લાગ્યું, એમ પ્રતીત થાય છે. તેરમી અને ચૌદમી શતાબ્દીની અનેક ગુરુમૂર્તિઓ શત્રુંજય આદિ તીર્થોમાં જોવા મળે છે 'યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલી'માં ખરતરગચ્છના આચાર્યોની અનેક મૂર્તિઓની પ્રતિષ્ઠા થયાનો ઉલ્લેખ મળે છે, પરંતુ એમાંની અધિકાંશ મૂર્તિઓ આજે પ્રાપ્ત નથી.

મુસલમાની સામ્રાજ્યના સમયે ભારતીય શિલ્પોનો જે અત્યંત અધિક વિનાશ થયો, એ જ સમયે આ મૂર્તિઓને તોડી-ફોડી દેવામાં આવી અને કેટલીક મૂર્તિઓ સ્થાનાંતરિત કરવામાં આવી હશે. ગુરુઓની મૂર્તિઓની સાથે તેમની ચરણપાદુકાઓની સ્થાપના અને પૂજા ક્રમશ: વધતી જ ગઈ અને પછીથી સ્વતંત્ર ગુરુમંદિરોનું નિર્માણ પણ થવા લાગ્યું. સ્તૂપોનું નિર્માણ તો પહેલેથી જ થતું રહ્યું છે. 'યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલી'માં અજમેરમાં શ્રીજિનદત્તસૂરિના સ્તૂપની પ્રતિષ્ઠા થયાનો ઉલ્લેખ છે, એ પછી તો બધા આચાર્યોના અગ્નિસંસ્કારના સ્થાન પર સ્તૂપ બનાવવામા આવ્યા, આ ગુરુપાદુકાઓ, મૂર્તિઓ આદિના લેખોથી આપણને તે આચાર્યોના સ્વર્ગવાસ-સમયનો નિશ્ચિત પત્તો લાગી જાય છે, એટલા માટે ઐતિહાસિક દૃષ્ટિથી પણ તેનું મહત્ત્વ ઘણું છે.

ગુરુપાદુકાઓની સ્થાપના ક્રમશઃ વધવા લાગી અને આચાર્યોની જ નહિ પણ ઉપાધ્યાયો, અન્ય મુનિઓ તેમજ છેવટે સાધ્વીઓની પણ અનેક ચરણપાદુકાઓ સ્થાપન થઈ. સોળમી શતાબ્દી સુધીની અનેક ગુરુમૂર્તિઓ તેમજ પાદુકાઓ મુસલમાનોના અત્યાચારોનો શિકાર બની ગઈ, પરંતુ સમ્રાટ અકબરના સમયે ફરીથી એકદમ સુખશાંતિનો વિસ્તાર થયો. આથી આચાર્યોનો નિર્વાણ સમય વગેરેનો તો પટ્ટાવલીઓમાં પણ ઉલ્લેખ મળી જાય છે, જો કે ઘણાએક ગચ્છોની પટ્ટાવલીઓ અત્યારે પ્રાપ્ત નથી. કેટલાક આચાર્યોનો ઇતિહાસ તેમના સંબંધે બનાવાયેલા રાસ અને ઐતિહાસિક ગીતોમાં મળી જાય છે. કેટલીક પટ્ટાવલીઓના ઉલ્લેખો સમકાલીન લખાયેલા ન હોવાથી ભ્રાંત પણ હોય છે, આથી તેનો નિર્ણય કરવા માટે અને જે ગચ્છોની પટ્ટાવલીઓમાં પ્રાપ્ત નથી તે આચાર્યોના સ્વર્ગવાસ-સમયનો નિર્ણય કરવા માટે ગુરુમૂર્તિઓના લેખો ઘણા જ ઉપયોગી છે, પરંતુ તેથીયે અધિક મહત્ત્વના લેખો ઉપાધ્યાય, સામાન્ય મુનિ, અને સાધ્વીઓના પાદુકાલેખો છે, કેમકે તેમના સ્વર્ગવાસ સમયનો નિર્ણય કરવા માટે બીજું કોઈ પણ સાધન મળતું જ નથી. અમે સંગ્રહ કરી સંપાદિત કરેલા 'बीकानेर जैन लेख संग्रह મા એવા એકાધિક લેખો છે, તે પછીથી ક્યારેક પ્રકાશિત કરવામાં આવશે, આમ તો તે લેખો ગ્રન્થરૂપે 'બીકાનેર જૈન લેખ સંગ્રહ'માં છપાઈ ગયા છે.

આજ રીતે અન્ય સ્થાનોમાં પણ ગુરુપાદુકા આદિના જે લેખો મળે છે, તેનો એક સંગ્રહ-ગ્રંથ પ્રકાશિત થાય તો જૈન ઇતિહાસ માટે એક મહત્ત્વપૂર્ણ સાધન થઈ પડશે.

ગુરુમૂર્તિઓ અને પાદુકાઓના નિર્માણમાં ખરતરગચ્છવાળાઓનો પ્રયત્ન સૌથી અધિક રહ્યો છે. આ ગચ્છના પ્રભાવક આચાર્યો શ્રીજિનદત્તસૂરિ અને શ્રીજિનકુશળસૂરિજી તો પોતાના ચમત્કારોથી સેંકડો સ્થાનોમાં કોઈ ગચ્છ અને સંપ્રદાયનો ભેદ રાખ્યા વગર બધા લોકો

માટે સમાનરૂપે માન્ય છે. તેમની પચાસો મૂર્તિઓ અને સેંકડો ચરણપાદુકાઓ ભારતના પ્રાયઃ બધા પ્રાંતમાં સ્થાપન કરવામાં આવેલી છે. સ્વતંત્ર ગુરુમંદિરોની સંખ્યા પણ શતાધિક હશે. આ બે આચાર્યો ઉપરાંત મણિધારી જિનચંદ્રસૂરિ અને યુગપ્રધાન જિનદત્તસૂરિ આ બંનેની પણ સારી માન્યતા છે. લોકોમાં આ આચાર્યો દાદાસાહેબના નામે સર્વત્ર પ્રસિદ્ધ છે. શ્રીજિનદત્તસૂરિજી મોટા સાહેબ અને શ્રીજિનકુશળસૂરિજી નાના દાદાસાહેબ મનાય છે.

કેટલાયે સ્થાનોમાં આ ચારે અને ક્યાંઇ ક્યાંઇ તો એકી સાથે અને આ આચાર્યોનાં સમ્મિલિત ચરણો પણ સ્થાપન કરેલાં મળે છે. પરંતુ હજી સુધી, જે અદ્ભુત મૂર્તિનું આ લેખમાં વિવરણ આપવામાં આવે છે, એવી નવ આચાર્યોની સંયુક્ત મૂર્તિ બીજે કોઈ સ્થળે જોવામાં નથી આવી. આ મૂર્તિ ઉજ્જૈનના શાંતિનાથ જિનાલયમાં સ્થાપિત છે. વચ્ચે એક મોટી ગુરુમૂર્તિ છે અને તેમની બને બાજુએ ચાર ચાર બીજી ગુરુમૂર્તિઓ છે.

મોટી ગુરુમૂર્તિની બરાબર ઉપર એક તીર્થંકર પ્રતિમા ઉત્કીર્ણ છે અને આ મૂર્તિના પગની બંને બાજુએ બે મુનિઓ હાથ જોડીને બેઠેલા છે આસન નીચે જ સ્થાપનાચાર્યજી બતાવવામાં આવ્યા છે. નીચેની પટ્ટિકા પર ચાર પંક્તિઓનો લેખ કોરેલો છે, જે આ પ્રકારે છેઃ—

(૧) "सं. १३३२ ज्येष्ठ सुदि १३ बुधे श्रीभद्रेश्वरसूरि श्रीजयसिंघसूरि श्रीहेमहर्षसूरि
(२) श्रीभुवनचन्द्रसूरि श्रीदेवचन्द्रसूरि श्रीजिनेश्वरसूरि श्रीजिनदेवसूरिश्री
(३) जिनचन्द्रसूरि श्रीशान्तिप्रभसूरि अमीषां मूर्ति [ : ] पं. नरचन्द्रगणिना
(४) कारिता प्रतिष्ठिता श्रीवर्द्धमानसूरिभिः ॥ शुभं भवतु ॥"

થોડાં વર્ષો પહેલાં અમને આ ગુરુમૂર્તિના લેખની નકલ શ્રીબુદ્ધિમુનિજી મહારાજથી પ્રાપ્ત થઈ હતી. આ લેખમાં આપેલાં શ્રીજિનેશ્વરસૂરિ, શ્રીજિનચંદ્રસૂરિ—આ નામો ખરતરગચ્છના આચાર્યોનાં જ મળે છે—એટલા માટે ઉજ્જૈનના સાવણ સુખાજી આદિને એવો ભ્રમ થયો હતો કે આ કયા ગચ્છની મૂર્તિ છે, કદાચિત્ ખરતરગચ્છની ન હોય. લેખથી એ સ્પષ્ટ થઈ જાય છે કે, આ મૂર્તિ ખરતરગચ્છના આચાર્યોની નથી, પરંતુ કોઈ બીજા ગચ્છના આચાર્યોની મૂર્તિ છે. તેમ છતાં મૂર્તિ અને લેખ સ્વયં આંખોથી જોઈ લેવો જરૂરી લાગ્યો, આથી સાવણ સુખાજી અને ઢઢ્ઢાજીને કહીને તેનો ફોટો મંગાવ્યો; જેનાથી પૂર્વપ્રાપ્ત લેખની કેટલીક અશુદ્ધિઓનું સંશોધન પણ થઈ ગયું.

પ્રસ્તુત લેખમાં એ ચિત્રનો બ્લોક પણ આપવામાં આવ્યો છે, જેનાથી પાઠક સ્વયં આ અદ્ભુત મૂર્તિનાં દર્શનનો લાભ ઉઠાવી શકશે.

હવે ઉપર્યુક્ત લેખમાં આવેલા આચાર્યોની પરંપરાના નિર્ણયની જ સમસ્યા બાકી રહે છે. લેખમાં એ સ્પષ્ટ કરવામાં આવ્યું નથી કે, જે નવ આચાર્યોની આ મૂર્તિ છે તેમનો પારસ્પરિક સંબંધ શો હતો ? પરંતુ સંભવ એ જ છે કે, તેઓ એક બીજાના પટ્ટધરો હશે. આ જ ધારણાથી પ્રાપ્ત જૈન ઐતિહાસિક સાધનોની છાનવીણ કરવામાં આવી પરંતુ હજી સુધી આ આચાર્યોના ગચ્છ અને પરંપરાનો નિર્ણય થઈ શક્યો નથી. કેમકે, આટલા આચાર્યોની પરંપરાનાં નામોનો ઉલ્લેખ બીજા કોઈ જૈન ગ્રંથ, પ્રશસ્તિ, પુષ્પિકા અને પ્રતિમાલેખો આદિમા નથી મળતો; એટલા માટે અમે બીજા વિદ્વાનોને અનુરોધ

કરીએ છીએ કે તેમની જાણુમાં એમના ગચ્છ આદિના નિર્ણયનું કોઈ સાધન હોય તો શીઘ્ર પ્રકાશમાં મૂકે.

ગુરુમૂર્તિઓના ઇતિહાસની સાથે આપણા ગુરુઓનાં જે પ્રાચીન ચિત્રો ગ્રંથોમાં અને સ્વતંત્રરૂપે મળે છે, તેનો સંગ્રહ પણ અવશ્ય કરવો જોઈએ. મારી જાણુમાં આચાર્ય શ્રીજિનવલ્લભસૂરિ અને શ્રીજિનદત્તસૂરિજીનાં ચિત્રો, જે જેસલમેરની કાષ્ઠ–પટ્ટિકાઓ પર ચિત્રિત રાજે છે–તે સૌથી પ્રાચીન છે. આ પટ્ટિકાઓ ક્યારે ચિત્રિત કરવામાં આવી, તેનો ઉલ્લેખ મળતો નથી—છતાયે પ્રાચીન તો અવશ્ય છે જ. આ જ સમયની અન્ય જે કાષ્ઠપટ્ટિકા, જેમાં વાદી શ્રીદેવસૂરિજીએ પાટણમાં દિગંબર આચાર્ય કુમુદચંદ્રને શાસ્ત્રાર્થમાં પરાજિત કરવાના ભાવવાળી મળે છે, આની ચિત્રકળા અત્યંત મહત્ત્વની છે. આ પણ ખરતરગચ્છીય બડા જ્ઞાનભંડારનો જ અમૂલ્ય નિધિ છે. મુનિ જિનવિજયજીએ આનો બ્લોક 'ભારતીય વિદ્યા'ના ત્રીજા વર્ષમાં પ્રકાશિત કર્યો છે. પરંતુ તેનાથી એના રંગોની તાજગીનો આભાસ મળતો નથી. થોડાં વર્ષો પૂર્વે જ્યારે હું મુંબઈ ગયો હતો ત્યારે ભારતીય વિદ્યાભવનમાં મુનિજીના સંગ્રહના પ્રદર્શનમાં એ પટ્ટિકાઓને રાખેલી જોઈ ત્યારે મને ઘણો આનંદ થયો.

તાડપત્રીય પ્રતિઓમાં આચાર્ય હેમચંદ્રસૂરિ અને રાજા કુમારપાલનાં સંયુક્ત ચિત્રો મળે છે અને તેનો રંગીન બ્લોક પણ પ્રકાશિત થઈ ચૂક્યો છે. શ્રીજિનેશ્વરસૂરિનાં ચિત્રો (ખંભાત તાડપત્રીય પ્રતિ બે)ના બ્લોક સારાભાઈ નવાબ પાસેથી મેળવીને અમે અમારા 'ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ'માં પ્રકાશિત કર્યાં છે અને બીજા પણ ખરતરગચ્છીય આચાર્યોનાં જેટલાં પણ ચિત્રો અમને એ સમયે પ્રાપ્ત થયાં, તે આ ગ્રંથમાં આપી દેવામાં આવ્યાં છે. એ પછીથી પણ બીજા આચાર્યો અને વિદ્વાનોનાં કેટલાંયે ચિત્રો અમને મળી આવ્યાં છે—અને મળતાં રહે છે. તાડપત્રીય અને કાગળની કેટલીયે પ્રતિઓમાં નામોલ્લેખ સહિત સાધુ અને શ્રાવક આદિનાં ચિત્રોનું આલ્બમ જ્યારે સુયોગ મળશે ત્યારે પ્રકાશિત કરવાનો અમારો વિચાર છે. ઉપલબ્ધ ચિત્રોથી અને મૂર્તિઓથી આપણે ચિત્ર અને મૂર્તિકળામાં થયેલા ક્રમિક પરિવર્તનને સારી રીતે જાણી શકીએ છીએ. સાથોસાથ ગુરુઓની વેષ–ભૂષા અને બેસવા વગેરેની મુદ્રાઓની ભિન્નતાનો પણ એનાથી પત્તો લાગે છે

ગુરુમૂર્તિઓની માફક શ્રાવક–શ્રાવિકાઓની પણ જે મૂર્તિઓ અને ચિત્રો મળે છે, તેનો સગ્રહ અને કળાનું અધ્યયન થવું જરૂરી છે

[ જુઓ પૃષ્ઠ : ૩૫ થી ચાલુ ]

કલ્પનાનો નશો જગતને શબ્દોદ્વારા પાનાર કવિ ! કોઈ પણ વસ્તુની પ્રશંસા કરતાં પહેલાં તેના બાહ્ય સ્વરૂપમાં મુગ્ધ બની, એના અંતરંગ સૌંદર્યની અવહેલના તું ના કરતો ! દરેક પદાર્થના વ્યક્તિત્વને રાગદ્વેષની અંતર વૃત્તિઓથી પર રહીને ઓળખજે, ! કોઈ પણ વસ્તુ સારી કે ખરાબ છે તેના વર્તમાનથી નહિ, પણ ભાવિ પરિણામથી છે–આ સત્યને કદી તું ભૂલતો નહિ

શબ્દોના સ્વામી ઓ કવિ ! તે જ સત્ય કે જે શિવ અને સુંદર છે, માટે તું કલ્યાણકર સુંદરતાનો જ આગ્રહ રાખજે. સત્ય અને શિવથી જે પૃથક્ છે, તે કદી પણ સુંદર હોઈ શકે નહિ, માટે તારી આંતરદૃષ્ટિ શિવ, સુંદર એવા સત્યના માર્ગે વાળજે ! તારાં કાવ્યો એનાં ગુણગાન કરવામાં ગાજે ! સત્યનો સાચો રાહબર બનજે ! જગતની શાંતિનો અગ્રદૂત બની સંસારભરની અશાંતિના ઘેરાયેલાં વાદળોને વિખેરી નાખજે !



# ધૂ-પ-દી-પ

## [શબ્દસૃષ્ટિના સોહામણા શિલ્પી કવિને!]

લેખક : પૂ. પં. શ્રીકનકવિજયજી ગણિવર

**રે** કવિ! તારા શબ્દોમાં શક્તિ છે. તારા અંતરમાં દૃષ્ટિ છે. પણ ભાઈ તારી શક્તિનો ઉપયોગ તું નારીજાતના શરીર, હાડ, કે માંસની સુંદરતાનાં વિકૃત વર્ણનો કરી, એને અપમાનિત ના કરતો. સ્ત્રીજાત એ ભોગવિલાસની વસ્તુ નથી. એ તો જગતની પવિત્ર સૃષ્ટિ છે. એના સૌંદર્યને અપવિત્ર બનાવવા માટે તારી કવિતા નથી, એ તું ભૂલતો નહિ નહિ તો તારી દૃષ્ટિ એકાંગી તેમજ મિથ્યા બની જશે.

ઓ રસિક કવિ! તું જનતાના પ્રેમને કલુષિત, સંકુચિત અને ભ્રમિત ના કરતો. પ્રેમ એ આત્માનું વિરાટ સ્વરૂપ છે, પ્રેમના તંતુઓ નિષ્કામભાવે પરમાત્માની સાથે જોડાઈ રહે તો જ તે પ્રેમ કલ્યાણ કરે છે. માટે જનસમાજને આ માર્ગે વાળી તું તારી શક્તિને સફળ કરજે. માતા, બહેન, પુત્રી સમક્ષ, અરે! પોતાની પત્નીની પાસે પણ જે વર્ણન ન થઈ શકે, એવા વર્ણનો તું આમ છડેચોક કરતો ના રહીશ એમ કરવામાં સાહિત્યની વિકૃત અસર આમસમુદાયમાં ફેલાય છે.

વસંત સુંદર છે. મંદ–સુગંધી મલય સમીર સુખ કરે છે. પ્રકૃતિજન્ય દૃશ્યો મનોહર અને આકર્ષક છે, એ બધું ખરું. પણ કવિ! એ સર્વની શોભાનાં વર્ણનો કરતાં તું એ બધાયને મલિન ભાવોના ઉત્તેજક બનાવીને કલુષિત ના કરતો. જન સમાજની ચિત્ત-વૃત્તિ અને એની દૃષ્ટિ પહેલેથી જ બગડી રહી છે, વિકૃત બની રહી છે. એને તારા વિકૃત ઉત્તેજનની આવશ્યકતા નથી. તારી શક્તિ તો એ કાલિમા–મલીનતાને સાફ કરવામાં લગાડવી જોઈએ; એમ તને નથી લાગતું?

શબ્દશિલ્પી કવિ! તું તારી શક્તિનો ઉપયોગ નારીજાતનાં માતૃત્વ; ભગિનીત્વના ગૌરવને પ્રગટ કરવામાં કર. જેથી સમાજમા સમસ્ત સંસારમાં સંયમ, શીલ, તેમજ વૈરાગ્યનું નિર્મળ વાતાવરણ ફરીથી ફેલાતું રહે. ભાઈ કવિ! જગતમા વૈર, ભય, ઈર્ષ્યા, હિંસા, સ્વાર્થ, અસત્ય તથા વિષયાસક્તિ ઈત્યાદિ અનિષ્ટ તત્ત્વોને દૂર–સુદૂર કરવામાં તારી શક્તિનો ઉપયોગ કરજે! તારું સામર્થ્ય એમા ખરચજે.

રસિકતાના પૂજારી ઓ કવિ! તારી અંતર દૃષ્ટિને પ્રત્યેક વસ્તુના સ્વરૂપને શોધવામાં જોડજે. વસ્તુ સ્વરૂપનો જ્ઞાતા અને સાચો આર્ષદ્રષ્ટા બની તું તારાં કાવ્યો રચજે! આત્માની પ્રસન્નતા, ચારિત્રની સુવાસ, હૃદયની સરળતા અને જગતની નિસ્પૃહતા–આ જ સાચી ગુણવિભૂતિ છે, માટે કવિ! તું આ ગુણોને સન્માનવામાં કે ગાવામાં પાછો પડતો નહીં.

શબ્દબ્રહ્મના ઉપાસક ઓ ભાઈ! ધનવાનની સંપત્તિ, વૈભવનો નશો, ઐશ્વર્યની ખુમારી–સત્તાનાં સિંહાસનો, આ બધાં કરતાં સંસારત્યાગી, નિસ્પૃહ સંતપુરુષોનું નિર્મલ જીવન કઈ ગણું ચઢિયાતું છે. એ મહાત્માઓના દેહ ભલે મલીન હોય, સંસારના વૈભવો ભલે એમની પાસે ન હોય, છતાં એઓનું આત્મતેજ અપૂર્વ છે. માટે જ આ બધું સુંદર છે. એવા મહામુનિઓને તારી કવિતામાં મઢજે.

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૩૪ ]



# પાંચસો વર્ષ ઉપરની

## સમસ્યા અને એનો ઉકેલ

લેખક : પ્રો. શ્રીયુત હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ.

'રાજ'ગચ્છના મંડનરૂપ ધનેશ્વરસૂરિએ શત્રુંજયમાહાત્મ્ય નામનું મહાકાવ્ય પંદર સર્ગમાં રચ્યું છે, એમાં છેલ્લા સર્ગમાં પાંચમા અને છટ્ઠા આરાના ભાવિભાવનું વર્ણન છે. એ પ્રસંગે શ્લો. ૧૮૪માં એમણે કહ્યું છે કે 'ચંદ્ર'ગચ્છરૂપ સમુદ્રને વિષે ચંદ્ર સમાન એવા ધનેશ્વરસૂરિ થશે. તેઓ વલ્લભીપુરના નાયક શિલાદિત્યને જૈનધર્મનો બોધ કરાવશે અને એ શિલાદિત્ય બૌદ્ધોને પોતાના રાજ્યમાંથી હાંકી કાઢી વિક્રમથી ૪૭૭ વર્ષ વ્યતીત થતાં ધર્મની વૃદ્ધિ કરશે. આ ઉપરથી આ મહાકાવ્ય વિ. સં. ૪૭૭માં રચાયું છે એમ કહી શકાય, પરંતુ શ્લો. ૧૮૮માં કુમારપાલ, બાહડ, વસ્તુપાલ અને સમર વગેરે શાસન-પ્રભાવક થશે એવો જે ઉલ્લેખ છે તે ભવિષ્યવાણીરૂપ ન ગણાય તો આ મહાકાવ્ય વિ. સં. ૧૩૬૯ પછી રચાયેલું મનાય.

આ મહાકાવ્યના પાંચમા સર્ગના પ્રારંભમાં સમસ્યારૂપ નીચે મુજબનું પદ્ય જોવાય છેઃ—

"किं तद् वर्णचतुष्टयेन वनजं वर्णैस्त्रिभिर्भूषण–
माद्यैकेन मही द्वयेन विहगो मध्यद्वये प्राणदः ।
व्यस्ते गोत्रतुरङ्गचारिमखिलं प्रान्ते च सम्प्रेषणं,
ये जानन्ति विचक्षणाः क्षितितले तेषामहं किङ्कर ॥"

આ મહાકાવ્યના સંપાદક શ્રી. હીરાલાલ દેવચંદે "**मखिलं**"ને બદલે "**कुसुमं**" અને "**सम्प्रेषणं**"ને બદલે "**सम्प्रेक्षणं**" એમ પાઠાંતર આપ્યાં છે.

**જૈન સ્તોત્ર સંદોહ** (ભા. ૨, પૃ ૭૦-૮૭)માં વણિક કોટિધ્વજ શિવનાગે રચેલું "ધરણોરગેન્દ્ર"થી શરૂ થતું અને વિવિધ મંત્રોથી વિભૂષિત **પાર્શ્વનાથ મહાસ્તોત્ર** કોઈકની સંસ્કૃત વૃત્તિ સહિત છપાયું છે. એ વૃત્તિની એક હાથપોથી વિ. સં. ૧૫૨૩માં લખાયેલી છે. એમાં શ્લો. ૨૦ના સ્પષ્ટીકરણરૂપ વૃત્તિ (પૃ. ૮૧)માં લગભગ ઉપર મુજબનું પદ્ય છે. સ્પષ્ટ શબ્દોમાં કહું તો એ નીચે પ્રમાણે છપાયું છેઃ—

"किं तद् वर्णचतुष्टयेन वनजं वर्णैस्त्रिभिर्भूषणं,
आद्यैकेन मही द्वयेन विहगो मध्यद्वये प्राणदम् ।
व्यस्ते गोत्रतुरङ्गचारिकुसुमं प्रान्ते च सम्प्रेषणं,
ये जानन्ति विचक्षणा भुवि नरास्तेषामहं किङ्करः ॥"

અહીં "**द्वयेन**"ને બદલે **पुनश्च** અને "**मध्यद्वये**"ને સ્થાને "**मध्ये बलप्राणदम्**" એમ પાઠાંતર નોંધાયેલાં છે.

"ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિર" તરફથી, મેં આજથી સત્તરેક વર્ષ ઉપર તૈયાર કરેલું "જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચીપત્ર" છપાય છે. એના ૧૮મા પુસ્તકના પ્રથમ ભાગ (પૃ ૪૪૩)માં મેં અજ્ઞાતકર્તૃક **ઉપદેશરસાલ** નામની કૃતિ વિષે

નોંધ લીધી છે. આની હાથપોથીના પ્રથમ નિરંક પત્ર ઉપર હાથપોથી લખનારાથી ભિન્ન કોઈ વ્યક્તિએ નિમ્ન-લિખિત પદ્ય લખ્યું છે:—

" किं स्याद् वर्णचतुष्टयेन वनजं वर्णैस्त्रिभिर्भूषणं,
स्यादाद्येन मही त्रयेण च फलं मध्यद्वये प्राणदः ।
व्यस्ते गोत्र-तुरङ्ग-घास-कुसुमान्यन्तेन सम्प्रेक्षणं,
ये जानन्ति विचक्षणाः क्षितितले तेषामहं किङ्करः ॥"

આમ જે એક સમસ્યારૂપ પદ્ય વિવિધ પાઠભેદપૂર્વક મળે છે તેનો અર્થ હવે આપણે વિચારીશું, પણ તે પૂર્વે નોંધી લઈશું કે અર્થદૃષ્ટિએ આ પદ્યનાં બે ચરણો — પ્રથમ અને અંતિમ સમાન છે. પદ્યનો અક્ષરશઃ અર્થ ન આપતાં એનો છાયાનુવાદ આપવો ઉચિતજણાય છે. એટલે હું તેમ કરું છું:—

વનમાં ઉત્પન્ન થયેલી એવી અને ચાર વર્ણના નામવાળી એવી કઈ વસ્તુ છે કે જેના નામના ત્રણ વર્ણનો અર્થ 'ભૂષણ' યાને 'ઘરેણું' થાય છે, જેના આદ્ય વર્ણનો અર્થ 'પૃથ્વી', બે વર્ણનો અર્થ 'પક્ષી' (પાઠાંતર પ્રમાણે ત્રણ વર્ણનો અર્થ ફળ) મધ્યના બે વર્ણનો અર્થ 'પ્રાણને આપનાર' જેના છૂટા છૂટા (ગમે તે ક્રમે) વર્ણો લેતાં 'ગોત્ર', 'ઘોડો', 'ઘોડાનો ચારો' અને 'ખિલ' (પાઠાંતર પ્રમાણે 'ગોત્ર', 'ઘોડો' 'ઘાસ' અને 'ફૂલ') અને અંતિમ વર્ણનો અર્થ સંપ્રેક્ષણ યાને નાટક (પાઠાંતર પ્રમાણે મોકલવું તે) થાય છે? જે વિચક્ષણ જનો આ જાણે છે—જેઓ આનો ઉકેલ કહેશે તેનો હું સેવક છું.

**ઉકેલ અને એની સંગતિ** — આ સમસ્યાનો ઉકેલ 'કુવલય' છે. એનો અર્થ 'કમળ' છે અને એક રીતે 'વનજ'નો અર્થ પણ 'કમળ' છે, કેમકે 'વન'નો એક અર્થ 'જળ' પણ થાય છે. આ વિચારતાં તો સમસ્યાનો ઉકેલ સમસ્યામાં જ અપાયેલો ગણાય. આમ આ અંતર્લાપિકાનું સ્મરણ કરાવે છે.

'કુવલય'માં કુ, વ, લ અને ય એમ ચાર વર્ણ છે. એના ત્રણ વર્ણ તરીકે વ, લ, અને યનો વિચાર કરતાં 'વલય' બને અને એ સ્ત્રીઓનું આભૂષણ છે—એનું કંકણ છે.

પ્રથમ વર્ણ 'કુ'નો અર્થ 'પૃથ્વી' થાય છે.

વ અને ય એ બે વર્ણોથી ઉદ્‌ભવતા 'વય' શબ્દનો અર્થ 'પક્ષી' થાય છે. એમ કહેવા માટે કોઈ આધાર મને મળી આવ્યો નથી, આથી હું 'વય'ને સ્થાને 'વયસ્' શબ્દ સૂચવું છું, કેમકે સમસ્યા વગેરેમા—યમક, શ્લેષ અને ચિત્ર-કાવ્યમાં વિસર્ગ અને અનુસ્વારનો ઉમેરો કરવો કે એને જતા કરવા, બ્ અને વ્ એ બેને એકાર્થક ગણવા તેમજ ડ અને લ્ ને માટે પણ એમ જ સમજવું એ વાત આ વિષયના અભ્યાસીથી અજાણી નથી. વાગ્ભટાલંકારના નિમ્નલિખિત પદ્યમાં કહ્યું પણ છે કે—

" यमक-श्लेष-चित्रेषु बवयोर्डलयोर्न भित ।
नानुस्वार-विसर्गौ च चित्रभङ्गाय सम्मतौ ॥ २० ॥"

આ ઉપરથી 'વય' ને 'વયસ્' ગણતાં એનો અર્થ 'પક્ષી' થાય છે.

કયા ત્રણ અક્ષરનો અર્થ 'ફળ' થાય છે એ વાત કુ, વ, લ, અને ય એ ચાર વર્ણોમાં જરૂર પ્રમાણે કુ, બ, ડ અને ય નો વિચાર કરતાં પણ સમજાતું નથી તો એ વાત હું વિશેષજ્ઞોને ભળાવું છું, અને સાથે સાથે 'બકુલ' એ ફળ ગણાય કે કેમ એ પણ પૂછું છું.

મધ્યના બે વર્ણ તે વ અને લ છે. 'બ્' અને 'વ્' નો અભેદ જાણીતો છે એટલે એ દૃષ્ટિએ 'બલ' શબ્દનો વિચાર કરાય તો એ બળ આવે તો સામર્થ્ય પ્રાણદાયક ગણાય એક પાઠાંતર તો આ 'બલ' શબ્દ ગર્ભિત રીતે સૂચવે પણ છે.

'કુલ' નો અર્થ 'ગોત્ર' સુપ્રસિદ્ધ છે.

'તુરંગ' નો અર્થ 'ઘોડો' થાય છે. એને માટે કયા વર્ણની શી યોજના કરવી તે જાણવું બાકી રહે છે. બાકી એને ભિન્ન ન ગણતાં 'તુરંગ–ચારિમ' એમ ભેગો શબ્દ–ગુચ્છ લેતાં તો 'ઘોડાનું ખાવાનું' એમ અર્થ થાય અને 'યવ' એટલે જવ એ ઘોડાનો ખોરાક છે. એનો એક પર્યાય 'હયપ્રિય' છે પણ ખરો.

'ઘાસ' એ અર્થ કયા વર્ણનો થાય એ વિચારવું બાકી રહે છે.

'ખિલ' ના બે અર્થ સુપ્રસિદ્ધ છે (૧) ખેડ્યા વિનાની જમીન અને (૨) પૂર્તિ. શું 'લવ' નો અર્થ જે 'અંશ' થાય છે તેને 'ખિલ' એ અર્થસૂચક ગણાય?

'કુવ' નો અર્થ 'કુસુમ' થાય છે. વળી 'કમળ' પણ થાય છે. 'કુ વ લ' નો અર્થ પણ 'કમલ' છે.

'વ, કુ, અને લ એ ત્રણ વર્ણોને સાથે લેતાં 'વકુલ' શબ્દ બને છે. 'વ્' અને 'બ્' એ બંને અભિન્ન ગણતાં 'બકુલ' બને છે અને એ બોરસલીનું ફૂલ તો જાણીતું છે.

નાટકમાં સંગીતને સ્થાન છે અને એમાં 'લય' માટે અવકાશ છે. એ 'લય' નો વર્ણ અંતિમ છે એથી હું "સંપ્રેક્ષણું" પાઠને "સંપ્રેષણુ" કરતાં વધારે પસંદ કરું છું.

આ ઉપરથી જોઈ શકાશે કે 'કુવલય' એ ઉકેલ યથાર્થ છે. આ સમસ્યા સમજવામાં સુગમતા રહે એ માટે અહીં જે શબ્દો વિચારાયા છે તે હું નોંધું છું:—

કુ=પૃથ્વી. કુલ=ગોત્ર. કુવ=કુસુમ, કમળ કુવલ=કમળ. કુવલય=કમળ. બકુલ= બોર-સલીનું ફૂલ, બલ=પરાક્રમ, યવ=જવ, લય=સંગીત સાથે સંબધ અર્થ, લય=અંશ; વયસ્=પક્ષી; અને વલય=કંકણ.

આમ ઓછામાં ઓછી પાંચસો વર્ષ જેટલી પ્રાચીન એવી સમસ્યાનો ઉકેલ તો મેં સૂચવ્યો છે, પરંતુ આ સમસ્યારૂપ પદ્યને શત્રુંજયમાહાત્મ્યના પાંચમા સર્ગના પ્રારંભમાં સ્થાન કેમ અપાયુ છે એ સમસ્યાનો ઉકેલ કોઈ સૂચવશે?

★



# માંડવગઢના

## શ્રીપ્રમદપાર્શ્વદેવ

લેખિકા:—ડૉ. શ્ર. ક્રાઉઝે ઉર્ફે સુભદ્રાદેવી

સુરમ્ય માલવભૂમિમાં ખીલેલી આર્ય સંસ્કૃતિની એક ઉત્કૃષ્ટ પુષ્પરૂપી શિલ્પકળા અલાઉદ્દીન ખિલજીના આક્રમણની ભયંકર કાલરાત્રિમાં નષ્ટભ્રષ્ટ થઈ હતી. માંડવગઢનાં પ્રૌઢ મંદિરોના સ્થાને વેરાન વગડો ફેલાયો હતો.

એક અંધકારમય સદી વીતી. માલવાના ગોરી અને ખિલજી સુલતાનોના રાજ્યકાળનું પ્રભાત ઊગ્યું. નવીન રાજ્યવૈભવ ચમકવા લાગ્યો જ્ઞાન, વિજ્ઞાન, કાવ્ય, સંગીત, નૃત્ય, સ્થાપત્ય અને શિલ્પકળા પુનર્જીવિત થયાં. માંડુના પેલા ખંડિયેરોમાથી જબરા મહેલો, મસજિદો અને મકબરાઓ બનાવા લાગ્યા, જેના પ્રચંડ અવશેષો આજે પણ પ્રવાસીઓના વિસ્મયનું કારણ બની રહ્યા છે. સાહસિક સુલતાન હોશંગશાહે માડુને જ માલવાની રાજધાની બનાવી અને તેના પુત્ર મુહમ્મદ ગોરીએ એને મમત્વભરેલું અર્થસૂચક શાદિયાબાદ[1] નામ લાગુ કર્યું, જે ઠેઠ મોગલ સમ્રાટોના સમય સુધી માંડવગઢ, મંડુ અને મંડપ નામો સાથે ઉપયોગમાં આવતું રહ્યું.

ભૂતપૂર્વ હિંદુ રાજાઓના રાજમંત્રપ્રવીણ કુલપરંપરાગત હિન્દુ અને જૈન સચિવો તે સુલતાનોની સેવામાં પ્રવિષ્ટ થવા લાગ્યા. તેમના સમયાનુકૂલ સંરક્ષણમાં આર્યધર્મો પણ ફરીવાર પ્રકાશમાં આવવા લાગ્યા. મંદિરની પ્રતિષ્ઠાઓ, બિંબોની સ્થાપનાઓ, સાધુસંતોના પ્રવેશો અને પદવીપ્રદાન ઉત્સવો, ધર્મચર્ચાઓ, રાજમુલાકતો, ઇત્યાદિ પ્રસંગોના જે ઉલ્લેખો તે સમયના સાહિત્ય અને પુરાતત્ત્વમાં મળી આવે છે તે આ વાતની સાક્ષી પૂરે છે. આટલું જ નહીં પરંતુ નકદુલ્મુલ્ક, માફ્રુલ્મુલ્ક, આફતાબ જેવા વિદેશી ખિતાબોથી અલંકૃત થતા હિન્દુ અને જૈન અધિકારીઓ એટલી હદ સુધી અમીરોની પંક્તિમાં ગણાવા લાગ્યા કે તત્કાલીન ફારસી ઇતિહાસ ગ્રંથોથી કોઈ વાર એ વાતનો નિર્ણય કરવો કઠિન થઈ પડે છે કે ફલાણો અમીર મુસલમાન હતો અથવા હિન્દુ, જૈન હતો।

એવા સમયમાં તે જ શાદિયાબાદ, યાને આનંદવસ્તી, ઉલ્લાસપુર, પ્રમદનગર નામથી ઓળખાતા માંડવગઢમાં "પ્રમદ પાર્શ્વનાથ" નામનું એક જિનબિંબ વિદ્યમાન હતું. એ વાત સ્થાન અને સમયને અનુકૂલ જ ગણવી જોઈએ.

આ "પ્રમદ પાર્શ્વનાથ" પ્રતિમાનું અસ્તિત્વ એક સંસ્કૃત સ્તવનથી જ્ઞાત થાય છે, જે પૂજ્ય શ્રીહરિભદ્રસૂરિ દ્વારા વિરચિત સુપ્રસિદ્ધ "સંસારદાવ–સ્તુતિ"ની પાદપૂર્તિનું રૂપ ધારણ કરે છે. આ "પ્રમદ પાર્શ્વદેવ સ્તવન" પૂજ્યપાદ સ્વ૦ આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી દ્વારા સંપાદિત 'જૈન સ્તોત્રસંગ્રહ'ના પ્રથમ ભાગમાં[2] પ્રકાશિત થયું હતું જે આજે અલભ્ય છે. બિંબ સંબંધીના ઉલ્લેખો ઉક્ત સ્તવનના પહેલા અને છેલ્લા પદ્યમાં મળે છે, જે આ પ્રમાણે છે:—

---

૧. ટબકાત ઈ અકબરી, ૩, ૨, પૃ. ૪૯૧ (શ્રી વૃજેન્દ્રદેવ કૃત ભાષાંતરમાં) કલકત્તા, સન્ ૧૯૩૯.
૨. શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા ૭, કાશી, વીર સં. ૨૪૩૯ પૃ. ૬૭-૬૯.

श्रेयो दधानं कमलानिधानं, पार्श्वं स्तवेऽहं प्रमदाभिधानम् ।
श्वःश्रेयसश्रीसहकारकीरं, संसारदावानलदाहनीरम् ॥ १ ॥

तथाः— इत्थं श्रीपार्श्वदेवस्त्रिभुवनविजयी जैनभद्रांह्रिसेवः,
श्रीसिद्धान्तप्रभोद्यद्विनयनतमुनिर्जैनचन्द्रो वितन्द्रः ।
श्रीमच्छ्रीमण्डपप्रागुदयगिरिशिरोमण्डनं जीवराजी–
राजीवोल्लासहेतुः प्रदिशतु कुशलं श्रेयसे श्रीविलासम् ॥ १७ ॥

એટલે:—હું પાર્શ્વનાથને સ્તવું છું જે શ્રેયના આપનાર, લક્ષ્મીનું નિધાન, પ્રમદ નામધારી સુખ અને વૈભવ દાવાનલના દાહને માટે જલ સમાન છે. ૧.

તથા:—એવી રીતે જ ત્રણે લોકોમાં વિજયી છે. જેમના પગ જૈનો દ્વારા (શ્લેષ:–જિનભદ્રના શિષ્ય દ્વારા) સેવિત છે, જેમની આગળ મુનિજનો સિદ્ધાન્તના પ્રભાવથી ઉત્પન્ન થયેલ વિનયપૂર્વક નમન કરે છે (શ્લેષ:–જે મહાત્માની આગળ ઉદિત વિનયપૂર્વક સિદ્ધાન્તરુચિ નમન કરે છે), જે જૈનોને માટે ચંદ્ર સમાન છે (શ્લેષ:–જે જિનચંદ્રના ગચ્છપતિ સમયમાં વિદ્યમાન છે), જે આલસ્યથી રહિત છે, જે દોલતથી ભરેલા શ્રીમંડપગઢ (શ્લેષ:–લક્ષ્મીના તંબુ)ના પહેલા ઉદયગિરિના શિરોભૂષણરૂપ છે, જે જીવરૂપી નીલકમળને માટે ઉલ્લાસનું કારણ છે, તેવા શ્રી પાર્શ્વદેવ શ્રીનો સારો વિલાસ શ્રેયને માટે પ્રદાન કરો. ૧૭.

આ સ્તવનને કેટલેક સ્થળે શ્રીજિનચંદ્રસૂરિની કૃતિ બતાવવામાં આવેલ છે પરંતુ મારા નમ્ર મત પ્રમાણે તેના કવિ કેવલ શ્રી સિદ્ધાન્તરુચિ હોઈ શકે, કારણ કે એમનું નામ છેલ્લા પદ્યમાં "સિદ્ધાન્તપ્રભ" આ શ્લેષમાં રહેલું છે, જે "સિદ્ધાન્તરુચિ"નો ઠેઠ પર્યાય છે. એટલું જ નહી પરંતુ તે આ જ કવિ દ્વારા વિરચિત 'જયરાજપુરીય પાર્શ્વજિન સ્તવન'[૧] માં આવેલા "સિદ્ધાન્તધિય" આ શ્લેષનું પણ સ્મરણ કરાવે છે, જેમાં કવિએ પોતાનું નામ તદ્દન સદૃશ ઢંગથી પ્રકટ કર્યું છે.

આ જ પદ્યના બે અન્ય શ્લેષોમાં એટલે "જૈનભદ્રાંહ્રિસેવ" અને "જૈનચન્દ્રો" આ શબ્દોમાં કવિના ગુરુ શ્રીજિનભદ્રસૂરિ અને તે સમયના ખરતરગચ્છાધિપતિ શ્રી જિનભદ્રસૂરિનાં પણ નામો સૂચિત કરવામાં આવ્યાં છે.

આચાર્ય શ્રીજિનભદ્રસૂરિ ખરતરગચ્છના પંચાવનમા અધિપતિ હતા. એમનો જન્મ સં. ૧૪૫૦ માં, સૂરિપદ સં. ૧૪૭૫ માં, અને સ્વર્ગવાસ સં. ૧૫૧૪ માં થયો હતો એમના ઘણા પ્રતિષ્ઠાલેખો સં. ૧૪૭૯ થી સં. ૧૫૧૨ સુધીના ઉપલબ્ધ છે. જેસલમેરની સં. ૧૪૯૭ ની 'સંભવનાથ મંદિર પ્રશસ્તિ'[૨]થી જ્ઞાત થાય છે કે એમના હાથે મંડપદુર્ગમાં કોઈ જિનબિંબની પ્રતિષ્ઠા થઈ હતી

માંડવગઢના જૈન સંઘ સાથે એમનો વિશેષ સંબંધ હતો. તે ત્યાંના શ્રીમાલકુલ અને

૧. 'જૈન સ્તોત્રસંદોહ', દ્વિતીય ભાગ, અમદાવાદ સન્ ૧૯૩૬, પૃ. ૧૪૦–૧૪૨ (સંપાદક પૂજ્ય મુનિરાજ શ્રીચતુરવિજયજી.)

૨. પૂ. શ્રી. નાહટ 'જૈન લેખ સંગ્રહ', તૃતીય ખંડ, વીર સંવત્ ૨૪૫૫, પૃ. ૧૮, પદ્ય ૪.

સોનગરા વંશના પ્રસિદ્ધ શ્રાવકો બાહડપુત્ર શ્રી મંડન અને તેમના પિત્રાઈ દેહડપુત્ર શ્રી ધનદના ઇતિહાસથી પણ જણાય છે. બન્ને એક પ્રાચીન મંત્રીકુટુંબમાં ઉત્પન્ન થયેલા શ્રીમંતો અને કવિઓ હતા. શ્રી મંડનનાં ૧૦ કાવ્યો, ચંપૂ ઇત્યાદિ કૃતિઓના નામો પ્રસિદ્ધ છે. તેમાંની ૯ કૃતિઓ સં. ૧૫૦૪ માં માંડુમાં લખેલી એક પ્રતમાં ઉપલબ્ધ અને અંશતઃ પ્રકાશિત છે.[1] શ્રી ધનદે સ્વયં સં. ૧૪૯૦ માં રચેલી શતકત્રયી, એટલે શ્રૃંગાર, નીતિ અને વૈરાગ્યશતક ઉપલબ્ધ અને પ્રકાશિત છે. નીતિશતકમાં[2] શ્રી જિનભદ્રસૂરિનું નામ કવિના ગુરુ તરીકે ભક્તિપૂર્વક લેવામાં આવ્યું છે. તે સિવાય કવિ મહેશ્વર કૃત "કાવ્ય મનોહર"[3] નામક મંડનના જીવનવૃત્તાંતમા પણ (રચનાકાલ સં. ૧૫૦૪ ની પૂર્વ) આ આચાર્યની સ્તુતિ મંડનના કુલગુરુ તરીકે કરવામાં આવી છે.

સં. ૧૫૦૩ માં લખેલી 'શ્રી ભગવતીસૂત્ર'ની એક પ્રતની પુષ્પિકા[4]માં આ આશયનો નિર્દેશ છે કે મંડપના તેજ સંઘપતિ મંડને પોતાના ભાઈ શ્રીધનરાજ (ધનદ) ઇત્યાદિ કુટુંબીજનો સહિત એક સંપૂર્ણ સિદ્ધાન્ત ગ્રંથસંગ્રહ શ્રીજિનભદ્રસૂરિના ઉપદેશથી લખાવ્યો હતો, જેમાંની તે એક પ્રત છે.

પટ્ટાવલીઓ[5] પ્રમાણે શ્રી સિદ્ધાન્તરુચિ એ જ જિનભદ્રસૂરિના ૧૮ પ્રસિદ્ધ શિષ્યોમાંના એક હતા.

શ્રી જિનચંદ્રસૂરિ ખરતરગચ્છના સત્તાવનમા અધિપતિ હતા. ખરતરગચ્છમાં આ નામના અનેક અધિપતિઓ થયા છે. તેઓમાં આપ પાંચમા જિનચંદ્રસૂરિ અને જિનભદ્રસૂરિના પટ્ટધર થાય છે. એમનો જન્મ સં. ૧૪૮૭ માં, સૂરિપદ સં. ૧૫૧૫માં[6] અને સ્વર્ગવાસ સં. ૧૫૩૭માં[7] થયો હતો. એમનો પણ માંડવગઢ સાથે ઠીક સંબંધ હતો. એમના જે પ્રતિષ્ઠાલેખો ઉપબ્ધ છે તે સં. ૧૪૧૯ થી ૧૫૩૪ સુધીના છે. તેમાંના બે માંડવગઢના છે. તે બે લેખો પ્રમાણે તેઓએ સં. ૧૫૨૪ માં[8] એક શ્રેયાંસનાથ પ્રતિમા અને સં. ૧૫૨૮માં[9] એક નમિનાથ પ્રતિમાની પ્રતિષ્ઠા ત્યાં કરી હતી. પહેલી પ્રતિમા આજે પણ માંડુમાં, અને બીજી બિહારના એક મંદિરમાં છે.

શ્રી મેરુસુન્દર કૃત 'શીલોપદેશમાલા' બાલાવબોધની પ્રશસ્તિથી[10] જ્ઞાત થાય છે કે

---

૧. શ્રી હેમચંદ્રાચાર્ય ગ્રંથાવલી, ક્ર. ૭-૧૧ અને ૧૭, પાટણ સં. ૧૯૧૮-૧૯.

૨. પદ્ય ૯૪, કાવ્યમાલા ૧૩, પૃ ૬૩.

૩. શ્રી હેમચંદ્રાચાર્ય ગ્રંથાવલી, ક્ર. પૃ. ૨૮ (અંતિમ પ્રશસ્તિ પદ્ય ૩૭.

૪. 'વિજ્ઞપ્તિત્રિવેણિ', સંપાદક મુનિ શ્રી જિનવિજય, ભાવનગર સન્ ૧૯૧૬, પ્રસ્તાવના પૃ. ૬૫.

૫. શ્રી ખરતરગચ્છ પટ્ટાવલી ક્ર. ૩ (મુનિ શ્રી જિનવિજય દ્વારા સંપાદિત 'ખરતરગચ્છ પટ્ટાવલી સંગ્રહ' કલકત્તા સન્ ૧૯૩૨) પૃ ૫૫.

૬. ખરતરગચ્છ સૂરિપરંપરા પ્રશસ્તિ (રચનાકાલ સં. ૧૫૮૨, ઉપરયુક્ત સંગ્રહમાં પૃ ૬) પ્રમાણે ("बाणेन्दुबाणेन्दुमिते च वर्षे") આજ આંકડો યથાર્થ છે. અન્યત્ર ૧૫૧૪ લખેલું છે તે ભ્રાંત સમજવું જોઇએ.

૭. કઈક સ્થાને સ. ૧૫૩૦ મળે છે જે તત્પશ્ચાત્ ઉપલબ્ધ લેખોના કારણે અસંભવ લાગે છે.

૮. મુનિરાજ શ્રી ધુરંધરવિજય, 'શ્રી માંડવગઢની મહત્તા', શ્રી જૈન સત્ય પ્રકાશ, સન્ ૧૯૯૮ પૃ. ૨૭ ક્ર. ૧૦.

૯. પૂ. શ્રી નાહર, 'જૈન લેખ સંગ્રહ' ભાગ ૧, કલકત્તા વીર સં ૨૪૪૪, ક્ર. ૨૧૮.

૧૦. 'જૈન ગુર્જર કવિઓ' મુંબઇ સન્ ૧૯૪૪, પ્રયોજક શ્રી મો. દ. દેશાઈ, ૩. ૨, પૃ. ૧૫૮૩.

આ ગ્રંથ સં ૧૫૨૫માં શ્રીજિનભદ્રસૂરિના શિષ્ય શ્રીજિનચન્દ્રસૂરિએ માંડવગઢનિવાસી શ્રીમાલ-કુલમાં ઉત્પન્ન સંઘપતિ શ્રીધનરાજની પ્રાર્થનાથી શ્રીરત્નમૂર્તિ વાચનાચાર્યના શિષ્ય શ્રી મેરુ-સુન્દર દ્વારા રચાયો હતો. આ ધનરાજ એ જ મહાશય હોવા જોઈએ કે જેમને ઉપર શ્રીજિનભદ્રસૂરિના ભક્ત તરીકે ઉલ્લેખ કરવામાં આવેલા છે.

શ્રી સિદ્ધાન્તરુચિ પોતે શ્રીજિનભદ્રસૂરિના શિષ્ય અને શ્રીજિનચન્દ્રસૂરિના નાના ગુરુભાઈ હતા. એમનું નામ સં. ૧૪૮૪ માં રચેલી 'વિજ્ઞપ્તિત્રિવેણી'[૧]માં અને અન્યાન્ય બીજા મુનિઓના નામો સાથે પં. સિદ્ધાન્તરુચિ ગણી તરીકે ઉલ્લિખિત મળે છે.

એમના શ્રી સાધુસોમ, શ્રી વિજયસોમ અને શ્રી અભયસોમ નામના ત્રણ શિષ્યોના ઉલ્લેખો મળે છે, તેમાંના પહેલા શિષ્ય શ્રીસાધુસોમ દ્વારા, સં. ૧૫૧૯ માં રચાયેલ શ્રી જિન-વલ્લભસૂરિ કૃત 'મહાવીર ચરિત્ર'ની ટીકાની પ્રશસ્તિમાં એવો નિર્દેશ છે કે કર્તાના ગુરુ શ્રી જિનભદ્રસૂરિશિષ્ય શ્રીસિદ્ધાન્તરુચિ મહોપાધ્યાયે સુપ્રસિદ્ધ શ્રીજીરાવલ્લી પાર્શ્વનાથના પ્રસાદથી વરદાન મેળવીને શ્રી ગ્યાસુદ્દીન શાહની મહાસભામાં વાદીઓ પર વિજય પ્રાપ્ત કર્યો હતો.[૨]

બીજા શિષ્ય શ્રીવિજયસોમદ્વારા સં. ૧૫૩૨ માં લિપિકૃત 'શ્રી ભગવતીસૂત્ર'[૩], 'શ્રીદર્શનશુદ્ધિ'[૪] અને 'શ્રીખરતરગચ્છ સામાચારી'[૫]—આ ત્રણ ગ્રંથોની પ્રતિલિપિઓની પુષ્પિકા-ઓમા પણ શ્રીસિદ્ધાન્તરુચિનું નામ મહોપાધ્યાય તરીકે ઉલ્લિખિત છે. ત્રણે ગ્રથોમાં શ્રીજિન-ભદ્રસૂરિના પટ્ટધર શ્રીજિનચન્દ્રસૂરિના ગચ્છપતિત્વનો નિર્દેશ છે, અને ત્રણેનું લેખન શ્રીમાલ-જ્ઞાતીય ઠકુરગોત્રીય સંઘપતિ જયતાપુત્ર શ્રીમંડનના વ્યયથી થયું હતું કે જેમના ખર્ચથી સં. ૧૫૨૮ માં 'વસુદેવ હિંડી'[૬]ના બીજા ભાગની પ્રત પણ શ્રીપદ્મમૂર્તિગણિ શિષ્ય શ્રીમેરુ-સુન્દર[૭] દ્વારા લખાવવામાં આવી હતી. ચારે ગ્રંથોની પ્રતિલિપિઓ જયતાપુત્ર મંડને (માંડને) માંડવગઢના ચિત્કોશ-જ્ઞાનભંડારને માટે કરાવી હતી આ આશયનો ચારેમાં પણ ઉલ્લેખ છે.

શું આજ ચિત્કોશની સાથે થોડાં વર્ષ પહેલાં બાહડપુત્ર મંડન દ્વારા લખાવેલ પૂર્વ-કથિત સિદ્ધાન્તકોશનો કોઈ સંબંધ હશે કે કેમ તે કહી શકાતું નથી, પણ એટલું તો નક્કી છે કે બન્ને કોશોની પ્રતિલિપિઓ છિન્નભિન્ન થયેલી છે. પહેલી આજે પાટણમા, બીજી રાધનપુરમાં, ત્રીજી સૂરતમા અને ચોથી લીંબડી (સૌરાષ્ટ્ર)માં છે શેષનો પત્તોય નથી.

આ બધા પ્રમાણોથી જે માહિતી મળે છે તેનો સરવાળો નિમ્નાનુસાર છે:—

શ્રી સિદ્ધાન્તરુચિ આચાર્ય શ્રીજિનભદ્રસૂરિના શિષ્ય હતા અને શ્રીજિનભદ્રસૂરિ તથા

---

૧. ઉપર જેમ પૃ. ૧૫ (મૂલ) અને પ્રસ્તાવના પૃ. ૬૯–૮૧.

૨. 'જૈન સ્તોત્ર સંદોહ' ઉપર જેમ, પ્રસ્તાવના પૃ ૬૭.

૩. 'વિજ્ઞપ્તિત્રિવેણી' ઉપર જેમ, પ્રસ્તાવના પૃ. ૭૦–૭૧.

૪. 'શ્રી પ્રશસ્તિ સંગ્રહ' સંપાદક શ્રી અ મ શાહ, સં. ૧૯૯૩, ભાગ ૨, ક્ર. ૧૫૦.

૫. 'શ્રી પ્રશસ્તિ સંગ્રહ' ઉપર જેમ ક્ર. ૧૫૨.

૬. 'ઐતિહાસિક રાસ સંગ્રહ' ભાગ ૩, સંશોધક પરમપૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરિ-સૂરીશ્વરજી, ભાવનગર સં. ૧૯૭૨ પ્રસ્તાવના પૃ. ૧૮.

૭. આ મેરુસુંદર ઉપર્યુલ્લિખિત 'શીલોપદેશમાલા–બાલાવબોધ'ના કર્તા મેરુસુંદરથી ભિન્ન લાગે છે.

શ્રીજિનચન્દ્રસૂરિના ગચ્છાધિપત્ય સમયમાં વિદ્યમાન હતા. સં. ૧૪૮૪ માં તેઓ ગણિ હતા. સં. ૧૫૧૯ ની પૂર્વે એમને મહોપાધ્યાય પદવી મળી હતી. તેઓ કવિ અને વિદ્વાન તરીકે પ્રસિદ્ધ હતા.

એમના શિષ્ય શ્રીસાધુસોમ સં. ૧૫૧૯ માં અને શ્રીવિજયસોમ સં. ૧૫૩૨ માં વિદ્યમાન હતા.

શ્રીસિદ્ધાન્તરુચિ તથા એમના ગુરુ અને શિષ્યમંડલનો વિશેષ સબંધ માંડવગઢ સાથે હતો. ત્યાં તેઓનું ગમનાગમન અને વિવિધ ધર્મકાર્યો થતા હતાં શ્રી સિદ્ધાન્તરુચિ સ્વયં સુલતાન ગ્યાસુદ્દીનના રાજત્વકાલમાં ( સં. ૧૫૨૫-૫૬ ) ઓછામાં ઓછું એકવાર માંડુમાં આવ્યા અને તેમની પંડિત સભામાં વિજયી થયા હતા.

શ્રીપ્રમદ પાર્શ્વનાથ સ્તવનની રચનાને માટે આચાર્ય શ્રીજિનચન્દ્રસૂરિનો ગચ્છપતિ-સમય-અર્થાત્ સં. ૧૫૧૫ થી ૧૫૩૭ સુધીનો સમય નિશ્ચિત થાય છે.

સ્તવનથી અનુમાન થાય છે કે તે સમયમાં માંડુમાં શ્રી પ્રમદ પાર્શ્વનાથનું મંદિર વિદ્યમાન હતું. આટલું જ નહી; પરંતુ "श्रीमच्छ्रीमण्डपप्राग्दुर्यगिरिशिरोमण्डन" આ શબ્દથી કહી શકાય કે તે માંડુના ઠેઠ પૂર્વ ભાગમાં કંઈક ઊંચા સ્થાન પર આવેલું યા પોતે જ પણ એક ઊંચી ઈમારત હશે. એટલે પૂજ્યપાદ આચાર્ય શ્રીવિજયયતીન્દ્રસૂરિજીનું અનુમાન કે લોહાની દરવાજા પાસે જૈન મંદિરનાં જે ખંડિયેરો આજે દેખાય છે તે જ ભૂતપૂર્વ પ્રમદ પાર્શ્વનાથના મંદિરના અવશેષો હોવા જોઈએ એમ યથાર્થ પ્રતીત થાય છે. કારણ કે આ સ્થાનની ટેકરીની ઢાળનું મુખ સીધું પૂર્વ દિશા તરફ આવ્યું છે અને તે એટલી ઊંચી છે કે સૂર્યનાં પહેલાં કિરણો આજ મંદિરના શિખરોનો સ્પર્શ કરી શકતાં હતાં.

આ મંદિર કયા સમયમાં નિર્માણ થયું હતું તેનું અનુમાન કરવું કઠિન છે. સંભવત: શાદિયાબાદ નામ પાડ્યા પછી, અર્થાત્ સુલતાન મુહમ્મદ ગોરીના એકવર્ષીય રાજ્યકાલ સં. ૧૪૯૧-૯૨ ની અંદર અથવા તેની પછી શાદિયાબાદ નામના અર્થને અનુસરીને પ્રમદ પાર્શ્વનાથ નામનું બિંબ અને મંદિર બન્યાં હશે.

જેસલમેરના સં. ૧૪૯૭ ના પૂર્વોક્ત પ્રતિષ્ઠાલેખમાં શ્રીજિનભદ્રસૂરિ દ્વારા મંડપમાં કરાયેલી બિંબપ્રતિષ્ઠાનો ઉલ્લેખ છે. એટલે શ્રીપ્રમદ પાર્શ્વદેવની પ્રતિષ્ઠા તેઓશ્રીના શુભ હાથે થઈ હોય તો તે સંભવિત છે.

મંદિર અને પ્રતિમાજીની દશા સ્તવનના રચનાકાળમાં પૂજાને યોગ્ય, અને શ્રીસિદ્ધાન્ત રુચિ જેવા કવિ અને વિદ્વદ્વરમાં ભક્તિભાવના જગાડવા સમર્થ હતા તે તો સ્પષ્ટ જ છે.

[ જુઓ : પૃષ્ઠ ૪૪ થી ચાલુ

हरीआके कुलमें पासवीर भी प्रधानपुरुष हुए। इन्होंने अमरकोटमें यश उपार्जन किया। ये राजमान्य थे। मरुस्थली मारवाडमें भी इनकी वडी प्रसिद्धि थी। एक विषापहार गोत्र है जिसके सात गोत्र हुए जिन्हें राजा राणा भी आदर देते थे। हालाहर देशमें इन्होंने वडे सुकृत कर लक्ष्मीका सद्व्यय किया।

[ श्रीअनन्तनाथ भंडार-ववईके गुटकेमें संवेगसुंदरके सारसिखरगण-रासके वाद शाह राजसी शाह नामक रास है। इसके वाद यह रास अधूरा मिला। श्रीदेसाइजी ता. २७-९-४२की प्रतिलिपिसे यह सार लिखा गया है। पद्यसख्या ५९ है ]

# हरियाशाह रास सार

लेखक : श्रीयुत भंवरलालजी नाहटा

**सरस्वती,** संखेश्वर–गौड़ी पार्श्वनाथ और गणेशको नमस्कार करके घृतदान करनेवाले हरिया साहका यशवर्णन एवं उनके पूर्वजोंका संक्षिप्त इतिहास लिखा जाता है।

छत्तीस राजकुलोमें परमार वंश प्रसिद्ध है। इस वंशमें राउ दधिचंद्र–पुत्र भणिचंद्र–रणमल पुत्र हरिआ बड़ा दयालु हुआ। श्रीमहावीरस्वामीके त्रीजे (?) पाट पर आचार्य धर्मघोष हुए जिन्होने सं० १२६९ में प्रतिबोध दिया और भालणीपुरमें एक शिखर (बद्ध जिनालय) निर्मित हुआ। हरिआके पुत्र गुणा, सामत और मांडण थे। गुणाका पुत्र नरीआ, उसके आसर, देसल हुए। आसर पुत्र नकीआके जसीआ, भाणा, राणा, और पासड हुए। जसीआके हरीआ और उसके नकस्या, कोआ, पदमा और सोढिल हुए। कोआके पुत्र आसधर, उसके सोमिग और वकिआ हुए। सोमिगके माणिक, पासदत्त और भोजिआ हुए। माणिकके खेतल, सामल, खिरु, नमु और पंचायण–पांच पुत्र थे। खेतलके आसा, डेपा, गोपा, डलिआ चार पुत्र थे। आसाके राजु, धीरण हुए। राजूके खलीआ और जैता हुए। लखीआके आसपाल–हरगण हुए। राजाके भाई धीरणके पांच पुत्र माला, पंचाणिया, भोजिया, धना और धारण थे, जो राजदरबारमें प्रसिद्ध थे। मालाके पुत्र हेराज, वीजल, सरवण हुए। मालाके भाई पंचाणीया पुण्यात्मा थे। उनकी स्त्री आसमतीके मोखीआ, कमो, धनो हुए, जो परिचित–अपरिचितोंका पोषण करनेवाले है। देपा, गोपा के वहियावट (?) मंगिउ हुए, डाहीनी कूक्षीसे उत्पन्न डेरू, भारु, आसारिओ प्रसिद्ध व्यक्ति थे। साह डेरूके पुत्र लाद्ध और उसके राजू, आसपंत, देवाणंद, धारू, मणसी और चांपा नामक छः पुत्र हुए। साह डेरू पर्युषणमें प्रचुर द्रव्यव्यय करता है। हरिआके वंशमें पुन्यकार्य उल्लासपूर्वक किये जाते है। पंचालियाने घृत बांट कर पुण्योपार्जन किया। पुण्यसे ही मनोकामना सिद्ध होती है। महाजनोंमें जो घृत लंभनिका बांटी उसका संक्षिप्त परिचय दिया जाता है।

प्रथम लाहणि नोतनपुर, फिर खिमराणी, धुलहेर, महिमाणे, खडवे, नागूराई, आरीखाणे, खीरसराना, गजणे, द्रोणीअे, टोडा, वाटावडी, दवासंग, वेराजू, तूसिसूराओं, कानांनी, सांगण, छीकारी, छिछि स्थानोंमें घृतलाहण बांटी। आगे भी हरिआके वंशमें बडे बडे पुण्यकार्य हुए। सप्तक्षेत्रमें दान दिया गया। पीपलीउं, डिढीअे, वसइ, वेहडी, लाखा, बाउल, डेरा, चिला, वेराजूं, नागुरी, पंचालु, पाडाणि, खाहवडी गावोंमें दानी पचालिआने घृतकी लाहण की। पश्चिमके महाजनोंमें भी घी बांटा। रासंगपुर, झांखरि, बालाचदेउ, मांढ, बीसोतरी, ग्रामडी, खंभालिए, सोनारडी, आदि हालाहरदेशमें लाहण लाही।

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ ૪૩ ]

# आबूके विष्णुमंदिरका एक लेख

**लेखक : पू. उपाध्याय श्रीविनयसागरजी,**

( साहित्याचार्य, दर्शनशास्त्री, साहित्यरत्न, काव्यतीर्थ, शास्त्रविशारद, काव्यभूषण )

⊙

**गत वर्ष** ग्रीष्मर्तुके दिवसोंमें विहार ( प्रवास ) करते हुए हम लोग आबू पहुँचे। अर्बुद-गिरि तीर्थस्थ विमलवसति आदि मन्दिरोंके दर्शन किये। वहाँकी स्थापत्यकलाके उत्कृष्ट नमूने देखकर हृदय आनन्दसे भर गया। एक दिन प्रातःकालमें मुनिराज श्रीपुण्यविजयजी, मैं और भाईश्री उमाकान्त ( जो जैन मूर्तिकला पर रिसर्च कर रहे थे, और अब तो उन्हें इस विषयके थीसिस पर Ph. D. की उपाधि भी प्राप्त हो गई है ) तीनों ही कन्याकुमारीका स्थान देखनेके लिये गये। कन्याकुमारी स्थानके पास ही एक जीर्ण-शीर्ण अवस्थामें द्वारकानाथजीका मन्दिर है जिसकी घूमटी इत्यादि गिर चुकी है, स्तम्भ आदिके अवशेष भी खण्डहर रूपमें यत्र-तत्र पड़े हैं। उस मन्दिरमें भी हम लोग गये। तत्रस्थ शेषनाग-शय्याशयित विष्णु आदिकी कुछ मूर्तियाँ है, जो स्थापत्य-कलाकी दृष्टिसे १०—११ वीं शताब्दिकी प्रतीत होतीं है। उनका ऐतिहासिक दृष्टिसे महत्त्व समझकर भाई उमाकान्त तो उनके चित्र लेनेमें संलग्न हो गये। उसी मन्दिरमें प्रवेश करने पर जमणा बाजूके गोखलेके थंभे पर निम्नलिखित लेख उत्कीर्ण ( अंकित ) देखा। प्रयत्न कर उसकी प्रतिलिपि भी हम लोगोंने ली। वह इस प्रकार है :—

"ॐ संवत् १५ आषाढादि वर्षे शाके १३५७ (?) प्रवर्त्तमाने फाल्गुन मासे शुक्ल-पक्षे नवम्यां तिथौ सोमवासरे श्रीगूर्जर श्रीमालज्ञातीय सेथालगोत्रे श्रीखरतरपक्षीय मंत्रि विजपाल सुत मंत्रि मंडलिक तत्पुत्र मं० रणसिंह तत्पुत्र ४ प्रथमः सा० सायरः, द्वितीय' सा० खेटाभिधः, तृतीयः सा० सामन्तः, चतुर्थः सा० चाचिग'। तन्मध्यतः सा० सायर भा० बाई तत्पुत्र ४ पुत्री ३ प्रथमः सा० पद्माभिध , द्वितीयः सा० रत्नाख्यः, तृतीयः सा० आसाख्यः, चतुर्थः सा० पाचाख्यः, पञ्चमधर्मपुत्रः सा० पूर्याभिधानः, तद्भगिनी बाई मल्हाई, बाई रंगाई, बाई लखीई। एतन्मध्ये श्रीअर्बुदाचलमहातीर्थे यात्रार्थं समागतेन पूर्वयोगिनीपुरवास्तव्येन पश्चात् साम्प्रतं अहमदाबादश्रीनगरनिवासिना श्रीक्षत्रपकुलप्रसिद्धेन साह आसाकेन प्रथम भा० माघी, द्वितीय भा० हमीरदे, तृतीय भा० टबकू पुत्र सा० जीवराजप्रभृतिसमस्तकुटुम्बसहितेन स्वभुजोपार्जितवित्तेन चितोल्लासत' श्रीमद्विष्णुदेवप्रासादजीर्णोद्धारः कारित' श्रीमद्देवगुरुप्रसादात् आचन्द्रार्कं जीयात् ॥"

अर्थात्—विक्रम संवत् १५२५ शक १३५७ (?) के फाल्गुन शुक्ला नवमी सोमवारको श्रीगूर्जर, श्रीमालज्ञातीय, सेथालगोत्रीय, खरतरपक्षीय मंत्री विजपालके पुत्र मंत्री मण्डलिकके पुत्र मंत्री रणसिंह थे। इनके चार पुत्र थे, १. साह सायर, २. साह खेटा, ३. साह सामन्त,

और ४. साह चाचिग। इनमें साह सायरकी पत्नी बाई पल्हीके चार पुत्र और तीन पुत्रियाँ थीं, जिनमें प्रथम पुत्र पद्मा नामक, द्वितीय पुत्र साह रत्ना नामक, तृतीय पुत्र साह आसा नामक, चतुर्थ पुत्र साह पांचा नामक और पञ्चम धर्मपुत्र साह पूया नामक थे। इनकी तीनों बहिनोंके नाम क्रमशः बाई मल्हाई, बाई रंगाई, और बाई लखीई थे। इनमेंसे साह आसा नामक पुत्र जो क्षत्रपकुलप्रसिद्ध था तथा जो पूर्व समयमें योगिनीपुर (दिल्ली)का निवासी था और पश्चात् (किसी भी कारणवश) अहमदाबादका निवासी बन चुका था, जिसकी तीन पत्नियाँ थीं—१ माघी, २ हमीरदेवी और ३ टबकू। तथा जिसके पुत्रका नाम जीवराज था—वह अपने समस्त परिवार सहित अर्बुदाचल (आबू) महातीर्थकी यात्रा करने आया था। उसने अपनी भुजा द्वारा उपार्जित द्रव्यसे, हृदयकी प्रसन्नताके साथ इस विष्णुदेवके मन्दिरका जीर्णोद्धार करवाया जो देव-गुरुके प्रसादसे चन्द्र-सूर्य पर्यन्त विद्यमान रहे।

इस लेखसे साह आसाका वंशवृक्ष इस प्रकार बनता है:—




इस लेखसे निम्नलिखित हकीकत प्रकाशमें आती है:—

(१) 'खरतरपक्षीय' एवं 'देवगुरुप्रसादात्' जैसे जैन पारिभाषिक शब्दका प्रयोग होनेके कारण सिद्ध है कि साह आसा जैन वंशीय श्वे. खरतरगच्छ संघका उपासक था।

(२) श्रीमालज्ञातिमें सेथालगोत्र उस समय विद्यमान था। आज इस गोत्रके वंशजोका तो क्या, इस गोत्रका नामावशेष तक नहीं रहा।

( ३ ) विजपाल, मंडलिक और रणसिंहके आगे मंत्री विशेषण है जो परवर्ती परंपरामें नहीं है। अतः संभव है कि ये तीनो किसी राज्यके मन्त्री रहे हों।

४ ) योगिनीपुर जिसका वर्तमान नाम दिल्ली है जो भारतकी राजधानी है। दिल्लीको प्रायः पूर्ववर्ती जैन ग्रन्थकारोंने योगिनीपुरके नामसे ही उल्लेख किया है।

( ५ ) अहमदावाद पूर्वमें राजनगरके नामसे ख्यात था, जिसका अहमदशाहने अपने नामसे अहमदावाद रखा था। वह व्यापारकी दृष्टिसे इस समय तक काफी प्रसिद्ध हो चुका था।

( ६ ) संभवतः क्षत्रपवंशीय कोई सामन्त या राजा विशेष उस समय अवश्य ही अहमदावादमें रहा हो और साह आसा उसके कृपाभाजन रहे हो। अन्यथा 'क्षत्रपकुलप्रसिद्धेन' शव्दकी संगति नहीं वैठती।

( ७ ) जैन श्रावकने इस विष्णुदेवके मन्दिरका जीर्णोद्धार करवाया।

( ८ ) यही विष्णुदेव मन्दिर आज द्वारकानाथके नामसे प्रचलित है।

संभव है मुगलोंने जिस समय आबूके प्रसिद्ध जैन मन्दिरोंके कुछ हिस्सेका ध्वंस किया था उस समय ही इस विष्णुदेवके मन्दिरको भी कुछ क्षति पहुँचाई हो। इसीलिये जीर्ण देखकर साह आसाने जीर्णोद्धार करवाया हो।

जहां हम देखते हैं कि एक तरफ तो मुगल लोग धार्मिक असहिष्णुता और फिरकापरस्तीके वशीभूत होकर भारतीय संस्कृतिके प्रतीक देवालयोंका नाश कर रहे थे तो दूसरी तरफ पंथभाव और साम्प्रदायिक मनोवृत्तियोंका त्याग कर एक जैन हिन्दू मन्दिरका उद्धार करवा रहा था, जो हमें सूचना देता है कि जैन संस्कृति और वैदिक संस्कृति कोई पृथक् वस्तु नहीं किन्तु एक ही भारतीय संस्कृतिकी सतत प्रवहमान दो धाराएं थीं जो सदासे इकाई रूपमें रही है और रहेगी। परन्तु आज पुनः वही धार्मिक असहिष्णुता मुगलोंमें ही नहीं किन्तु भारतीय संस्कृतिके नामसे चिल्लानेवाले समाजोंमें भी हम देख रहे हैं। क्या ही अच्छा हो कि आज भी हम उसी प्रकार भारतीय संस्कृतिके नाते अद्वैतरूपमें होकर, कन्धेसे कन्धा भिडाकर सांस्कृतिक उत्थानमें पूर्ण सहयोग दे।

अन्तमें एक निवेदन और कर देना चाहता हूं कि आज जहां जैन और हिन्दू लाखोंकी संख्यामें इस तीर्थ पर यात्राके लिये जाते है, वहां किसीकी भी इस जीर्ण–शीर्ण देवालय पर दृष्टि पडी प्रतीत नहीं होती। आवश्यकता है, कि इस जीर्ण देवालयका पुनः उद्धार करवाया जाय। हमें अपनी सांस्कृतिक और ऐतिहासिक निधियोंकी इतनी उपेक्षा नहीं करनी चाहिये। क्या पुरातत्त्वविभाग इस ओर ध्यान देगा?

સ્તંભતીર્થ—ખંભાતમાં બજાર નાકે આવેલા

# શ્રીચિંતામણિપાર્શ્વનાથના મંદિરના

## સંસ્કૃત લેખનો અનુવાદ

### પ્રેષક: શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

⊙

**કલ્યાણની** પરંપરાના સ્થાનરૂપ, કલ્યાણ કરવાની કામનાવાળા, હૃદયના ઈચ્છારૂપી ઝાડને (પોષણ કરવામાં) મેઘરૂપ (ભક્તોની અનેક કામનાઓને પૂર્ણ કરનાર), પ્રીતિરૂપી કમલિનીને (પ્રકાશ કરવામાં) સૂર્ય સમાન (ભક્તજન ઉપર પ્રેમ રાખનાર), ચિંતામણિ પાર્શ્વનાથ તમારું રક્ષણ કરો; જેના ચરણોની સેવા કરનાર મનુષ્યને સંપત્તિ છોડતી નથી. (૧) સિદ્ધાર્થ રાજાના વંશરૂપ કમળોને પ્રકાશ કરવામાં સૂર્ય સરખા (સિદ્ધાર્થ રાજાના વંશમાં ઉત્પન્ન થયેલા) અત્યંત પ્રતાપી **શ્રીવર્ધમાન** પ્રભુ તમારું રક્ષણ કરો; કે જે જગતને પવિત્ર કરનારા રસથી દીપી રહેલી ઉત્પત્તિ, સ્થિતિ, લય કરવામાં સહજ ઉક્તિવાળી જેની વાણી સ્વર્ગની વાપીની પેઠે મહાત્માઓના પ્રેમને પ્રાપ્ત કરનારી હતી. (૨) ઘણા ઇંદ્રોએ જેમના ચરણ યુગલ (બે)માં વંદન કર્યું છે, વિશેષ સંપત્તિવાળા, તેમના (શ્રીવર્ધમાન પ્રભુના) પીઠસ્થાન-રૂપી સાગરના ચંદ્રમા સરખા **સુધર્મા** નામના ગણધર હતા કે જેમની વિદ્યાયુક્ત ઉદારતાથી પ્રસન્ન મનવાળી સંતતિ ભગવાન વીર પ્રભુની ભૂમિની પેઠે ઉન્નતિને ધારણ કરે છે. (૩)

એ વંશમાં ક્રમે કરી જગચ્ચંદ્ર એવા નામે સૂરિ થઈ ગયા; જેમણે ૧૨૮૫ સંવત્સરમાં તપ કરી વિશિષ્ટપદ પ્રાપ્ત કર્યું હતું. (૪) એમાં **હેમવિમલ** વગેરે સૂરિ થઈ ગયા. તેમ એ સ્થાનમાં **આનંદવિમલ** નામના સૂરિ થઈ ગયા. (૫) [ચાલુ]

[અનુસંધાન પૃષ્ઠ : ૨૫ થી ચાલુ]

જૈન કોમના આગેવાનોનો જે પ્રભાવ હતો અને તેમની જે દીર્ઘદૃષ્ટિ હતી તેને આભારી છે. અમદાવાદના નગરશેઠ કુટુંબના આદ્યપુરુષ શેઠ શાંતિદાસ ઝવેરીની શહેનશાહ ઔરંગઝેબ ઉપર સારા પ્રમાણમાં લાગવગ પહોંચતી હતી. એ મહાન મૂર્તિભંજક શહેનશાહે જૈન કોમ અર્થે, શેઠ શાંતિદાસને જૈન દેવાલયોવાળાં શત્રુંજયનાં શૃંગો, ગિરનાર અને આબૂપર્વત ઉપરની એક ટેકરી બક્ષીસ આપતું એક ફરમાન પ્રગટ કર્યું હતું અને એમાં તમામ લોકોને એવી ચેતવણી આપી હતી કે શેઠ શાંતિદાસને પાલીતાણા ગામ તેમજ જે ત્રણ ગિરિશિખરો આપ્યાં છે તેને અંગે કોઈએ પણ કોઈ પણ જાતનો અવરોધ નાખવો નહિ તેમજ પેદા કરવો નહિ અને કોઈ પણ શખ્સ એ ગામ તેમજ ત્રણ ગિરિશિખરો વિષે કોઈ પણ જાતનો દાવો કરશે તો તે પ્રજાના તેમજ પાક પરવરદિગારના રોષને અને શાપને પાત્ર થશે. દેરાસરોનો શાંતિપૂર્વક ઉપયોગ કરવા દેવામાં ન આવે તો ઈશ્વરનો શાપ ઉતારનાર ઔરંગઝેબ જેવા મૂર્તિભંજક શહેનશાહ પાસેથી આ દેરાસરો માટે રક્ષણનું અભયવચન મેળવવું એ શું કોઈ જેવી તેવી સિદ્ધિ છે?

# સાભાર-સ્વીકાર

૧૦૦) પૂ. આ. શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મ.ના ઉપદેશથી શ્રીતપગચ્છ અમર જૈન શાળા, ખંભાત

૫૦) શેઠ દેવીચંદ શિવરામ. ચેવલા

૨૫) પૂ. મુનિરાજ શ્રીધર્મસાગરજી મ.ના ઉપદેશથી શ્રીઆદીશ્વરજી ધર્મશાળા જૈન સંઘ, મુંબઈ

૨૫) પૂ. પં. શ્રીધુરંધરવિજયજી મ.ના ઉપદેશથી શ્રીનમિનાથજી જૈન દેરાસર. મુંબઈ

૨૫) પૂ. આ. શ્રીવિજયોદયસૂરીશ્વરજી મ.ના ઉપદેશથી શ્રી જૈન શ્વેતાંબર મંદિરમાર્ગી સંઘ. સાદડી

૨૦) પૂ. આ. શ્રીવિજયહર્ષસૂરીશ્વરજી મ.ના ઉપદેશથી શ્રી જૈન સંઘ. તખતગઢ

૨૦) પૂ. આ. શ્રીવિજયરામસૂરીશ્વરજી મ.ના ઉપદેશથી શ્રી જૈન સંઘ. સિરોહી

૧૫) પૂ. મુનિરાજ શ્રીપ્રદ્યોતનવિજયજી મ.ના ઉપદેશથી શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ. ડીસા

૧૫) પૂ. મુનિરાજ શ્રીચંદ્રકાંતસાગરજી મ.ના ઉપદેશથી શેઠ આણંદજી કલ્યાણજી. સુરેંદ્રનગર

૧૧) પૂ. મુનિરાજ શ્રીજયંતવિજયજી મ.ના ઉપદેશથી શ્રીવાસુપૂજ્યસ્વામી જૈન ટેંપલ ટ્રસ્ટ, પૂના

૧૧) પૂ. મુનિરાજ શ્રીસુબુદ્ધિવિજયજી મ.ના ઉપદેશથી શ્રી જૈન તપગચ્છ સંઘ, વાંકાનેર

૧૧) પૂ. પં. શ્રીકનકવિજયજી મ.ના ઉપદેશથી શ્રી જૈન સંઘ. સાવરકુંડલા

૧૧) પૂ. મુનિરાજ શ્રીભાવવિજયજી મ.ના ઉપદેશથી શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ. નડિયાદ

૧૦) પૂ. પં. શ્રીમાણેકવિજયજી મ.ના ઉપદેશથી શ્રી જૈન સંઘ. એરાણુ

૧૦) પૂ. પં. શ્રીપ્રવીણુવિજયજી મ.ના ઉપદેશથી શ્રીઓશવાલ જૈન સંઘ. પૂના

૧૦) પૂ. મુનિરાજ શ્રીમહાપ્રભવિજયજી મ.ના ઉપદેશથી શ્રી સંઘ, ચેવલા

૧૦) પૂ. આ. શ્રીવિજયયશોદેવસૂરીશ્વરજી મ.ના ઉપદેશથી શ્રી જૈન શ્વેતાંબર શ્રી સંઘ. હિંગનઘાટ

૫) પૂ. મુનિરાજ શ્રીવિજ્ઞાનવિજયજી મ.ના ઉપદેશથી શ્રીતપગચ્છ જૈન સંઘ. જૂનાગઢ

૫) પૂ. મુનિરાજ શ્રીપુણ્યોદયવિજયજી મ.ના ઉપદેશથી શ્રી જૈન સંઘ. ઝીંઝુવાડા

## विनंति

पूज्य आचार्यादि मुनिवरोने विनंति छे के चतुर्मास पूर्ण थयुं होवाथी पोत पोतानुं सरनामुं प्रत्येक अंग्रेजी महिनानी पहेली तारीखे अमने सूचित करे एवी आशा राखीए छीए.

—व्यवस्थापक

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૭ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે આ રીતે મદદ આપનારને માસિક કાયમને માટે મોકલવામાં આવે છે

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમા જ્યાં વિહરતા હોય એ સ્થળનુ સરનામુ માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનતિ છે

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનતિ છે

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨ આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩ માસિક વી પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪ આ માસિકનું નવુ વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫ ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ

# श्री जैन सत्य प्रकाश

તંત્રી

**ચીમનલાલ ગોકળદાસ શાહ**

તા. ૧૫-૨-૫૪ અમદાવાદ

વર્ષ ૧૯ : અંક : ૪-૫] [ક્રમાંક : ૨૨૦-૨૨





# વિષય-દર્શન





## વિનંતિ

પૂજ્ય આચાર્યાદિ મુનિવરો શેષ કાળમાં પોતાનું નિયત સરનામું પ્રત્યેક માસની પહેલી તારીખ સુધીમાં જણાવે એવી વિનંતિ છે.

વ્યવ૦



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १९ | વિક્રમ સં. ૨૦૧૦ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ. ૧૯૫૪ | क्रमांक |
| अंक : ४–५ | મહા સુદિ ૧૩ : સોમવાર : ૧૫ ફેબ્રુઆરી | २२०–२१ |


# આત્મનિર્મળતાના પંથે

[૧]

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રી મહાપ્રભવિજયજી

**આત્મ**નિર્મળતા એટલે પરમ સુખની પ્રાપ્તિ. સુખ એ આત્માનો સ્વભાવ છે. જ્યાં સુધી આત્માની નિર્મળતા ન થાય ત્યાં સુધી સંસાર છે, ઉપાધિ છે, બંધન છે, દુઃખ છે. દુઃખનું કારણ અજ્ઞાન છે.

બધી યોનિઓમાં મનુષ્ય સર્વોત્તમ પ્રાણી છે. પોતાની કેટલીક વિશિષ્ટ શક્તિઓથી તે બીજા જીવધારીઓ કરતાં અધિક વિકાસ કરવાની ક્ષમતા રાખે છે. દરેક દર્શનકારોએ માનવજીવનની બહુમૂલ્યતા અને દુર્લભતા એકસ્વરે ગાઈ છે. જે વસ્તુ થોડી હોય, દુષ્પ્રાપ્ય અને કીમતી હોય એની મહત્તા આપમેળે ગવાય છે. એ જ રીતે માનવજીવન મહાન છે. 'ઉત્તરાધ્યયન સૂત્ર'માં ચાર વસ્તુઓને દુર્લભ જણાવી છે :—

"चत्तारि परमंगाणि, दुल्लहाणि य जंतूणो ।
माणुसत्तं सूई सद्धा, संजमम्मि वीरिए ॥"

—આ સંસારમાં જીવને ચાર વસ્તુઓ પ્રાપ્ત થવી દુર્લભ છે. તે છે— મનુષ્યપણું, ધર્મનું શ્રવણ, સમ્યક્શ્રદ્ધા અને સંયમમાં પુરુષાર્થ.

આ ચારે વસ્તુઓમાં મનુષ્યપણાને સૌથી પ્રથમ બતાવેલ છે. બાકીના ત્રણનો આધાર મનુષ્યપણા ઉપર જ રહેલો છે. કર્મનાં બંધન તોડી આત્મનિર્મળતાના પંથે જવા માટે બીજો ભવ અનુકૂળ નથી. માનવ ભવમાં જ મોક્ષ માટેનો પુરુષાર્થ શક્ય છે. નારકીના ભવમાં અપાર દુઃખ છે, દુઃખની યાતનામાં ધર્મનું આરાધન સંભવિત નથી. તિર્યંચ-પશુ-પક્ષીના ભવમાં વિચારશક્તિની ઊણપ છે. એ જીવન

પરાધીન હોવાથી જેમ તેમ પૂરું થાય છે. 'દેવભવમાં માત્ર સુખ છે. સુખ–ભોગની સામગ્રીમાં ધર્મની આરાધના શક્ય નથી. માત્ર મનુષ્યભવ જ એવો છે જેમાં ધર્મશ્રવણ, શ્રદ્ધા અને સંયમનો પુરુષાર્થ કરી શકાય. એ માટે યોગ્ય સામગ્રી ન મળે તો એ પુરુષાર્થ થઈ શકતો નથી.

મનુષ્ય જન્મતાં જ પરિસ્થિતિથી જકડાયેલો હોય છે. કેટલાકને જીવનનિર્વાહનાં પૂરતાં સાધન નથી હોતાં અને કેટલાકને હોય છે. એનું શું કારણ? જન્મતાં–વેંત બાળકે એવો શો પુરુષાર્થ કર્યો હોય કે તેને સુખી જીવન મળે અને બીજાને નિર્વાહનાં પણ ફાંફાં હોય તે માટે તેને જવાબદાર કેમ ગણાય? સ્પષ્ટ છે કે, પૂર્વનાં કર્મ અનુસાર માણસને સુખ અને દુઃખની સ્થિતિ પ્રાપ્ત થાય છે.

સુખ અને દુઃખનો મનુષ્ય સ્વયં નિર્માતા છે. સારી કે ખરાબ પ્રવૃત્તિઓ જ તેનું શુભ અને અશુભ કર્મ છે. આ કર્મનો બંધ માનવજીવનમાં ક્ષણે ક્ષણે થયા કરે છે. આ કર્મો જ માનવને તેના મૂળ આત્મગુણને વિકસિત થવા દેતાં નથી. માટે જૂના કર્મોનું જેમ ફળ હોય છે, તેમ નવાં કર્મોના ઉપાર્જનમાં પણ વિવેક બુદ્ધિ રાખવી જોઈએ

ખાવું–પીવું, ભોગ ભોગવવા, સંતાન પ્રાપ્તિ કરવી, જન્મવું, મરવું—આ ક્રિયાઓ માત્ર મનુષ્ય જ નથી કરતો પશુ–પક્ષીઓ પણ આ પ્રવૃત્તિ કરે જ છે. પરંતુ મનુષ્યમાં વિચારશક્તિની વિશેષતા છે, જે એને જીવનવિકાસમાં કારણભૂત બની શકે છે.

વિચારશક્તિ માટે જ્ઞાનની જરૂરત છે. જ્ઞાન જીવનની મૂળભૂત મૂડી છે. એના વિના મનુષ્ય પોતાનું જીવન ખોઈ બેસે છે. જ્ઞાન હોય પણ આચરણ ન હોય તો એ બોજારૂપ થઈ પડે જે જ્ઞાન પોતાના હિતાહિતનો વિવેક ન શીખવે એ જ્ઞાન શા કામનું? જ્ઞાન એ છે જેનાથી ગુણ–દોષની પરખ આવે. હેય, ઉપાદેયની ભાવના જાગ્રત કરે.

પાશ્ચાત્ય કેળવણીના કારણે લોકો આજે ભૌતિક જ્ઞાન તરફ વળેલા છે. સંપત્તિ વધારવી અને ઇંદ્રિયોના વિષયોના સુખનું એ જ્ઞાન હોય છે એથી ભૌતિક સામગ્રી માટે આર્થિક લિપ્સા જાગે છે. સામગ્રી ઓછી અને જરૂરિયાત વધારે હોવાથી શોષણની ભાવના થાય. શોષણ સંઘર્ષ જન્માવે. પરિણામે માનવજીવન અસંતુષ્ટ અને દુઃખમય બની જાય. આમ ભૌતિક સામગ્રી ક્ષણિક સુખ આપે પરંતુ અંતે તો એ દુઃખમાં જ પરિણમે

વસ્તુતઃ સુખનો આધાર બહારની સામગ્રી ઉપર નહિ પરંતુ આંતરિક સામગ્રીને નિર્ભર છે. આત્મગુણોના વિકાસથી જ સુખ પ્રગટ થાય છે સાચું જ કહ્યું છે કે—

"महता पुण्यपण्येन, क्रीतेयं कायनौस्त्वया ।
पारं दुःखोदधेर्गन्तुं, तर यावन्न भिद्यते ॥"

—મહાપુણ્ય રૂપી ધન આપીને તેં આ કાયારૂપી નાવ ખરીદેલું છે. તે ભાંગે નહિ ત્યાં સુધી તેના વડે ભવરૂપી દુઃખદરિયાને તરી લે.

મનુષ્યભવની દુર્લભતા વિશે અહીં એક ઉદાહરણ આપવું બસ થશે.

એક ખેડૂતે કોઈ મહાત્માની સેવા કરેલી; જેના પરિણામે મહાત્માએ પ્રસન્ન થઈ એને પારસમણિ આપ્યો. એ મણિનો લોખંડને સ્પર્શ થતાં સુવર્ણ બની જતું. પરંતુ મહાત્માએ એ મણિ સાત દિવસ પૂરા થતાં પાછો આપી દેવાની શરત કરી. ખેડૂતે એ મણિ મળતાં વિચાર્યું કે મારી પાસે તો માત્ર ખરપો, પાવડો કોદાળી, દાતરડું, કોસ—એવાં જ માત્ર લોઢાનાં સાધન છે. એટલા સોનાથી મારું દાળદર નહિ ફીટે આથી એણે વિચાર્યું કે હજી તો સાત દિવસ વચ્ચે પડ્યા છે એટલે બહાર ગામથી પુષ્કળ પ્રમાણમાં લોખંડ મંગાવીને એનું સોનું બનાવી લઉં. તેણે જુદે જુદે સ્થળે માણસો મોકલ્યા, અને રેલગાડીથી માલ રવાના કરવાની તાકીદ આપી. એ માણસોને જતાં જ એકેક બબ્બે દિવસ તો વીતી ગયા. લોખડ ખરીદતાં, પેક કરતાં અને રેલગાડીથી રવાના કરતાં એ માલ આવતાં છ દિવસ તો વીતી ગયા. સાતમા દિવસે એ બધો માલ ગાડીમાંથી ઉતરાવ્યો ત્યારે એને વિચાર થયો કે, જો આ માલને અહીં જ પારસ-મણિ લગાડી દઈશ તો એ લેવા માટે ચોર, ડાકુઓનો દરોડો પડશે. માટે ઘેર લઈ જઈને જ એ મણિનો સ્પર્શ કરાવી લઈશ. આથી એ બધું લોખંડ એ ઘેર લઈને આવ્યો અને એ લોખંડને ઘરમાં ભરવા લાગ્યો, ત્યાં જ સાતમા દિવસની છેલ્લી ઘડી વીતી ચૂકી. મહાત્મા એને ઘેર આવ્યા અને એ પારસમણિની માગણી કરી. ખેડૂતે કહ્યું : ‘મહારાજ એક મિનિટ ધીરજ રાખો.’ પણ મહાત્માજીએ ચિડાઈને કહ્યું : ‘હું એક મિનિટ પણ થોભી શકું એમ નથીઃ માટે મણિ પાછો આપ’

ખેડૂતે કહ્યું : ‘ઠીક મહારાજ ! હું હમણાં જ લોઢાને એ મણિનો સ્પર્શ કરાવી દઉં છું.’ મહાત્માજીએ તાડૂકીને આદેશ કર્યો : ખેડૂત ! હવે એની અવધિ પૂરી થઈ જ ગઈ. અવધિ પૂરી થતાં એ મણિ કઈ જ કામ નહિ આપે.’ ખેડૂતે કહ્યું : ‘તો લો, મહારાજ હું આ લોખંડને સ્પર્શ કરાવીને આપી દઉં છું.’ એમ કહેતાં જ મહાત્માજીએ એ મણિ એની પાસેથી ખૂંચવી લીધો.

જેમ ખેડૂત વધુ તૃષ્ણાથી મળેલા પારસમણિનો કશો ઉપયોગ કરી ન શક્યો તેમ આ માનવભવનો જે માણસ સમયસર સદુપયોગ ન કરે તો તેનો જન્મ નકામો જાય છે. આથી જ જ્યાં સુધી વૃદ્ધાવસ્થા ન પીડે, રોગ આક્રમણ ન કરે અને ઈંદ્રિયો ક્ષીણ ન થાય ત્યાં સુધી જ જીવનવિકાસને અવકાશ રહે છે એટલે જ એક ક્ષણ પણ તેમાં પ્રમાદ ન કરતાં માનવજીવનના ઉદ્ધાર માટે ધર્મનું શ્રવણ કરવું જોઈએ. આ વિશે આપણે આગળ વિચારીશું.



# માંડવગઢના પાર્શ્વજિનાલયનું
## વિશેષ વર્ણન

લેખક : શ્રીયુત અગરચંદજી નાહટા

'શ્રી જૈન સત્યપ્રકાશ' વર્ષ : ૧૯, અંક : ૨-૩ માં ડૉ. ક્રાઉઝે (સુભદ્રાદેવી)નો 'માંડવગઢના શ્રીપ્રમદ પાર્શ્વદેવ' શીર્ષક લેખ જોવામાં આવ્યો. શ્રીસુભદ્રાદેવી વર્ષોથી જૈન ઇતિહાસમાં ખૂબ રસ લઈ રહ્યાં છે. હું ગયા વર્ષે તેમને લશ્કર (ગ્વાલિયર)માં મળ્યો હતો, ત્યારે માંડવગઢના ઇતિહાસ સંબંધી અન્વેષણ કરી રહ્યાં હતાં. મેં તેમને એક વાર બિકાનેર આવવા જણાવ્યું જેથી ઘણી નવી હકીકતોની માહિતી આપી શકું. તેમણે આવવાની ઇચ્છા પણ પ્રકટ કરી હતી પરંતુ હજી સુધી તેઓ આવી શક્યાં નથી.

તેમણે જે વિષય લીધો છે તે ઘણો જ મહત્ત્વપૂર્ણ છે અને જૈન સાહિત્યમાં માંડવગઢ સંબંધી ઘણી સારી સામગ્રી મળે છે. ૧૪મી શતાબ્દીના મંત્રી પેથડથી લઈને ૧૭મી શતાબ્દી સુધી અહીં જૈનોનો સારો પ્રભાવ રહ્યો હતો. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ અને ૧૬મી સદીનો પૂર્વાર્ધ—આ લગભગ એક સો વર્ષથી કંઈક અધિક કાળનો ગાળો જૈનોના અતિશય પ્રભાવનો અને માંડવગઢના સુવર્ણયુગનો સમય છે. એ સમયે રાજ્યના અધિકારીઓરૂપે અને વૈભવશાળીપણામાં જૈન શ્રાવકો અહીંના ઇતિહાસના પૃષ્ઠોમાં ચમકી રહ્યા છે. મંત્રી મંડન, ધનદ, અને સોની સંગ્રામસિંહ તથા પુંજરાજ વગેરે અહીંના વિદ્વાન શ્રાવક ગ્રંથકારોમાંના હતા. જૈન મુનિઓએ તો અહીંના વિદ્યાપ્રેમી શ્રાવકોના અનુરોધથી અનેક ગ્રંથો નિર્માણ કર્યા હતા, જેનો ઉલ્લેખ તેમની પ્રશસ્તિઓમાંથી મળે છે. અહીં ૨૨ જિનાલયો હતાં. તેમાંથી અધિકાંશ એ કાળમાં નિર્મિત થયાં હતાં, જેનું વર્ણન ખરતરગચ્છના વિદ્વાન ઉપા૦ ખેમરાજ રચિત 'મંડપાચલ ચૈત્ય પરિપાટી'માં મળી આવે છે. એની રચના પણ સં. ૧૫૪૫ થી ૧૫૫૦ લગભગની છે. શ્રીસુભદ્રાદેવીના એ લેખને વાંચતાં જણાય છે કે તેમને આ મહત્ત્વપૂર્ણ ચૈત્ય પરિપાટી જાણવામાં નથી આવી. જોકે 'જૈનયુગ' વર્ષ : ૪ના પૃષ્ઠ: ૩૩૨, સં. ૧૯૮૫માં આ પ્રકાશિત પણ થઈ ચૂકી છે. તેમાં પ્રમદ પાર્શ્વ જિનાલય સંબંધી તેમણે જે આ લેખ લખ્યો છે, તેનો સૌથી અધિક અને જ્ઞાતવ્યપૂર્ણ પરિચય પ્રાપ્ત થઈ જાય છે. આથી સૌ પહેલાં તો તેનું ઉદ્ધારણ આપીને પછી જ જ્ઞાતવ્ય હકીકતો પર વિચાર કરવામાં આવશે.

આરંભ—"પાસ જિનેસર પય નમિય, કામિય ફલ દાતારો,
ફણુબંધિ હઉં સંથુણિસુ, જિનવર બિંબ અપારો. ૧

અહે માલવદેસ મઝારિ સાર, માંડવગઢ સોહઈ,
જિહિં જિણહર ઉત્તુંગ વેગ, ભવિયણ મન મોહઈ;
નિર્મળ શીતલ વહઇ નીર, નીઝરણુ અપારો,
ફૂલિય ફૂલિય અઢાર ભાર, વનસ્પતિ સારો. ૨

મૂળ ભવન શ્રીપાસનાહ, અભિનવઉ વસંતો,
ચારહ પાસ સુહાવણઉ, સંજમસિરી કંતો,
સુંદરી કરી સિંગાર હાર, જિણ ભવણિહિં આવઈ,
કોયલ જિમ અતિમધુર કંઠિ, જિણવર ગુણ ગાવઈ ૩

ભાસ— દિસહેસર સિરિ સાંતિ જિણ, અણાપદ અવતારો,
રવિ જિમ તેજહિં ઝિગમિગઈ, સમવસરણ ચોબારો. ૪

અહે ઉલિલિહિં પાસ સુપાસ, અજિય જિણ મંડપિ દીસઇ,
નંદીસર બાવન્ન દેવ, ત્રિહું(ઠક) ભવણિ સલીસ જઈ;
રંગમડપિ રળિયામણઉ, જય ઘટ નિનાદો,
જાંણે ઉરિ જિણ ભવણ કરઈ, સરગ હસિઉં વાદો. ૫

રેવઈ ગિરિ સિરિ પુંડરિક, ગિરિવર અન(વ)તારો,
કલ્યાણિક જિણ વીર તણા, અણાપદ સારો;
દસ ભવ પાસકુમાર નેમિજિણુ, જાન જોઈજઈ,
ભીતિ લિખી ચિત્રણ દેખિ, જિહિં મન મોહીજઈ. ૬

ભાસ— એરિસ ઈંદ વિમાણ સમા, જિણ ભવણિહિં જયવંતો;
પાસ જિણેસર ગુણનિલઉ, નમિસ્યું હરખિ હસંતો. ૭

અહે કેસર ઘનસાર સાર, ચંદણ ઘસિ લેસો,
ઈક સૌ ચોપન બિંબ સહિય, પ્રભુ પૂજ કરિસો;
કુસુમમાલ સૂત્રિ સોલ કરી, જિણકંઠી ઠવેસો,
નામિય ગાઈય વિવિહ બહિ, ભાવન ભાવે સો. ૮

ઉપર્યુક્ત સમગ્ર વર્ણન એક પાર્શ્વજિનાલયનું જ છે. બીજા મંદિરરૂપે શ્રીસુપાર્શ્વનાથ ભગવાનના મંદિરનું પણ ત્રણ પદ્યોમાં સારું વર્ણન કરેલું છે તેમાં ૯૫ બિંબો બતાવ્યાં છે. ત્રીજામાં શાંતિનાથ, ચોથામાં સંભવનાથ, પાંચમામાં આદિનાથ, છઠ્ઠામાં સુપાર્શ્વનાથ, જે ખાનપુરીમાં હતા તેનો ઉલ્લેખ છે, સાતમામાં શ્રીસીમંધરસ્વામી, આઠમામાં શાંતિનાથ, નવમામાં શ્રીઋષભદેવ, દશમામાં ફરીને ઋષભદેવ, અગિયારમામા નેમિનાથ, બારમામાં ચિંતામણિ પાર્શ્વનાથ, તેરમામાં સુમતિનાથ, જેમાં અષ્ટાપદના ૨૪ તીર્થંકરોનાં બિંબો હતાં. ચૌદમામાં વીશવલિ પાર્શ્વનાથ, પંદરમામાં શ્રીશાંતિનાથ, સોળમામાં શ્રીપાર્શ્વનાથ, સત્તરમામાં

શ્રીશાંતિનાથ, અઢારમામાં શ્રીઅજિતનાથ, ઓગણીસમામાં શ્રીશાંતિનાથ, વીસમામાં શ્રીઋષભદેવ, એકવીસમા ફતેપુરમાં શ્રીશાંતિનાથ, બાવીસમા હુશંગાબાદમાં શ્રીનેમિનાથ. આ બધાં મંદિરોમા ૨૪ મૂળ બિંબ અને બધાં મંદિરોની મૂર્તિ-સંખ્યા ૫૬૨ બતાવી છે. આ સિવાય ભંડારમાં બીજાં બિંબો પણ છે; એમ લખ્યું છે અને અંતમાં જાવડકારિત રૌપ્ય, રત્ન, સ્વર્ણ બિંબોનો મહત્ત્વપૂર્ણ ઉલ્લેખ કર્યો છે. જેમ કે—

"રુપ્પ રયણુ સોવન્ન બિંબ, શ્રી જાવડ કારિય."

આ પ્રકારે ફાગુબંધ ૨૩ પદ્યોમાં આ ચૈત્યપરિપાટી ખેમરાજે લખી છે. રચના સુંદર છે. ચૈત્યપરિપાટી નામ મુજબ એમ લાગે છે કે જે મંદિરોનું આમાં સંખ્યાના અનુક્રમથી વર્ણન કર્યું છે તે મંદિરોનાં દર્શન એ જ ક્રમથી થતાં હશે અને આ બધામાં શ્રીપાર્શ્વનાથનું મંદિર અધિક વિશાળ, ઊંચું અને સૌ પહેલું હોવું જોઈએ. કવિ ખરતરગચ્છના છે અને તે મંદિર પણ એ જ ગચ્છનુ હતું, એટલા માટે જ તેનું વિવરણ અધિક આપ્યું હોય એ સ્વાભાવિક છે.

શ્રીયુત મોહનલાલ દેસાઈએ આને પ્રકાશિત કરતાં લખ્યું છે કે આ સ્વર્ણ–રૂપ્યમય જિનબિંબોનો નિર્માતા જાવડ કોણ હતો, તેનો પત્તો મળતો નથી; પરંતુ સદ્‌ભાગ્યે અમને એનો પત્તો શ્રીનાહટાજીના સંગ્રહની સ્વર્ણાક્ષર સચિત્ર કલ્પસૂત્રની પ્રશસ્તિ ઉપરથી મળે છે, તેનો આવશ્યક અંશ આ પ્રકારે છે:—

"यत्कुक्षिशुक्तिसंपुटमुक्ताफलनिर्मलश्च सद्वृत्तः ।
श्रीजावडसंघपतिर्विराजते राजमल्लसुतः ॥ ४२ ॥

वापीकूपतडागकुण्डसरसीस्रोतस्विनीनां पयः–
पूरे जीवदयाधुरीणमनसा सत्त्वौघरक्षाकृते ।
चञ्चन्नक्रकमन्त्रकाः सुकृतिना तेनात्र संस्थापिते
म्लेच्छा तुच्छकुलाकलेति विपुले श्रीमण्डपाल्याचले ॥ ४३ ॥

रूप्यस्वर्णमणीमयानि भगवद्बिम्बानि योऽकारयत्,
श्रीसंघार्चनदर्शनार्चनविधिं संसूत्रयन् धर्मवान् ।
सम्यक्कृते दृढिमानमुद्वहति यः शीलेन गाङ्गेयवत्,
श्रीहीराश्रयतः पुनः बहुगुणान् धत्ते स्वकीयान् श्रियाम् ॥ ४४ ॥

येन प्रतिष्ठावसरे स्वकीयं घनं घनं धर्मविधौ प्रयुक्तम् ।
श्रीहीरनामाङ्कजराजमानः श्रीजावडसंघपतिप्रधानः ॥ ४५ ॥

सश्रीफलप्रकरमुन्नतिशोभमानं सच्छायमुग्रतरतापनिवृत्तिवारम् ।
नानासपक्षसुमतरे जनसेवनीयं, प्राकारपत्रपरिवारितपार्श्वदेवम् ॥ ४६ ॥

પ્રશસ્તિના આગળના વર્ણનથી તેઓ ખરતરગચ્છીય શ્રીમાલવંશીય સિદ્ધ થાય છે. પ્રશસ્તિના પ્રારંભમાં માંડવગઢના શ્રીપાર્શ્વનાથ અને શ્રીસુપાર્શ્વનાથ-એમ બેનો ઉલ્લેખ હોવાથી બાવીસ મંદિરોમાં બે મંદિરો મુખ્ય હોવાનું પ્રતીત થાય છે. શ્રી સુપાર્શ્વનાથનું સ્થાન કવિ ઋષભદાસના ચૈત્યવંદનમાં—

"માંડવગઢનો રાજિયો, નામે દેવ સુપાસ."

આ પ્રકારે કરેલો હોવાથી અને ૧૮ મી સદીની તીર્થમાળાઓમાં પણ ઉલ્લેખ હોવાથી પ્રસિદ્ધ હોવાનું સિદ્ધ છે. આ મંદિર તપાગચ્છનું હોવાનો વિશેષ સંભવ છે, કેમકે આ ગચ્છના વિદ્વાનોનો પણ માંડવગઢમાં સારો પ્રભાવ રહ્યો હોવાનું સિદ્ધ થાય છે. અત્યારે માંડવગઢમાં કોઈ પણ પ્રાચીન જૈન મંદિર સુરક્ષિત નથી કેટલાંક ભગ્નાવશેષ પડેલાં છે. એક મંદિર ધર્મશાળામાં નવું બન્યું છે.

ગયા વર્ષે હું માંડવગઢની યાત્રા કરી આવ્યો ત્યારે પૂછતાં માલૂમ પડ્યું કે, અહીંની શ્રીસુપાર્શ્વનાથની મૂર્તિ બુરહાનપુરમાં છે. જો આ હકીકત સાચી હોય તો તેનો પ્રતિમાલેખ શીઘ્ર પ્રકાશમાં આવવો જોઈએ.

'સુકૃતસંકીર્તન' કાવ્ય અનુસાર અહીં ૧૪ મી સદીમાં મંત્રી પેથડે શ્રીઆદિજિનાલય બંધાવ્યું હતું તે બાવન જિનાલયવાળું, શત્રુંજયાવતાર, સ્વર્ણદંડ-કળશવાળું મંદિર ૧૮ લાખ દ્રમ્મના વ્યયથી બન્યું હતું ચૈત્યપરિપાટીમાં નં. ૫-૯-૧૦ માં ત્રણ આદિ જિનાલયોનાં વર્ણન છે. સંભવ છે કે તે દશમા નંબરનું હોવું જોઈએ, જેમાં અનેક બિંબો હોવાનો ઉલ્લેખ મળે છે.

માંડવગઢના સમસ્ત ખંડિયેરોની સારી રીતે તપાસ કરવી જોઈએ. જે કંઈ સ્મારકો ત્યાં ખંડિત દશામાં પડ્યા છે, તેનાથી સંભવ છે કે, કેટલાંક જૈન મંદિરોનો પત્તો મળી આવે. અહીંથી જૈન મૂર્તિઓ બહાર ક્યાં ક્યાં ગઈ તેનો પત્તો પણ લગાવવો જરૂરી છે આ જિનાલયો ક્યાં સુધી વિદ્યમાન હતાં, ક્યારે નષ્ટ થયાં —એ બધી હકીકતોની શોધ ડૉ. સુભદ્રાદેવી અવશ્ય કરે અને જ્ઞાતવ્ય હકીકતો પ્રકાશમાં લાવે, એમ ઇચ્છીએ છીએ. માંડવગઢ સંબંધી વિશેષ જ્ઞાતવ્ય ફરી ક્યારેક સૂચિત કરીશ. મારી નોંધ અનુસાર શ્રીજિનભદ્રસૂરિનું 'પાર્શ્વ-સુપાર્શ્વ સ્તવન' પણ પ્રાપ્ત છે. સિદ્ધાંતરુચિવાળા સ્તોત્રની ૫-૭ પ્રતિઓ તો મારા સંગ્રહમાં જ છે. એકમાં એના રચયિતા તેમના શિષ્ય સાધુસોમ પણ લખેલ છે.

# સુવર્ણ-પુરુષ અને જૈન સાહિત્ય

લેખક. પ્રો શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

'ચમત્કારને નમસ્કાર' એ લોકોક્તિ જેટલી સાચી છે એટલી જ સાચી—બલ્કે એથી વિશેષત સાચી વાત ધનાઢ્યમાં ધનાઢ્ય બનવાની, અખૂટ સંપત્તિના સ્વામી બનવાની તીવ્ર અભિલાષાની હોય છે આને લઈને જાતજાતની કલ્પનાઓને લોક-સાહિત્યમાં—કથા-સાહિત્યમા સ્થાન મળ્યું છે જૈન સાહિત્ય એના કથા-સાહિત્ય માટે અને પ્રાકૃત જનતા તરફના એના સદ્ભાવને માટે સુપ્રસિદ્ધ છે આથી એમા 'ભારડ' અને 'મા-સાહસ' જેવા વિલક્ષણ પક્ષીઓ વિષે, પાચ દિવ્યો વિષે, રત્નકબલ વગેરે અદ્ભુત વસ્તુઓ વિષે, સિદ્ધરસ અને રસકૂપ વિષે તેમજ ચિત્રાવેલી જેવી ભાતભાતની અલૌકિક ઔષધિઓ વિષે ઉલ્લેખો જોવા મળે છે. 'સુવર્ણપુરુષ' એ પણ આ પ્રકારની મનોદશાનુ એક ફળ છે અને વિવિધ જૈન કથાઓમાં એનું વર્ણન મળે છે.

'સુવર્ણ-પુરુષ' એટલે 'સોનાનો પુરુષ' એવો અર્થ સ્ફુરે તેમ છે, પણ એથી કંઈ એને અગે જે વિશિષ્ટ બાબત જૈન કથાઓમાં જોવાય છે તે ખ્યાલમા ન આવે, આથી 'નવકાર' (નમસ્કાર) મત્રના પ્રભાવને સૂચવનારી અને જિનદાસગણિએ રચેલી મનાતી **આવસ્સય ચુણ્ણિ** (ભા ૧, પત્ર ૫૮૯) માં અપાયેલી કથા અહી રજૂ કરું છું.—

એક શ્રાવક હતો એનો પુત્ર ધર્મ ગ્રહણ કરતો ન હતો આથી એના પિતાએ એ પુત્રને 'નવકાર' શિખવ્યો અને કહ્યુ કે જ્યારે બીક લાગે ત્યારે આ નવકારનો પાઠ કરજે.

કાળાંતરે પેલા શ્રાવકનું અવસાન થયું, અને એનો પુત્ર દુનિયાદારીમાં ભાગ લેવા લાગ્યો. એક દિવસ એના ઘર આગળ એક પરિવ્રાજક—ત્રિદડી આવ્યો અને ત્યાં વસ્યો. પેલા શ્રાવક-પુત્રને આની સાથે દોસ્તી બધાઈ.

એક વેળા ત્રિદડીએ એને કહ્યુ· જો તું અખડ અને નવણિયાતુ શબ લાવે તો હુ તને ધનાઢ્ય બનાવું. એ ઉપરથી શ્રાવક-પુત્રે એની શોધ કરી અને કહ્યા પ્રમાણેનુ શબ મેળવ્યું. પછી એ શબ તેમજ બીજી કેટલીક સામગ્રી લઈને એ અને ત્રિદડી સ્મશાનમા ગયા.

ત્રિદંડીએ આ શ્રાવક-પુત્રને શબની સામે બેસાડ્યો, અને એણે શબના હાથમાં તરવાર આપી. પછી એ વિદ્યાનુ સ્મરણ કરવા લાગ્યો. એવામા વેતાલે ઊઠવા માંડ્યું. એ જોઈને શ્રાવક-પુત્ર બીન્યો અને એણે 'નવકાર' ગણવા માંડ્યા. આથી વેતાલ પડી ગયો. ત્રિદંડીએ ફરી જાપ શરૂ કર્યો અને ફરીથી વેતાલ ઊઠ્યો. શ્રાવક-પુત્રે ફરીથી 'નવકાર' ગણવા માંડ્યા અને વેતાલ ફરીથી પડ્યો. આથી ત્રિદડીએ શ્રાવક-પુત્રને પૂછ્યું : તુ કઈ જાણે છે ? શ્રાવક-પુત્રે ના પાડી. આ પ્રકરણ લાબો વખત ચાલવાથી વાનવ્યંતર ગુસ્સે થયો અને એણે ત્રિદંડીના બે કટકા કરી નાંખ્યા. (તેમ થતાવેંત) સુવર્ણકોટિનો ઉદ્ભવ થયો. એના અગોપાગ પૃથક્ પૃથક્ કરતા એ શ્રાવક-પુત્ર ધનાઢ્ય થયો. જો એણે 'નવકાર' ન ગણ્યો હોત તો વેતાલ એને મારી નાખત અને (ત્રિદંડીને બદલે) એ સુવર્ણમય બનત.

**આવસ્સય**ની નિજ્જુત્તિ (ગા. ૧૦૧૨) માં આ 'ત્રિદંડી' નો નિર્દેશ છે. એને લક્ષીને ઉપર્યુક્ત ચુણ્ણિમા આ કથા અપાઈ છે હરિભદ્રસૂરિએ **આવસ્સય**ની ટીકા (પત્ર ૪૫૨અ-આ) માં આ જ કથા કંઈક ફેરફાર સાથે આપી છે. ફેરફાર એ છે કે ત્રિદડી ત્રીજી વાર જાપ જપે છે અને શ્રાવક-પુત્ર ફરીથી 'નવકાર' ગણે છે એટલી વાત અહી વધારે છે

ચુણ્ણિમાં 'सुवण्णा खोडी जाता' એમ કહ્યું છે, જ્યારે આ ટીકામાં 'सुवन्नकोडी जाओ' એમ છે.

આ સુવર્ણપુરુષના સંબંધમા એમ કહેવાય છે કે રાત્રે એનાં અવયવો છેદાતાં બીજે દિવસે એ પાછાં ઊગે છે, અને આમ થવાથી સુવર્ણપુરુષ જેને મળ્યો હોય તેનું ધન અઢળક અને અખૂટ બને છે.

મેરુતુંગસૂરિએ વિ સં. ૧૩૬૧ માં રચેલા **પ્રબન્ધચિન્તામણિ**ના પ્રથમ પ્રકાશના પ્રારંભમાં **વિક્રમાદિત્ય**નો પ્રબન્ધ છે. એમાં એને 'સુવર્ણપુરુષ' પ્રાપ્ત થયાની વાત કહી છે. આ પ્રસંગ આ મુજબ છે :—એક વેળા ઉજ્જૈનમા વસનાગ નામના શેઠે મોટો મહેલ બંધાવ્યો અને ઉત્સવ કરી એ એમા રહેવા ગયો. રાતે 'પડુ છુ' એવો એકાએક અવાજ સાભળી એ બીન્યો, અને 'પડીશ નહિ' એમ એ બોલ્યો. બીજે દિવસે એ વિક્રમાદિત્યને મળ્યો. આ રાજાએ એને ત્રણ લાખ (દ્રમ્મ) આપી એની પાસેથી મહેલ ખરીદ્યો. રાતે એ રાજા નિરાંતે સૂતો. એવામા 'પડુ છું' એવી વાણી સાભળતાં 'જલદી પડ' એમ એણે કહ્યુ. કહેતાવેત 'સુવર્ણપુરુષ' પડ્યો, અને રાજાને આમ સુવર્ણની સિદ્ધિ થઈ.

આ કથાની તુલના માટે જૈન **સિંહાસનદ્વાત્રિંશિકા** વગેરે જોવા ઘટે.

હેમહંસગણિએ વિ સં ૧૫૦૦ મા **નમસ્કાર-બાલાવબોધ** રચ્યો છે. અને એ **પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભમાં** છપાયો છે. એના ૧૬૪ મા પૃષ્ઠમા **શિવકુમાર**ની જે કથા છે તેમાં સુવર્ણપુરુષનો ઉલ્લેખ છે

સુવર્ણપુરુષ સબંધી કોઈ કોઈ કથામાં બત્રીસ લક્ષણોથી લક્ષિત અને અખંડિત દેહધારી પુરુષને જીવતો હોમી દેવાની અને એનો દેહ સુવર્ણમય બની જતાં એ દ્વારા 'સુવર્ણ–પુરુષ'ની પ્રાપ્તિ થવાની વાત પણ આવે છે. આ ઉપરથી જૈન સાહિત્યમાથી સુવર્ણપુરુષ વિષે શી માહિતી મળે છે તે સમજાયુ હશે એટલે હવે આપણે આના સંતુલનાર્થે અજૈન સાહિત્ય તરફ નજર કરીશું.

**સુવર્ણકળશ**—ઈ સ. ૯૦૦ ની આસપાસમા **નારાયણે** **હિતોપદેશ** રચ્યો છે. એમણે આ **હિતોપદેશ**ના (૧) મિત્રલાભ, (૨) સુહૃદ્–ભેદ, (૩) વિગ્રહ અને (૪) સંધિ એમ ચાર પ્રકરણો પાડ્યા છે. આની રચના **પંચતંત્ર** તેમજ એ જાતના બીજા ગ્રંથોને આધારે કરાયાનું **નારાયણે** પ્રારંભમા કહ્યુ છે. "વિગ્રહ"ની નવમી કથા "ચૂડામણિ ક્ષત્રિય અને લોભિયા હજામની" છે એ અત્ર પ્રસ્તુત છે. એનો પ્રારંભિક ભાગ "સુવર્ણકળશ"ની હકીકત પૂરી પાડે છે એ આ મુજબ છે— અયોધ્યામા **ચૂડામણિ** નામનો એક ક્ષત્રિય રહેતો હતો, તેણે ધનની ઈચ્છાથી **શિવ**નું મહાકષ્ટ વેઠીને લાબા વખત સુધી આરાધન કર્યુ. આથી એનુ પાપ નાશ પામતા **શિવ**ની આજ્ઞાથી યક્ષેશ્વરે એટલે કે કુબેરે એને સ્વપ્નમાં દર્શન દીધુ અને આદેશ કર્યો કે આજે તુ સવારે ક્ષૌર (અર્થાત્ મૂછ સહિત મુંડન) કરાવજે અને પછી હાથમા લાકડી લઈ ઘરમાં ગુપ્ત રીતે બેસજે. એવામા તને તારા આગણામા ભિક્ષુ આવેલો જણાશે. એને તુ લાકડી વડે ખૂબ જ પ્રહાર કરી મારી નાખજે તેમ થતા એ ભિક્ષુ "સુવર્ણકળશ" બની જશે, એ કળશથી તુ જીવતા સુધી સુખમા રહીશ પેલા ક્ષત્રિયે યક્ષેશ્વરના કહ્યા મુજબ કર્યું અને એને સુવર્ણ-કળશની પ્રાપ્તિ થઈ એક લોભિયા હજામે એ ક્ષત્રિયનુ અનુકરણ કર્યું. એથી તો રાજપુરુષોએ ભિક્ષુની હત્યા કરવા બદલ એને મારી નાખ્યો.

આમ અહી સુવર્ણપુરુષને બદલે "સુવર્ણકળશ"ની કથા છે. આવી કોઈ કથા અભારતીય સાહિત્યમાં છે કે નહિ તેની તપાસ થવી ઘટે



# બૌદ્ધ યાત્રિક

લેખક. પૂજ્ય મુનિરાજ શ્રીજ્ઞાનવિજયજી (ત્રિપુટી)

તીર્થયાત્રા એ ભારતની પ્રાચીનતમ સંસ્કૃતિ છે. બૌદ્ધધર્મ હિંદની બહાર ગયો. ત્યાં આ સંસ્કૃતિને સાથે લેતો ગયો. આથી ચીન વગેરે દેશના બૌદ્ધ ભિક્ખુઓ તથા ગૃહસ્થો ભારતમાં ઘણીય વાર આવ્યા છે. ઇતિહાસપ્રેમીઓ અને સંશોધકો માટે તે નામો બહુ કામનાં છે. તેથી તેઓમાંના કેટલાએકની યાદી નીચે આપું છું.

૧. ફાહિયાન ઈ. સ. ૪૦૦ થી ૪૧૪, ૨. તાવસુંગ, ૩. તોચિંગ ઈ. સ. ૫મી સદી, ૪. સુંગયુંગ અને હુઈસાંગ, ૫. હ્યુએન ચાંગ ઈ. સ. ૬૨૯ થી ૬૪૪, ૬. હુઈની (બીજું નામ આર્યાવર્ત) ઈ. સ. ૬૨૮ થી ૬૮૪ નાલંદામાં મૃત્યુ, ૭. હ્યુએનચિઉ ઈ. સ. ૬૬૪ ભારતમાં મૃત્યુ, ૮. હ્યુએનલાઈ (સર્વ જ્ઞાનદેવ) ઈ. સ. ૬૫૦, ૯. ચાઉકી (શ્રીદેવ) ભારતમાં મૃત્યુ, ૧૦. સીપીન ઈ. સ. ૬૬૪ ભારતમાં મૃત્યુ, ૧૧. ઈત્સીંગ ઈ. સ. ૬૭૩, ૧૨. બુદ્ધધર્મ ઈ. સ. ૬૭૩, ૧૩. બે ભિક્ખુઓ, ૧૪. તાઉફાગ, ૧૫. ચંદ્રદેવ ઈ. સ. ૬૪૯, ૧૬. ઉગપો (મતિસિંહ,) ૧૭. હ્યુએનહુઈ, ૧૮. લુંગ ગાંધારમાં મૃત્યુ, ૧૯. મિંગચુએન, ૨૦. વાનકી, ૨૧. મોક્ષદેવ ભારતમાં મૃત્યુ, ૨૨. કુઇચિંગ રાજગૃહીમાં મૃત્યુ, ૨૩. શીનચિઉ (ચન્દ્રવર્મા) પંજાબમાં મૃત્યુ, ૨૪. દીપભિક્ખુ કુશનગરમાં મૃત્યુ, ૨૫. સંઘવર્મા, ૨૬. વાનયુન કલિંગમાં મૃત્યુ, ૨૭. ઈહુઈ, ૨૮. ત્રણ યાત્રિક—ઉદ્યાનમાં મૃત્યુ, ૨૯. હુઈલુન (પ્રજ્ઞાવર્મા) ૩૦. તાવલીન (શીલપ્રભ) ૩૧. તાનકવાગ. ૩૨. હ્યુએનતા, ૩૩. સેનહિંગ ૩૪. લિંગવાન ૩૫. સેંગથી, ૩૬. સિ. જિ. ૩૭. ઊહિંગ વગેરે વગેરે.

આ અને બીજા અનેક બૌદ્ધ યાત્રિકો ભારતમાં આવ્યા હતા તે દરેક બૌદ્ધતીર્થોનાં તથા બૌદ્ધ સાહિત્યનાં દર્શન તથા પ્રાપ્તિ માટે આવ્યા હતા. તેઓમાંના ફાહિયાન, તાવસુંગ, સુંગયૂન—હુઈસાંગ, હ્યુએનચાંગ અને ઈત્સિંગે પોતાની યાત્રાનાં વર્ણનો લખ્યાં છે, જેમાં મોટે ભાગે બૌદ્ધતીર્થો અને બૌદ્ધ બાબતોનાં વર્ણનો છે. ઘણે સ્થાને અતિશયોક્તિવાળું લખાણ પણ છે. તેમાં જૈનધર્મ કે વૈદિક ધર્મ કે આજીવક વગેરે બીજા ધર્મો માટે કંઈ ઉલ્લેખ નથી. વિરોધી ધર્મો અંગે ઘસાતું લખ્યું હોય તે આધારે આપણે કંઈ અનુમાન કરી શકીએ એટલે તત્કાલીન ધર્મો પર તે વર્ણનો કંઈ પ્રકાશ પાડતાં નથી. તે વર્ણનોમાંથી ભારતની તત્કાલીન સામાન્ય પરિસ્થિતિ તથા સંસ્કૃતિનો આછો ખ્યાલ મળી શકે છે. એટલે અંશે એ વર્ણનો ઉપયોગી ખરાં. એવા થોડાએક નમૂના નીચે આપું છું.

શ્રીયુત વિશ્વેશ્વરનાથ રેઉ જણાવે છે કે, ફાહિયાન ચીનનો વતની હતો. તે બૌદ્ધધર્મ અને તેના સાહિત્ય માટે જ ભારતમાં આવ્યો હતો. એ સમયે અહીં દરેક ચીજો ઘણી સસ્તી હતી, માત્ર કોડીઓથી જ કામ ચાલી શકે તેમ હતું. તે સમયના રાજાઓ દરેક ધર્મ પ્રત્યે પ્રેમભાવ રાખતા હતા. કોઈ પણ હિંદી જીવહિંસા, મદ્યપાન કે લસણ, ડુંગળીનું ભક્ષણ કરતો ન હતો, ત્યારે અહીં સૂઅર કે કુકડા પળાતા ન હતા, પશુઓ વેચાતા ન હતા, મદ્યની દુકાનો ન હતી. માત્ર ચાંડાલો માંસ ખાતા ને વેચતા. ત્યારે વિશાલા લિચ્છવીઓની રાજધાની મનાતી હતી. જાવામાં વૈદિકધર્મ હતો, વગેરે વગેરે. આ લખાણ ઉપરથી ભારતમાં ત્યારે અહિંસાધર્મનો કેવો પ્રભાવ હતો તે સહેજે તારવી શકાય તેમ છે.

સુંગયુનના યાત્રાવર્ણનથી માલૂમ પડે છે કે, તે સમયે ખુતનમા ભારતીય સંસ્કૃતિ હતી, યારકંદવાળા જીવહિંસાને સારી માનતા હતા લોયાગમાં વર્ષગણતરી કરતા મહિનાઓની વૃદ્ધિ મનાતી હતી, યેથાવાળા બૌદ્ધધર્મ પ્રત્યે આદરવાળા ન હતા પણ માંસાહારી હતા ગાંધારનો રાજા **મિહિરગુલ** બૌદ્ધ ધર્મનો કટ્ટર વિરોધી હતો ઇતિહાસ આ રાજાને આ૦ હરિગુપ્તસૂરિ (હારિગુપ્ત)નો ભક્ત માને છે એ રાજાએ સુંગયુનનો સત્કાર વગેરે કર્યા ન હતાં, જ્યારે સુંગયુને પણ તેને ક્રોધી ક્રૂર વગેરે વિશેષણોથી નવાજ્યો છે આજના લેખકો આ લખાણના આધારે મિહિરગુલને ક્રૂર માની બેઠા છે તે ભૂલ છે. સંભવ છે કે, તે સમયે ચીનમા સિંહ નહી હોય. પેશાવરની પ્રજા સત્યપરાયણ અને ધર્મપ્રેમી હતી નગરમાં એક મંદિર હતુ,-જેને લોકો સપ્રતિનું મંદિર કહેતા.*- ધર્મી પુરુષો એમા બેઠા રહે છે અને તેનો સત્કાર સામાન્યજન ખૂબ કરે છે. વગેરે વગેરે.

શ્રીયુત રેઉછી સુએનચાંગ માટે લખે છે કે—તેને બૌદ્ધધર્મ પ્રત્યે બહુ મમતા હતી, તે **મિહિરગુલને** બૌદ્ધ ધર્મનો કટ્ટર શત્રુ માને છે અને એનો વિજેતા તરીકે બૌદ્ધધર્મી રાજા બાલાદિત્યને ગોઠવી દે છે. પરંતુ તેનો વિજેતા રાજા **યશોધર્મ** હોવાનો વધુ સંભવ છે. તે ગોડદેશના રાજા શશાંકદેવને પણ બૌદ્ધધર્મનો કટ્ટર શત્રુ માનનો શશાંકદેવે બૌદ્ધગયાના બોધિવૃક્ષને બાળી નાખ્યું, બૌદ્ધ શિલા તોડી નાખી, બૌદ્ધ મઠો તોડી પાડ્યા, બૌદ્ધભિક્ષુઓને ત્રાસ આપ્યો. સુએનચાંગ બૌદ્ધરાજા હર્ષવર્ધનની પ્રશંસા કરે છે. શિલાદિત્યે સુએનચાંગની હાજરીમા ઈ. સ ૬૪૩ લગભગમાં એક મોટુ 'ધર્મ સમ્મેલન' મેળવ્યું હતુ, જેમા ૪૦૦૦ બૌદ્ધ ભિક્ખુ, ૩૦૦૦ જૈન શ્રમણ અને બ્રાહ્મણોએ હાજરી આપી હતી, ધર્મચર્ચાઓ કરી હતી. રાજાએ તે દરેકનો ખૂબ સત્કાર કર્યો હતો. તેમને દાન આપ્યુ હતુ, વગેરે વગેરે.

તાવસુંગના યાત્રાવિવરણમાં ખાસ વિશેષ બીનાઓ નથી જ્યારે ઇત્સિંગનું યાત્રાવિવરણ મોટે ભાગે બૌદ્ધસાહિત્યના વિવેચનમાં જ રોકાયુ છે.

આ રીતે બૌદ્ધ યાત્રિકોએ યાત્રાવર્ણનો લખ્યાં છે જેમાં તત્કાલીન ભારતની સામાન્ય સ્થિતિ અને બીજા ધર્મોની બહુ અલ્પ નોંધો મળી શકે છે

જૈનમુનિઓએ પણ જૈનતીર્થોના યાત્રાવર્ણનો લખ્યા છે. તે અંગે તીર્થકલ્પ, સંઘરાસો અને તીર્થમાલાઓ પુષ્કળ મળે છે. ખાસ કરીને સીઘીગ્રંથમાલાનો "તીર્થકલ્પ" શ્રીયશોવિજયજી ગ્રંથમાલાની "જૈન તીર્થમાલા" અને શ્રીચારિત્રવિજયજી ગ્રંથમાલાનો "જૈનતીર્થોનો ઇતિહાસ" વાચવાથી એ વર્ણનોની મહત્તાનો ખ્યાલ આવી શકે છે, જેમા તે તે કાળની પરિસ્થિતિ, ઇતિહાસ, ભૂગોળ અને વિશેષ બીનાઓનો રોચક ખ્યાલ સાપડે છે.

---

* મૌર્યસમ્રાટ સંપ્રતિના સંપ્રતિ સંપદિ, સંગતિ, સંગત અને ઇન્દ્રપાલિત એમ ઘણાં નામો મળે છે. સુંગયુન પેશાવરના મંદિરને સાગતે (સંપ્રતિનું) તરીકે ઓળખાવે છે એટલે એ જૈન મંદિર છે સંપ્રતિનો પુત્ર સૌભાગ્યસેન પેશાવરનો સૂબો હતો. ત્યારે ત્યા ઘણાં જિનમંદિરો બન્યાં હતાં. (સૌભાગ્યસેન માટે જુઓ અમારી "તક્ષશિલા" નામની પુસ્તિકા)

સુંગયુનના યાત્રાવિવરણના ભાષાન્તરકાર અંગ્રેજ બીલ સાહેબ લખે છે કે—"સાગતે શબ્દથી સંઘનુ મંદિર સમજવુ" આજે પંજાબમા સંગત શબ્દથી શિખોનુ મંદિર સમજાય છે જગનમોહન વર્માજી લખે છે કે, ફાહિયાન લંકામા ગયો ત્યારે તેણે આવા ધર્મસ્થાનો ઘણા પ્રમાણમા જેયા હતાં.

સામાન્ય રીતે કેટલા એક અંગ્રેજો અને તેને જ આધારભૂત માનનાર હિંદીઓ કોઈ પણ પ્રાચીન વસ્તુ નજરે પડે કે તેને બૌદ્ધના નામે ચડાવી દે છે પણ હવે સૌનુ ધ્યાન એ તરફ છે કે, જૈનોના સ્તૂપો, વિહારો, મંદિરો બૌદ્ધોની પહેલાના હતાં, જે આજે પણ મળે છે.' (જુઓ, તક્ષશિલા)

# સ્યાદ્વાદ

લેખક : પૂજ્ય પં. શ્રીધુરંધરવિજયજી ગણિવર

⊙

**વિશ્વમાં** અનેક વાદો છે ને તે સર્વને પોતાનું વ્યક્તિત્વ પણ છે. વ્યક્તિત્વ જેનું જેટલું પ્રબળ હોય તેટલું તેનુ જીવનતત્ત્વ પ્રબળ હોય, અને વ્યક્તિત્વ નિર્બળ હોય તો તે વાદ લાંબો વખત જીવી શકતો નથી.

વાદમાંથી વિવાદ જન્મે અને તેમાંથી વિખવાદ જન્મે એ સિદ્ધ વસ્તુ છે પણ એ સિદ્ધ વસ્તુ સદાકાળ સર્વત્ર બને એવું નથી વાદમાંથી સંવાદ અને તેમાંથી તત્ત્વનો બોધ જન્મે એ પણ વાદનુ અભીપ્સિત છે વાદમાંથી વિવાદ અને વિખવાદ જન્માવવા માટે વિશિષ્ટ શિક્ષણ કે યત્નની આવશ્યકતા નથી રહેતી પણ સંવાદ અને તત્ત્વબોધ માટે ખાસ પ્રયત્નો અને શિક્ષણ લેવાની જરૂર રહે છે.

સર્વ સુન્દર ફલ લાવવામાં વાદનાં જે અંગો ઉપયોગી છે તેમાંનુ એક અતિ અગત્યનું અંગ 'સ્વાદ્વાદ' છે 'સ્યાદ્વાદ' ને યથાર્થ સમજનાર વાદમાંથી સંવાદ અને તત્ત્વબોધ સહેલાઈથી પામી શકે છે વિવાદ અને વિખવાદના રસિયાઓને સ્યાદ્વાદ તરફ રુચિ ન હોય એ સહેજે સમજી શકાય એવું છે પણ જેઓ સંવાદ અને તત્ત્વબોધની અભિરુચિવાળા છે તેઓ સ્યાદ્વાદને તેના યથાર્થ સ્વરૂપમાં સમજ્યા બાદ તેને કદી પણ છોડી શકવાના નહિ.

સંવાદ અને તત્ત્વબોધને ઇચ્છનારા પણ સ્યાદ્વાદને સમજ્યા સિવાય તેને ઘણી વખત અન્યાય કરી બેસે છે અને તેથી તેઓની સારી ઇચ્છાઓ પણ બર આવતી નથી ઊલટું ઘણી વખત એ ઇચ્છાઓ વિપરીત પરિણામ લાવે છે. માટે તેવી સારી ઇચ્છાવાળા સમજુ માણસોને સ્યાદ્વાદ સમજવાની ખાસ જરૂર છે સ્યાદ્વાદ ને સમજવા માટે નીચે સૂચવ્યા પ્રમાણેની કેટલીક માનસિક સ્થિતિ કેળવવી આવશ્યક છે.

(૧) "'સ્યાદ્વાદ' એ સંદિગ્ધવાદ છે" એવો પૂર્વગ્રહ ન જોઈએ

(૨) "'સ્યાદ્વાદ' એ દહીં, દૂધિયો છે" એ વિચાર મનમાંથી દૂર કરવો ઘટે

(૩) "'આ પણ સાચું અને તે પણ સાચુ' એ પ્રમાણે સ્યાદ્વાદની માન્યતા હોવાથી કોઈ એક નિર્ણય થઈ શકતો નથી" એવી માન્યતા ખોટી છે. મનમા જો એ માન્યતા પેસી ગઈ હોય તો તે દૂર કરવી જોઈએ.

(૪) જૈન દર્શનનો સ્યાદ્વાદ છે એમ માનીને તે વાદને એક પક્ષનો સમજી લેવો એ વ્યાજબી નથી.

(૫) 'સ્યાદ્વાદ' એ અસંભવિત વાદ છે. એ શક્ય જ નથી એવી ભ્રમણા છોડી દેવી.

આ પાંચ અને તેને મળતી બીજી પણ ગેરસમજો દૂર થાય એટલે સ્યાદ્વાદ સમજવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. જ્યા સુધી યોગ્યતા પ્રાપ્ત ન થાય ત્યા સુધી તે સમજવા માટે કરવામાં આવતા પ્રયાસો અફળ બને અથવા પૂર્વોક્ત ગેરસમજોમા ઉમેરો કરે છે.

'સ્યાદ્વાદ' એ બે શબ્દો મળીને એક શબ્દ બનેલો છે. તેમાં એક 'स्यात्' શબ્દ છે અને બીજો 'वाद' શબ્દ. 'वद्' કહેવું ધાતુથી વાદ શબ્દ બન્યો છે, તેનો અર્થ કથન કરવું, વચન–વ્યવહાર કરવો એ પ્રમાણે થાય છે.

'સ્યાત્' અસ્ ધાતુનું રૂપ નથી પણ વિભક્તિ–પ્રતિરૂપક અવ્યય છે. તે સ્વતંત્ર અવ્યયનો અર્થ કથંચિત્ સાપેક્ષભાવ થાય છે સ્યાત્ પૂર્વકનો જે વાદ તે સ્યાદ્વાદ, એ સ્યાદ્વાદનો વ્યુત્પત્તિ અર્થ છે પરસ્પર વિરુદ્ધ પદાર્થોને એકમા સમાવેશ કરાવનાર જે વાદ તે સ્યાદ્વાદ છે એ સ્યાદ્વાદનો મહત્ત્વાર્થ છે.

જે પદાર્થો પરસ્પર વિરુદ્ધ હોય છે તે એકત્ર–એક સ્થળે સાથે રહી શકે જ નહિ અને એકમા સાથે રહેતા હોય તે વિરુદ્ધ ન હોય એવી માન્યતા વિશ્વમાં મોટે ભાગે પ્રવર્તતી હોય છે એટલે એ વિચારને પરવશ પડેલાઓને સ્યાદ્વાદનો વિચાર અસંગત અને અસંભવિત લાગે છે. પણ તાત્ત્વિક દૃષ્ટિએ વસ્તુઓની વિચારણામા ઊડા ઊતરનારને પાછળથી પોતાના પૂર્વગ્રહ છે માટે ઘણો ખેદ ઉપજે એવું બને છે.

વસ્તુત સ્યાદ્વાદથી વસ્તુમાત્રમા પરસ્પર વિરોધી ભાવોનુ દર્શન સ્પષ્ટ થાય છે. કોઈ પણ પદાર્થ એવો નથી કે જેમા વિરુદ્ધ ભાવની સ્થિતિ ન હોય વિશ્વમા એક પણ પદાર્થ એવો નથી કે જેમા એક જ સ્વરૂપ સદાકાળ માટે વ્યક્તિ માત્રને આશ્રયીને રહેતુ હોય એકથી બીજું સ્વરૂપ એક જ પદાર્થમા આવે એટલે તે બન્ને સ્વરૂપો વિરુદ્ધ છે એ નિશ્ચિત છે. કોઈ પણ બે સ્વરૂપો એવા નથી કે જે પરસ્પર વિરોધી ન હોય જો પરસ્પર વિરોધ જેવુ જરી પણ ન હોય તો તે સ્વરૂપો બે નથી પણ એક જ છે એક નથી ને બે છે, એ જ સમજાવે છે કે બન્નેમા જુદાપણુ કરાવનાર વિરોધી તત્ત્વ છે.

એ પ્રમાણે વિચારધારા વિકસિત કરવામા આવે ત્યારે વિશ્વમા વિરોધી સ્વરૂપો તો ગણતરી ન થઈ શકે તેટલાં છે અને તે સર્વે પદાર્થમાત્રમા મળી શકે છે, એમ સમજી શકાય છે. સર્વ વિરોધી સ્વરૂપોનુ પૂર્ણ જ્ઞાન તો કેવળજ્ઞાન સિવાય અસભવિત છે. છતા શક્તિની મર્યાદા પ્રમાણે તે તે સ્વરૂપો જાણી શકાય છે.

કોઈ પણ પદાર્થમા રહેલા અગણિત સ્વરૂપોમાથી કોઈ પણ એક સ્વરૂપ સર્વને એકસરખું ઉપયોગી કે અનુપયોગી નથી હોતુ. એકને એ ઉપયોગી હોય તો અન્યને તે અનુપયોગી હોય છે જે વ્યક્તિને તે એક સ્વરૂપ ચાલુ પ્રસગમા ઉપયોગી હોય છે તે જ વ્યક્તિને ક્ષણવાર પછી તે જ સ્વરૂપ અનુપયોગી થઈ જાય છે.

રક્ષણને માટે ઉપયોગમા આવતુ શસ્ત્ર, જેનુ રક્ષણ કરે છે તેને ઇષ્ટ છે પણ જેનાથી રક્ષણ કરે છે તે સચેતનને તે ઇષ્ટ નથી એકને સુખ આપનાર અને બીજાને દુ ખ આપનાર એમ એક જ વખતે એક જ શસ્ત્ર બને છે.

શસ્ત્રની જેમ વસ્તુમાત્રમા વિરોધી વિવિધ ધર્મો એકસાથે એક જ વખતે રહી શકે છે.

તે સર્વ ધર્મોમાથી પોતાની ઉપયોગિતા વિચારીને ઇષ્ટ ધર્મો અને અનિષ્ટ ધર્મોની પકડ પકડીને અતત્ત્વજ્ઞ જનો વસ્તુને ઇષ્ટ અને અનિષ્ટ એકાતે માને છે ને કહે છે.

[ અનુસંધાન પૃષ્ઠ : ૬૩ જુઓ. ]

# મહાકોસલમાં જૈનમૂર્તિઓ

લેખક **શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી**

**જૈન સમાજમાં** પુરાતત્ત્વ યાને શોધખોળના કાર્યમાં જ કેટલાક મુનિરાજો રસવૃત્તિ ધરાવે છે એમા યુવાન મુનિ શ્રી**કાન્તિસાગરજી**નુ નામ આગળની હરોળમા આવે તેવુ છે. ખરતરગચ્છના પૂજ્ય ઉપાધ્યાય **શ્રીસુખસાગરજી** મહારાજના તે શિષ્ય છે અને 'જૈન સત્ય પ્રકાશ'મા અવારનવાર તેમની વાનગી વાંચકોને મળતી પણ રહી છે. આમ છતા હિંદી માસિકોમાં તેમના અભ્યાસપૂર્ણ લેખો સવિશેષ દૃષ્ટિગોચર થાય છે સાધુધર્મના પાલનમાં પાદવિહાર અગ્રપદે છે અને એ રીતે વિચરનાર એક જૈન સાધુ ધારે તો પોતાના વિહાર પ્રદેશમાથી સયમ માર્ગની આરાધનામા તત્પર રહીને કેવુ સુન્દર કાર્ય કરી શકે છે એ વાત તાજેતરમાં પ્રગટ થયેલા '**ખંડેરોનો વૈભવ**' (खण्डहरोंका वैभव) નામક ૪૩૬ પાનાના દળદાર સચિત્ર ગ્રથમાથી જાણી શકાય તેમ છે

ગૂજરાત અને સૌરાષ્ટ્રના ક્ષેત્રોમા પણ આપણી પૂર્વકાલીન-ઐતિહાસિક સામગ્રી ભૂગર્ભમા દટાયેલી અને સરક્ષણના અભાવે વિખરાયેલી પડી છે ખોદકામ આદિના સયોગે એ બહાર આવતી જાય છે અને એ ઉપર અભ્યાસી જૈનેતર વિદ્વાનોની કલમ કઈ લખે છે ત્યારે જ આપણને એ સબધી ખબર પડે છે. આ સબધમા 'અકોટા'માથી પ્રાપ્ત થયેલ મૂર્તિઓનો દાખલો તાજો જ છે ભાઈ શ્રી**ઉમાકાન્તે** એ ઉપર જે પ્રકાશ ફેંક્યો છે એ જૈનધર્મ માટે અને ગૂજરાત માટે ગૌરવ લેવા જેવો પ્રસંગ છે અફસોસ એટલો કે, આવો-આપણા પૂર્વજોનો-ભક્તિભાવે અને કળાના રસજ્ઞ તરીકે-સર્જાયેલ અણમૂલો વારસો આપણા હાથમા નથી રહ્યો સરકારી સગ્રહસ્થાનમા એ જઈ પડ્યો છે

સુપુપ્ત જૈન સમાજને એક રીતે કહીએ તો એની પરવા પણ નથી ઐતિહાસિક મહત્ત્વના આ યુગમા કેટલાક મુનિમહારાજો અને જુનવાણી શ્રાવકો હજુ પણ ખડિત કે કોઈ અંશે જર્જરિત થયેલ મૂર્તિઓને સાગરમાં ભડારી દેવાની સલાહ આપે છે શાસ્ત્રની નજરે કદાચ એ મૂર્તિઓ પૂજનીક ન લેખાતી હોય તો પણ હવે એ સર્વનો એક સ્થાને અગર તો ભારતવર્ષના ચાર ખૂણે જુદા જુદા કેન્દ્રોમા સગ્રહ થવાની જરૂર છે. મૂર્તિઓના આકાર, પાષાણ અને એ ઉપરના લેખોથી વિદ્વાનો ગતકાલીન ઇતિહાસના અકોડા જોડી શકે છે. પુરાતત્ત્વના અભ્યાસીઓને મન એ ખડિત વસ્તુઓ હીરા-મોતીના દાગીના કરતા પણ વધુ કીમતી હોય છે પણ આપણી આખ ક્યારે ઉઘડશે એ એક કોયડો છે જ્યા સુધી આ પ્રકારના વૈભવને સાચવવા યોગ્ય સ્થાનો નિર્માણ નહી કરીએ ત્યા સુધી વારસો આપણો હોવા છતાં એ આપણને પ્રાપ્ત થવાનો નથી જ આપણો અવાજ અરણ્યરુદનરૂપ રહેવાનો છે

પ્રાસગિક અતરના ઉદ્‌ગાર કહાડી જે ગ્રથનુ નામ ઉપર સૂચવેલુ છે એના પાના ૩૮ પર 'रत्नकी मूर्तियां' એ મથાળા હેઠળ કહેવામાં આવેલી વાત રજુ કરું છુ —

'ધનસપન્ન જૈન સમાજે મૂલ્યવાન રત્નોની મૂર્તિઓ પણ ભરાવેલી છે. જનશ્રુતિ પર વિશ્વાસ મૂકીએ તો રત્નની મૂર્તિઓનો ઈતિહાસ સર્વથી જૂનો સિદ્ધ થશે. જો કે ઇતિહાસના

અભ્યાસીને આ વાત ગળે નહિ ઊતરે. પણ આ બાબતના વિચારમાં **શાશ્વતાબિંબો**ની વાત બાજુ પર રાખીને કહીએ તો **શ્રીસ્થંભણપાર્શ્વનાથ**ની પ્રતિમા સર્વથી જૂની ઠરશે. એ હાલ સ્થંભતીર્થ ઉર્ફે ખંભાતમા મૌજુદ છે. એ રત્ન યાને નીલમ કઈ જાતનું છે તે હજી સુધી પિછાની શકાયુ નથી એ પછી મહાકોસલના આરગ [ જિ રાયપુર ] ગામમા ઉત્તર ગુપ્તકાલીન રત્નમૂર્તિઓ મળી આવી છે આજે તે રાયપુરના જૈનમંદિરમાં વિદ્યમાન છે. એમાં વપરાયેલ રત્ન સિરપુરની મૂર્તિઓની જાતનુ છે. એનો આકાર અને રચનાકાળ સિરપુરથી પ્રાપ્ત થયેલ ધાતુમૂર્તિઓની સમાન છે સોમવંશીય રાજાઓના સમયની માનીએ તો એ સંભવિત છે.

મધ્યકાળમાં સ્ફટિક રત્નની મૂર્તિઓ મોટા પ્રમાણમા ભરાવાતી હતી રત્નોમા આ રત્ન એવું છે કે જેની શિલા ( ખંડ ) અન્યની અપેક્ષાએ વિશાળ હોય છે.

સત્તરમી સદીના લેખવાળી એક મૂર્તિ નાસિકના જૈનમંદિરમા છે ગૂજરાતમાં વધુ પ્રમાણમાં જોવાય છે

પન્ના–હીરા તેમજ પોખરાજની મૂર્તિઓ પણ જોવામા આવી છે શ્રવણબેલગોલા–કલકત્તા અને બિકાનેર તેમજ અજીમગંજ–જિયાગંજ આદિમા રત્નની મૂર્તિઓ મોજુદ છે. ભરતરાજે અષ્ટાપદ પર્વત પર ચોવીસે તીર્થંકરોના–પ્રમાણોપેત–બિંબો રત્નના ભરાવ્યા હતાં એ વાત જૈન સાહિત્યના પાના ઉપર આલેખાયેલી છે

આ તો મંગળાચરણરૂપ હર્ષ ઉપજાવે તેવી શરૂઆત થઈ. હવે પછી એ હિંદી પુસ્તકમાંથી જુદા જુદા ઉતારા રજુ કરી, આપણી બેદરકારીથી પૂર્વજોએ સર્જાવેલ અણમૂલા વારસાનો કેવો વિનાશ થઈ રહ્યો છે એ બતાવવાની ઇચ્છા છે દેશ–કાળના એંધાણ પારખી હજુ પણ આપણે વર્ષોજૂની કુંભકર્ણી નિદ્રામાથી જાગૃત નહી થઈએ ? સાચી ધર્મપ્રભાવનાના માર્ગો સમજી લઈ પ્રતિવર્ષ જે અઢળક ધન ખરચીએ છીએ એમાથી વધુ નહી તો ચોથો હિસ્સો પણ આવા મહત્ત્વના કાર્યમા આપવાનો નિર્ધાર નહીં કરીએ ?



[ અનુસંધાન પૃષ્ઠ ૬૧થી ચાલુ ]

મધ્યમ જનોની પકડ મજબૂત નથી હોતી છતા તેઓને તે પદાર્થોની સામી બાજુ વિચારવ માટે અયોગ્ય નથી હોતા તત્ત્વજ્ઞ જનોની પ્રતિભા પદાર્થ માત્રને અનેક દૃષ્ટિથી વિચારીને તેની ઉપયોગિતા અને અનુપયોગિતાનો પૂરતો વિચાર કરે છે. એ વિચારસરણિ જેમ જેમ ખીલતી જાય છે તેમ તેમ સ્યાદ્વાદ તરફથી સમજણ સ્પષ્ટ થતી જાય છે

સ્યાદ્વાદ વગર એ વિચારસરણિને ન્યાય મળી શકતો નથી એ વિચારસરણિના અનુયાયીઓ એક યા બીજી રીતે સ્યાદ્વાદના જ ઉપાસકો છે આ વિચારસરણિ જેઓની પાસે નથી તેઓને સ્યાદ્વાદ ન ગમે એ સ્વાભાવિક છે પણ જેઓ આ વિચારસરણિવાળા છે તેઓની અનેક ગૂંચ સ્યાદ્વાદ ઉકેલી દે છે. સ્યાદ્વાદથી તેઓ એટલા પ્રસન્ન અને વ્યવસ્થિત બની જાય છે કે તેમના મન–વચન અને વર્તનના સર્વ પ્રકારો સુવ્યવસ્થિત અને નિયંત્રિતપણે ચાલે છે.

સ્યાદ્વાદ પણ સર્વ વાદો ઉપર જે પ્રભુત્વ ભોગવે છે, તેના પ્રધાન કારણો પણ તેની આ વ્યવસ્થા શક્તિ છે તે છે એ સ્યાદ્વાદ સદા વિજયવંત વર્તે એ કાંઈ અદ્ભુત નથી. કોઈ પણ વિનાશક તત્ત્વ તેને સ્પર્શી શકતું નથી એટલે સ્યાદ્વાદ સદા જયવંત છે.



# श्रीमुनिप्रभसूरि कृत
# अष्टोत्तरी तीर्थमाला

संपा० श्रीयुत भँवरलालजी नाहटा

O

जे जग चेयण(व) तिहुयण ताया, तीह जिणेसर पणमीय पाया, काया करिस पवित्त।
तित्थ जि महि मंडलि विक्खाया, पणमइं सुरनर किन्नर राया भणिसु वंधि ते थुत्त॥१॥

पहिलउ रिसह नमुं विमलाचलि, नदीवर्द्धन भंजइ भव भलि, बीजउ भवण पईवउ।
विहु सूरति गणहरि संजुत्तउ, पुण्य कणक श्रीकलश निरुत्तउ,
पेखि अमीय रस पीवउ॥२॥

भुवन तिलउ कोइलापुरि पामी, सोपारइ सिरि जीवित सामी, गुडरु गुपितु जुहारइं।
तिहूअण मंगल कलसु जि पामइं, कासद्रिहि भाविहि सिर नामइं,
दुग्गइ गमणु निवारइं॥३॥

अवझ नयरि सक्किहिं अवतारिय, तक्षशिला बाहूबलि कारिउ चडइ नगरि भरतेसि।
माणिक सामि मदोअरि थापिउ, नगरकोटि अंबाइं आपिउ, राय सुसरमा रेसि॥४॥

जूनगढि जिणु मेइणि मुकुटो, उग्रसेणि थापिउ प्रभु प्रगटो, नंदीवर्द्धन विमले।
अवरवि तित्थ पमुह जे गोमटि, रिसहि अलंकीय ते मन ऊलटि,
कवि पणमउं सिर कमले॥५॥

अमीय कुंड जो जीवित सामी, संति जिणह सिरुंजि सिर नामी,
सफलउ जनमु करेसो।
कक्किवा लंका हथिणाउरि, नमीउ संति गामिहि रयणाउरि, दृष जलंजलि देसो॥६॥

ऊजलगिरि सिरि नेमि जिणंदह, मदन सूरति सोहग तरु कंदह, सुरनर गाअइं गीत।
कणय वलाणइ नामि अमियनिहि, पांपागढि आठइ पुन्नह निहि,
नमीसराइ अतीत॥७॥

थंभनयरि पायालह लिगो, अरिठनेमि अणहिलपुर रंगो, आरासणि अवतारो।
महुर नयरि सोरीपुर मंडणु, पाडलि पीपलि छइ दुह खडणु, वारवइ भवतारो॥८॥

तित्थ अलंकिय जे प्रभु पासिहि, ते हिव भणिसु चित्त उल्हासिहिं,
नामि सहीय पुण केवि।
थंभण पासनाह भव भयहरु, करहेडउ सामी उवसगहरु, चरचिसु चंदण लेवि॥९॥

विश्व कप्पतरु सामी फलवधि, नमउ नामि अज्जाहरि नवनिधि,
वेटिहिं घृतकल्लोलो।
मंगलपुर नमिवउ नवपल्लवु, सोवनगिरि समरी सफलउ भवु,
करिवउ कुंकूं लोलो॥१०॥

नवखंडु नामि सामि वेलाउरि, तिहुयण नउह पासु जीराउलि, सामिणिपुरि चारूपे।
संखेसरि सेरीसे लोडणु, आरासणि अखइं दुह मोडणु, तेन पडइं भव कूपे ॥११॥
वींझ गिरिहिं पणमउ सिरि गुपतो, महिंद गिरिहिं छाया फण सपता,
हिमगिरि मंत्रह राओ।
घंटाकण्णु वीरथी परवनि, महिंद कालु पायालह चक्कवनि, ढीलीं रावण राओ ॥१२॥
ॐकार गिरिहिं सहसप्फणु, कुकुडेसरु मोहइ जग गरु मणु,
कलि गिरि सिरि कलिकुंडो।
अहिछत्ता छइ तिहुयण भाणुं, अंतरीखु श्रीपुरि वरकाणउं, नागद्रहि नवखंडो ॥१३॥
डाकुलि गामि नमउ भीमेसरु, वाणारसि पुक्करु परमेसरु, चंपां नामि यसोगो।
महुराउरि कप्पदुम ठाओ, पाटणि पंचासर नउ राओ, फेडइ पावह रोगो ॥१४॥
भणिसु तित्थ हिव वीरह केई, जीवंतइं प्रभि थाप्या चेई, कहीउ जीवितसामि।
देवाहिवु हूउ पाटणि वेभइ, कुगति तणा जे-पइ वेभय, मालवि भाइल सामि ॥१५॥
महण खत्ती कुंडह गामिहिं, राजग्रहि पावापुरि ठामिहि, देवगिरिहि गोवाले।
महुअइ मूंडथलइ मड्डाहड्डि मोढरइ, ब्रह्माणिहि वायड्डि, खंडेरइ श्रीमाले ॥१६॥
पंचासरि सिरि पालीताणइ, कोरंटइ नाडीयइ दीआणइ, ऊएसे जिणु वीरो।
चेत्रे हाथउंडी हरसउरिहिं, वीनापुरि वांदउं साचउरिहिं जिणि जीतउ हम रो ॥१७॥
रिसहु संनि सिरि नेमि कुमारा, पासुवीर जाणइ ससारो, पंचइ तीरथ सार ।
पांचइ पंचेन्द्रिय वसि कार, पंचइ पच महव्वय धार, पंचमगति दातार ॥१८॥
अवर जिणह वहु तित्थ न जाणउ, पकेक ' प्रमाणुं, कहीउ करिसु आणंदो।
तारणगढि प्रभु अजिय जिणेसरु, सावत्थी संभहु परमेसरु ' मती अभिनंदो ॥१९॥
सिंहलदीपि सुमति जे पूजइं, पउमप्पह भइनग सवि धूजइ, कोसंबी अवतारो।
महुरा नयरि थूभु सुपासह, चंदप्पहु जिणु खेत्र प्रभासह, मंडणु ससिहर सारो ॥२०॥
पुप्फदंतु कायंदी मागिहि, सीतल सामि नमउ सुप्रयागिहि, मलयाचलि सेयंसो।
वासुपुज्ज नमउं सिर कमलो, चंपा कपिलपुर सिरि विमलो,
अणंतु अवज्झ अवयंसो ॥२१॥
रयणवाह पुरि सामिउ धम्मो, गजपुर नयरि कुंथु जिण जम्मो. नागउरिहिं अरनाहो।
मिथला नयरि मल्लि जिणु नंदइ, मुणिसुव्वउ भरयच्छि छिंदइ,
अवज्झा नमि भव दाहो ॥२२॥
तित्थ सहीय इय जिण इगुणीस चउवीसइ हुइं पंचिहिं मीस, पूरइ जगह जगीस।
सम्मेतहगिरि सिरि छइं वीस, अट्ठावइं वंदउ चउवीस, जिम हुइ सहला दीस ॥२३॥
चउवीसहं जिण रईय रसाल, अट्ठोतर सय तित्थहं माल मुनिप्रभसूरि सुढाल।
धरइं जि धरमी कठि त्रिकाल, सोनइ रुपइं रयणि जमाल, लहइंति लच्छि विसाल ॥२४॥

॥ इति अट्ठोत्तरी तीर्थमाला समाप्ता ॥

❦

जैन तीर्थोंके इतिहासके लिए श्वेतांबर जैन विद्वानोंने बहुत बडा साहित्य निर्माण किया है। इनके द्वारा भारतभरके जैन तीर्थोंके इतिहासकी सामग्री बहुत अच्छे परिमाणमे प्राप्त होती है। १२ वीं शतीसे अबतक बराबर तीर्थ-माला, चैत्यपरिपाटी, संघवर्णन एवं ऐतिहासिक स्तवन रचे जाते रहे। ये रचनाएं विविध प्रकारकी हैं और परिणामें भी बहुत बडी और बहुत छोटी भी हैं। श्वेतांबर जैनोंके सिवाय विश्वमें किसी भी सम्प्रदाय व धर्मके अनुयायियोंने तीर्थोंके संबधमें इतना विविध एवं विशाल साहित्य निर्माण नहीं किया। पर अभी इनका प्रकाशन बहुत ही कम हुआ है। संग्रहग्रंथ तो अबसे ३२ वर्ष पूर्व विजयधर्मसूरि संपादित 'प्राचीन तीर्थमाला संग्रह' यह एक ही ग्रंथ हुआ है। वैसे फुटकर रूपमें कुछ स्वतंत्र ग्रंथ और पत्र-पत्रिकाओंमें भी प्रकाशित हैं। पच्चीस वर्षसे हम जहां कहीं भी ऐसी रचनाएं अवलोकनमें आई-उनके संग्रहका प्रयत्न कर रहे हैं। और एक स्वतंत्र ग्रंथके योग्य सामाग्री संग्रहीत भी हो चुकी है। जिसके लिये प्रकाशककी प्रतीक्षा है।

हमारे उस संग्रहमेंसे एक प्राचीन तीर्थमाला यहां प्रकाशित की जा रही है। जिसमें १०८ स्थानोंके जैन मंदिरोंका महत्त्वपूर्ण उल्लेख है। इनमेंसे बहुतसे स्थानोंका तो अब पता ही नहीं चलता। इस तीर्थमालाके रचयिता श्रीमुनिप्रभसूरि १५ वीं शताब्दीके होनेका संभव हैं। इस तीर्थमालाकी १६ वीं शताब्दीकी लिखित प्रति हमारे संग्रहमें है।

अष्टोतरी तीर्थमाला संज्ञक कृति लोकभाषामें रचित जहां तक ज्ञात है-यह एक ही मिली है। अंचलगच्छीय महेन्द्रसूरिकी 'अष्टोत्तरी तीर्थमाला' प्राकृत भाषामें है और अष्टोत्तरी उसका नाम १०८ गाथाके आसपासकी रचना होनेसे रखा गया प्रतीत होता है। उसमें १०८ तीर्थोंका उल्लेख नहीं है। जिनप्रभसूरिने भी अपने तीर्थकल्पमे चतुराशीति तीर्थोंका एक कल्प दिया है। पर १०८ तीर्थोंके नाम-संग्रहवाली तो यह प्रति एक ही है। पार्श्वनाथके १०८ स्थानोंके नाम गर्भित स्तवन, स्तोत्र अवश्य मिलते हैं। इस तीर्थमालाके पाठ त्रुटित रह गये हैं। अतः अन्यत्र इसकी प्रति प्राप्त हो तो हमें सूचित करते हुए पाठशुद्धि करनेका अनुरोध है

इस रचनामें उल्लिखित जिन स्थानोंका वर्त्तमानमें पता नहीं चलता उनके संबंधमें अन्य साधनोंके आधारसे विशेष ज्ञातव्य प्रकाशित करना आवश्यक है। श्रीमुनिप्रभसूरि पूर्णिमागच्छमें १३ वीं शताब्दीमें हुए हैं। पर यह रचना उतनी प्राचीन नहीं लगती। अतः इसके रचयिताका भा समयनिर्णय करना है।



# एक जैन भंडारसे अपूर्व प्राप्ति

लेखक : डॉ॰ श्रीयुत बनारसीदास जैन, लुध्याना

भारतीय विद्याके प्रेमियोंको जैन भंडारोंका महत्त्व भली प्रकार विदित है। इनमेंसे कभी ऐसी अपूर्व साहित्यिक और ऐतिहासिक सामग्री निकल पडती है जिसके अस्तित्वकी पहले किसीको संभावना तक नहीं होती। ऐसी ही एक अपूर्व वस्तु मुझे जीरा नगर (जिला फ़ीरोज़पुर, पंजाब)के यतियोंके भंडारमेंसे प्राप्त हुई है।

जब जीराके यतियोंकी परंपरा विच्छेद हो गई तो उनके भंडारके पूर्ण ग्रन्थ तो साधु मुनिराज ले गये। पीछे अधूरे ग्रन्थ और फुटकर पन्ने रह गये। श्रावकोंने उन्हें थैलेमें डालकर एक कोठडीमें रख दिया। जहां वह पड़ा था, वहां वर्षाका पानी गिरता था। इससे पन्ने ऐसे जुड़ गये कि पृथक् न हो सकते थे।

पंजाब-विभाजनसे कुछ सप्ताह पूर्व जीरानिवासी ला॰ बाबूराम वकीलने निरक्षणार्थ वह थैला मेरे पास लाहौर भेज दिया। मैं इसका पूरी तरह निरीक्षण नहीं कर पाया था कि लाहौरमें साम्प्रदायिक विद्रोह उठ खड़ा हुआ। नगरमें धडाधड अग्निकाण्ड होने लगा। अपने पुस्तक-पन्नोंको आगसे बचानेके लिए बोरीमें डालकर मैं उन्हे ओरियंटल कोलेजमें रख आया और आते समय साथ न ला सका। पांच बरस बराबर लिखापढ़ी करनेके बाद अब वे मुझे मिले हैं। इनमेंसे एक पन्ना ८ इंच लम्बा और ३ इंच चौड़ा मिला है जो दोनों तरफ लिखा हुआ है। एक तरफ़ जैनोंके ७२ गच्छों और १२ मतोंके नाम हैं। इनके नीचे चार दोहे हैं जिनमें कागज, स्याहो, दवात और लेखनीने अपना अपना गुणगान किया है। इस तरफ़ हाशिया बिलकुल नहीं छोड़ा गया। लेखके सब अक्षर विद्यमान हैं। इस पर कुल ४१ पंक्तियां हैं। इस तरफका लेख दूसरी तरफ़के लेखसे पीछे लिखा गया होगा, क्योंकि दूसरी तरफ़के लेखका दायां भाग कट चुका है। हाशिया उस तरफ़ भी नहीं छोडा गया।

दूसरी तरफ़ तीन स्तम्भोंमें फिरंगी और तिलंगी भाषाओंके, मारवाड़ी अर्थ-सहित, क्रमशः ३२ और ८९ शब्द लिखे हुए हैं। पहले स्तंभमें फिरंगी बोलीके समस्त और तिलंगीके ५ शब्द हैं। दूसरे स्तम्भमें तिलंगीके ४४ और तीसरेमें ४० शब्द हैं। पहले और दूसरे स्तंभोंके प्रायः सभी शब्द और अर्थ सुरक्षित हैं। तीसरे स्तंभके शब्द तो सुरक्षित हैं; परन्तु अर्थ सबके कट चुके हैं। ऐसा प्रतीत होता है, कि पन्नेकी लंबाईकी ओरसे दायें किनारेका उसका कुछ भाग फट गया है, जिससे तीसरे स्तंभवाले तिलंगी शब्दोंके अर्थ कट गए हैं।

देखनेमें यह पन्ना डेढ़-दो सौ वरस पुराना होगा। इसके अक्षर जैन लिपिसे प्रभावित हैं। दोनों पृष्ठों पर "स"की आकृति भिन्न होनेसे वे एक ही हाथके लिखे हुए नहीं।

इस पन्नेके फिरंगी (=यूरोपीय) शब्द, अंग्रेज़ी, फ्रेंच तथा जर्मनके तो नहीं हैं। बहुत संभव है, वे पुर्तगाली (Portuguees)के हों, क्योंकि अंग्रेज़ीसे दूसरे दर्जे पर भारतीय भाषाओंमें पुर्तगाली शब्दोंकी संख्या है। तिलंगी शब्द तेलेगू भाषाके होंगे।

यद्यपि इन शब्दोंका कुछ अधिक महत्त्व नहीं, तथापि ये अपने समयकी उन भाषाओं पर बहुमूल्य प्रकाश डाल सकते हैं। कदाचित् उन शब्दोंको प्राचीनकालमें सुरक्षित रखनेका यही पन्ना एकमात्र उदाहरण हो।

ये शब्द "जैन सत्य प्रकाश"के सुज्ञ पाठकोंके सामने इस आशयसे रखे जाते हैं, कि शायद कोई सज्जन इनकी भाषा और रूपका निर्णय कर सकें। पाठकोंकी सुविधाके लिये अंग्रेजी अर्थ भी लिख दिये हैं।

## १. फिरंगी शब्द और उनके अर्थ

| | | | | | |
|---|---|---|---|---|---|
| १. आरोस | चोषा | rice | १०. मुलेर | लोगाई | woman, wife |
| २. तरीग | गोहू | wheat | ११. जंलेस | गदमी | ( ? ) |
| ३ मातंग | घीरत | ghee | १२. मोर | सीपाई | soldier |
| ४. आजेत | तेल | oil | १३. सीनलेर | सिरदार | chief |
| ५. जाग | गुल | gur, raw sugar | १४. दरंदोर | राजा | king |
| ६. आप | रोटी | bread | १५. कावेल | घोड़ा | horse |
| ७. ऊंमे | जीमवो | to eat | १६. कोमल | बलद | ox |
| ८. ववेर | पाणी पीवणो | to drink water | १७. सुकरीन | साकर | sugar |
| | | | १८ पादरी | जती | priest |
| ९. कोक | नालेर | cocoa-nut | १९ वीगर | बुढो | old |

नोट : कई एक फिरंगी शब्दोंमे मिलते जुलते शब्द यूरोपीय भाषाओंमें पाए जाते हैं। जैसे—

| | | | | |
|---|---|---|---|---|
| ८. | वेवर | पाणी पीवणो | । तुलना करो | Eng. bibulous Fr. boire, imbiber |
| ९. | कोक | नालेर | । ,, | Eng. cocoa |
| १३. | सीनलेर | सिरदार | । ,, | Eng sinior Fr. segnor |
| १५. | कावेल | घोडा | । ,, | Eng cavalary Fr. cheval |
| १७. | सुक्रीन | साकर | । ,, | Eng Saccharine, sugar |
| १८. | पादरी | जती | । , | Eng. father, pedro |
| १९. | वीग्गर | बुढो | । ,, | Eng. vicar |

| | | | |
|---|---|---|---|
| २०. | रापास-पकनीन | नानो टावर | younger family |
| २१. | इरभाउ | भाई | brother |
| २२. | बुजरक | रूपियो | rupee |
| २३. | वेत | पान | betel-leaf |
| २४. | सोम | कपडौ | cloth |
| २५. | ···य ऊव (?) | | (?) |
| २६. | ···ग | बासदे | vastin, reed-pen (?) |
| २७. | परेल | कागद | paper |
| २८. | करेल | भाट भोजग | priest (?) |
| २९. | ·· सर | भिखारी | beggar |
| ३०. | काम | दादा रो नाम | an elder's name |
| ३१. | ···ग | केरी | mango |
| ३२. | ···या | बोर | ber |

२३. वेत पान । तुलना करो Eng. betel

## २. तिलंगी शब्द और उनके अर्थ

| | | | |
|---|---|---|---|
| १. | -पमपीडी | गोहूं | wheat |
| २. | ···यो | पांणी | water |
| ३. | ··· | लोटी | vessel, jug (?) |
| ४. | ··· | लेषण | pen |
| ५. | ··· | व | ... |
| ६. | लेकुडी | स्याही | ink |
| ७. | झुलरीमो | कपडो | cloth |
| ८. | गबीडो | छुरी | knife |
| ९. | तारामंडली | कटारी | dagger |
| १०. | जुटंगडो | टांकी | chisel ? |
| ११. | चडाकी | वींटी | circle ? |
| १२. | देवली | माला | rosary |
| १३. | पांषणपवीडा | कडा | bracelet |
| १४. | गंजुडी | भांग | bhang |
| १५. | लांबो डांडो | कुरछी | ladle (?) |
| १६. | चंचलीयो | चीपीयो | cup (?) |
| १७. | कुतयावेडी | तरवार | sword |
| १८. | पोगली | तंबाखु | tobacco |
| १९ | नीलपपु | मुंग | mung |
| २० | हुचकी | बींक | ? |
| २१. | मदगडीयो | टीको | ? |
| २२. | मांकली | कसी | serapper |
| २३, | कुटकली | लकडी | wood |
| २४. | लांबो कलोलो | पाट | plank, wooden seat |
| २५. | डवट्ठरो | वींझणा | fan |
| २६ | गैगलगाई | थाली | plate |
| २७. | कालमीयो | पग | foot |
| २८. | कुरवलकाई | जांघ | thigh |
| २९. | कडपंप | कडीयां | waist |
| ३०. | पटणी | पेट | belly |
| ३१. | पालीयो झुरकतो | छाती | chest |
| ३२. | वांगडीयो | गलो | throat |
| ३३. | गुज जुजया | होठ | lip |
| ३४. | बुटनकाई | गाल | cheek |
| ३५. | चिरपटीयो | नाक | nose |
| ३६. | कुंडली | आंषीयो | eye |
| ३७. | टैमणकाई | नालेर | cocoa-nut |
| ३८ | कुटकडी | कान | ear |
| ३९ | तालमीया | केस | hair |
| ४०. | मतीरीयो | माथो | forehead |
| ४१. | मोकली | दांत | tooth |
| ४२. | लोलकाई | जीझ | tongue |
| ४३. | काई | हाथ | hand |

देखनेसें यह पन्ना डेढ़-दो सौ वरस पुराना होगा। इसके अक्षर जैन लिपिसे प्रभावित हैं। दोनों पृष्ठों पर "स"की आकृति भिन्न होनेसे वे एक ही हाथके लिखे हुए नहीं।

इस पन्नेके फिरंगी (=यूरोपीय) शब्द, अंग्रेज़ी, फ्रेंच तथा जर्मनके तो नहीं हैं। बहुत संभव है, वे पुर्तगाली (Portuguees)के हों, क्योंकि अंग्रेज़ीसे दूसरे दर्जे पर भारतीय भाषाओंमें पुर्तगाली शब्दोंकी संख्या है। तिलंगी शब्द तेलेगू भाषाके होंगे।

यद्यपि इन शब्दोंका कुछ अधिक महत्त्व नहीं, तथापि ये अपने समयकी उन भाषाओं पर बहुमूल्य प्रकाश डाल सकते हैं। कदाचित् उन शब्दोंको प्राचीनकालमें सुरक्षित रखनेका यही पन्ना एकमात्र उदाहरण हो।

ये शब्द "जैन सत्य प्रकाश"के सुज्ञ पाठकोंके सामने इस आशयसे रखे जाते हैं, कि शायद कोई सज्जन इनकी भाषा और रूपका निर्णय कर सकें। पाठकोंकी सुविधाके लिये अंग्रेजी अर्थ भी लिख दिये हैं।

## १. फिरंगी शब्द और उनके अर्थ

| | | |
|---|---|---|
| १. आरोस | चोखा | rice |
| २. तरीग | गोहू | wheat |
| ३ मातंग | घीरत | ghee |
| ४. आजेत | तेल | oil |
| ५. जाग | गुल | gui, raw sugar |
| ६. आप | रोटी | bread |
| ७. ऊंमे | जीमवो | to eat |
| ८. ववेर | पाणी पीवणो | to drink water |
| ९. कोक | नालेर | cocoa-nut |
| १०. मुलेर | लोगाई | woman, wife |
| ११. जंलेस | गदमी | ( ? ) |
| १२. मोर | सीपाई | soldier |
| १३. सीनलेर | सिरदार | chief |
| १४. दरंदोर | राजा | king |
| १५. कावेल | घोड़ा | horse |
| १६. कोमल | बलद | ox |
| १७. सुकरीन | साकर | sugar |
| १८. पादरी | जती | priest |
| १९ वीगर | बुढो | old |

नोट : कई एक फिरंगी शब्दोंसे मिलते जुलते शब्द यूरोपीय भाषाओंमें पाए जाते हैं। जैसे—

| | | | | |
|---|---|---|---|---|
| ८. | वेवर | पाणी पीवणो | । तुलना करो | Eng. bibulous<br>Fr. boire, imbiber |
| ९. | कोक | नालेर | । ,, | Eng. cocoa |
| १३. | सीनलेर | सिरदार | । ,, | Eng. sinior Fr. segnor |
| १५. | कावेल | घोडा | । ,, | Eng. cavalary Fr. cheval |
| १७. | सुकरीन | साकर | । ,, | Eng. Saccharine, sugar |
| १८. | पादरी | जती | । ,, | Eng. father, pedro |
| १९. | वीग्गर | बुढो | । ,, | Eng. vicar |

સ્તંભતીર્થ—ખંભાતમાં બજાર નાકે આવેલા

# શ્રીચિંતામણિપાર્શ્વનાથના મંદિરના

## સંસ્કૃત લેખનો અનુવાદ

### પ્રેષક: શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[ ગતાંકથી ચાલુ ]

o

જેમણે શિથિલ બનેલા સાધુઓના વિધિ તથા માર્ગને શોભાના સ્થાનરૂપ બને તે માટે ૧૫૮૨ના સંવત્સરમાં ઉદ્ધાર કર્યો; અને જેમણે તાપને હરણ કરનારા મેઘોની પેઠે રસવાળી અત્યંત પવિત્ર વાણીવડે ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું. (૬) તે સર્વમાં શુદ્ધ અંતઃકરણવાળા **વિજયદાનસૂરિ** નામના શ્રેષ્ઠ મુનિવડે, જેમ સૂર્ય ઉદય થતાં જગતના હૃદયોને પ્રસન્ન કરતો નદીનો પ્રવાહ ક્રમળોથી અત્યંત શોભાવાળો બને છે; તેમ (જૈન) મતને પ્રસન્ન કરનાર, પટ્ટને લક્ષ્મીના આશ્રયથી અત્યંત શોભાયમાન કર્યું. (૭)

તે પટ્ટરૂપી પૂર્વ દિશાના પર્વત ઉપર (ઉદય પામેલા) જાણે સૂર્ય હોય તેવી કાંતિવાળા શિષ્ય **શ્રીહીરવિજયસૂરિ** તે સ્થાનમાં શોભે છે. (૮) જેમને અકબર બાદશાહે બોલાવ્યા ત્યારે ૧૬૩૯ના સંવત્સરમાં ફતેહપુરસિક્રી ગયા. (૯) એમની વાણીથી રાજાએ પોતાના તાબાના દેશોમાં ૭ માસ સુધી અમારીપડહ વજડાવી ઢંઢેરો પીટાવ્યો (૧૦) અને જેમના વચનથી તે બાદશાહે પોતાના સમગ્ર રાજ્યમાં પણ મરણવેરો ને જજિયાવેરો બંધ કર્યો. (૧૧) તેમજ ન ત્યાગ કરી શકાય તેવા કરને બધ કરી એ પૃથ્વીંદ્ર બાદશાહે શત્રુંજય એ નામના તીર્થ સંબંધે જૈનો સાથે કરાર કર્યો. (૧૨) મુનિ મેઘજી વગેરે પોતાના લુંપાક મતને છોડી જેમના ચરણયુગલને, જેમ ભમરા કમળનું સેવન કરે તેમ, સેવા કરવા લાગ્યા. (૧૩)

તે સ્થાનને સમુદ્રની પેઠે સુંદર બનાવતા વાણીના સમૂહથી સર્વ અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરતા અને પૃથ્વીમાં અત્યંત પ્રીતિ વડે પ્રકાશતા તેમજ કળાઓને—યુક્તિઓ પ્રસારતા મુનિઓમાં ચંદ્ર સમાન **વિજયસેનસૂરિ** થયા (૧૪) જેમના પ્રતાપના માહાત્મ્યનું અમે બીજુ શું વર્ણન કરીએ ? જેમણે વાદી લોકોને જીવતાં છતા ચેતન રહિત જેવા બનાવ્યા. (૧૫) અકબર બાદશાહે સારા સત્કારથી બોલાવેલા ત્યારે, જેમ ભમરાઓથી પદ્મ શોભે તેમ, રાજાના નગરને શોભાવ્યું. (૧૬) અકબર રાજાની સભા રૂપી સુંદરીના હૃદયમાં વાદીઓનો વિજય કરવાથી ઉત્પન્ન થયેલી કીર્તિ મોતીની માલા રૂપ બની ગઈ (૧૭) પૂર્વે શ્રીહીરવિજયસૂરિ એ નામના સૂરિને જે મુખ્યપદ પાદશાહે આપ્યું હતું તે પ્રભપદ શત્રુઓના સમક્ષ તેમણે જલદીથી સાધ્ય કર્યું હતું. (૧૮) પ્રત્યક્ષ અકબર બાદશાહની સભામાં પ્રયત્નશીલ વાણીથી જગતમાં ઉત્તમ એવા અર્હંત પરમાત્માનું પ્રતિપાદન કરી, જેમણે પોતાના શૌર્યથી, અને તેજથી રાક્ષસોની પેઠે વાદમાં મદોન્મત્ત બનેલા મહાદ્વિજોને હરાવીને લજ્જિત બનાવ્યા. (૧૯) બકરા ગાય, બળદ, પાડા વગેરેને કોઈએ કોઈ પણ વખતે હણવા નહિ, બાંધવા નહિ અને પકડવા નહિ (૨૦) એવા પ્રકારની આ વિશેષ વાણીનો વિલાસ એ બાદશાહે, જેમ ઉષ્ણ-

| | | | | | |
|---|---|---|---|---|---|
| ४४. पींगली | आंगली | finger | ६७. कंचनबाडू | | |
| ४५. नोगली | गाय | cow | ६८ कुटकलीयो | | |
| ४६ अरडवांकडी | भैस | buffalo | ६९. फांफर फो | | |
| ४७. लोटपोट | उंट | camel | ७०. अगरघड | | |
| ४८. कोरपदरू | घोडो | horse | ७१ ठमंठोरी | | |
| ४९. लजिकुर | वानर | monkey | ७२. घुरडीयो | | |
| ५०. चिमनी | | | ७३. भफ | | |
| ५१. पटपटो | र | | ७४. गबील | | |
| ५२. चपलरी | | | ७५. घाग | | |
| ५३. वुटणका | | | ७६. जैरम | | |
| ५४. उंदरो | माक | | ७७. गुड | | |
| ५५. गडगडकाई | | | ७८. भडुक | | |
| ५६. भूरीयो | र | | ७९. डडागर | | |
| ५७ पुरकली | छ | | ८०. उडणग | | |
| ५८ महापटकी | | | ८१. भैकी | | |
| ५९ रजनीकुडव | | | ८२. हालर | | |
| ६० नरपु- | पर | ... | ८३ टोटास | | धो |
| ६१. टालमटोलो | | | ८४. गोगला | | वल |
| ६२. निरमली | त | | ८५ राजलवाडु | | राज |
| ६३. हुंहाडी | हु | | ८६. ढलको | | जाक |
| ६४. नाईवांडो | क | | ८७. महामछी | | अ |
| ६५. अनगलीयो | | | ८८ छापरछोली | | |
| ६६. मंगलवाडु | | | ८९. मरमली | | |



સ્તંભતીર્થ—ખંભાતમાં બજાર નાકે આવેલા

# શ્રીચિંતામણિપાર્શ્વનાથના મંદિરના

## સંસ્કૃત લેખનો અનુવાદ

પ્રેષક: શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[ ગતાંકથી ચાલુ ]

⊙

જેમણે શિથિલ બનેલા સાધુઓના વિધિ તથા માર્ગને શોભાના સ્થાનરૂપ બને તે માટે ૧૫૮૨ના સંવત્સરમા ઉદ્ધાર કર્યો, અને જેમણે તાપને હરણ કરનારા મેઘોની પેઠે રસવાળી અત્યંત પવિત્ર વાણીવડે ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું. (૬) તે સર્વમાં શુદ્ધ અંતઃકરણવાળા **વિજયદાનસૂરિ** નામના શ્રેષ્ઠ મુનિવડે, જેમ સૂર્ય ઉદય થતાં જગના હૃદયોને પ્રસન્ન કરતો નદીનો પ્રવાહ કમળોથી અત્યંત શોભાવાળો બને છે; તેમ (જૈન) મતને પ્રસન્ન કરનાર, પટ્ટને લક્ષ્મીના આશ્રયથી અત્યંત શોભાયમાન કર્યું. (૭)

તે પટ્ટરૂપી પૂર્વ દિશાના પર્વત ઉપર (ઉદય પામેલા) જાણે સૂર્ય હોય તેવી કાંતિવાળા શિષ્ય **શ્રીહીરવિજયસૂરિ** તે સ્થાનમાં શોભે છે. (૮) જેમને અકબ્બર બાદશાહે બોલાવ્યા ત્યારે ૧૬૩૯ના સંવત્સરમાં ફતેહપુરસિક્રી ગયા. (૯) એમની વાણીથી રાજાએ પોતાના તાબાના દેશોમાં ૭ માસ સુધી અમારીપડહ વજડાવી ઢંઢેરા પીટાવ્યો (૧૦) અને જેમના વચનથી તે બાદશાહે પોતાના સમગ્ર રાજ્યમાં પણ મરણવેરા ને જજિયાવેરા બંધ કર્યો. (૧૧) તેમજ ન ત્યાગ કરી શકાય તેવા કરને બંધ કરી એ પૃથ્વીંદ્ર બાદશાહે શત્રુંજય એ નામના તીર્થ સંબંધે જૈનો સાથે કરાર કર્યો. (૧૨) મુનિ મેઘજી વગેરે પોતાના લુંપાક મતને છોડી જેમના ચરણયુગલને, જેમ ભમરા કમળનું સેવન કરે તેમ, સેવા કરવા લાગ્યા. (૧૩)

તે સ્થાનને સમુદ્રની પેઠે સુંદર બનાવતા વાણીના સમૂહથી સર્વ અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરતા અને પૃથ્વીમાં અત્યંત પ્રીતિ વડે પ્રકાશતા તેમજ કળાઓને—યુક્તિઓ પ્રસારતા મુનિઓમાં ચંદ્ર સમાન **વિજયસેનસૂરિ** થયા. (૧૪) જેમના પ્રતાપના માહાત્મ્યનું અમે બીજુ શું વર્ણન કરીએ? જેમણે વાદી લોકોને જીવતાં છતા ચેતન રહિત જેવા બનાવ્યા. (૧૫) અકબર બાદશાહે સારા સત્કારથી બોલાવેલા ત્યારે, જેમ ભમરાઓથી પદ્મ શોભે તેમ, રાજાના નગરને શોભાવ્યુ (૧૬) અકબ્બર રાજાની સભા રૂપી સુંદરીના હૃદયમાં વાદીઓનો વિજય કરવાથી ઉત્પન્ન થયેલી કીર્તિ મોતીની માલા રૂપ બની ગઈ. (૧૭) પૂર્વે શ્રીહીરવિજયસૂરિ એ નામના સૂરિને જે મુખ્યપદ પાદશાહે આપ્યું હતુ તે બ્રહ્મપદ શત્રુઓના સમક્ષ તેમણે જલદીથી સાધ્ય કર્યું હતું. (૧૮) પ્રત્યક્ષ અકબ્બર બાદશાહની સભામાં પ્રયત્નશીલ વાણીથી જગતમાં ઉત્તમ એવા અર્હંત પરમાત્માનું પ્રતિપાદન કરી, જેમણે પોતાના શૌર્યથી, અને તેજથી રાક્ષસોની પેઠે વાદમાં મદોન્મત્ત બનેલા મહાદ્વિજોને હરાવીને લજ્જિત બનાવ્યા. (૧૯) બકરા ગાય, બળદ, પાડા વગેરેને કોઈએ કોઈ પણ વખતે હણવા નહિ, બાંધવા નહિ અને પકડવા નહિ (૨૦) એવા પ્રકારની આ વિશેષ વાણીનો વિલાસ એ બાદશાહે, જેમ ઉષ્ણ-

કાલમાં તપ્ત થયેલી પૃથ્વી જળ ગ્રહણ કરે તેમ, ગ્રહણ કર્યો. (૨૧) બાદશાહના નગરમાં વિપ્રોને જીતીને, જેમણે મૂર્તિમાન કૈલાસ પર્વત હોય તેવો અમૃત સમાન ઉજ્જવળ, પોતાનો કીર્તિસ્તંભ સ્થાપન કર્યો. (૨૨)

ઊંચે ઉછાળતા તરંગોથી સમુદ્રના મુકુટ સરખી અમરાપુરી જેવા લક્ષ્મીથી સુંદર **ગંધારપુરમાં**, ચંદ્રસમા નિર્મળ શ્રીમાળી કુળમા, પુણ્યવાન જનોમાં અગ્રણી, સંપત્તિવાન, પરીક્ષા કરવામાં શ્રેષ્ઠ ( પરીખ અથવા ઝવેરી ), **આહ્લણસી** નામના શેઠ હતા. (૨૩) તેને **દેહ્લણસી** નામે પુત્ર હતો, તેનો પુત્ર **ધન**, તેનો પુત્ર ઉદાર મનવાળો **સનાસુહ્લસી** નામે થયો. તેનો પુત્ર **સમરા** નામે હતો તેનો પુત્ર **અર્જુન**, તેનો પુત્ર **નય**, અને તેનો પુત્ર **ભીમ** નામે હતો. (૨૪) જેમ માતા-પિતા ઇંદ્ર અને ઇંદ્રાણીના આનંદને ઉત્પન્ન કરે તેવા જયંતની માફક અને વિષ્ણુની પત્ની લક્ષ્મીના જેવી તેની સ્ત્રીને ભાગ્યશાળી અને દેવને પ્રિય એવો લાલુ નામે પુત્ર થયો. તેને વિષ્ણુની પત્ની સિંધુસુતા (લક્ષ્મી) સરખી **જસમાદેવી** નામે પત્ની હતી. (૨૫) પ્રતિદિન સદ્ધર્મને પાળતાં તેમને બે પુત્ર થયા. જેમ પાર્વતી અને શંકરને સ્વામી કાર્તિક અને ગણપતિ છે તેમ તેમાંનો એક સારી સંજ્ઞાવાળો **વજિયા** નામે હતો, જે વિદ્વાન વર્ગમાં મુખ્ય હતો અને સદ્બુદ્ધિવાળો **રાજિયા** હતો, જે માતાપિતા પ્રત્યે પ્રેમાળ હતો. (૨૬) દેવી જેવી સુંદર આકૃતિવાળી **વિમળાદેવી** નામની પત્ની પ્રથમ પુત્ર ( વજિયા )ને હતી અને બીજાને કમળાના સરખી મનોહર **કમળાદેવી** નામે પત્ની હતી. (૨૭) તે બંને ભાઈઓમાં મોટાને, જેમ શ્રીકૃષ્ણને કામ (પ્રદ્યુમ્ન) નામના પુત્રની માફક **મેઘજી** નામે પુત્ર થયો. (૨૮) પરસ્પર વસંત અને કામ જેવા સુંદર, સમુદ્ર જેવા પ્રકાશમાન, કુબેર અને શંકર સરખા સદા પ્રસિદ્ધ તે બંને વિનયી ભાઈઓ દિવસે મોટા ધનવાનો અને સભ્યોથી શોભતા **શ્રીસ્તંભતીર્થ** નગરમાં પુણ્યની પરંપરાથી આવ્યા. (૨૯) ત્યાં પોતે મેળવેલી લક્ષ્મી સફળ કરી ધર્મનાં કામ કરતાં ઉત્તમ પ્રસિદ્ધિને પામ્યા. (૩૦) કાબુલની દિશા સુધી સાર્વભૌમ અકબર બાદશાહ અને સમુદ્રાંતર્ગત દ્વીપનો રાજા, તેની સમક્ષ અત્યંત પ્રસિદ્ધિ પામેલા તે બે ભાઈઓએ તે દિશામાં સંપૂર્ણ પ્રસિદ્ધિ મેળવી (૩૧) તે હીરવિજય મહાવ્રતીની અને વિજયસેન મુનીશ્વરની અમૃતને મિથ્યા કરતી વાણી વડે આ બંને ભાઈઓ પણ પવિત્ર થઈ પ્રસન્ન થયા. (૩૨)　　　　[ ચાલુ ]



# સાભાર-સ્વીકાર

૨૫૦) પૂ. આ. શ્રીવિજયલાવણ્યસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રી ગોડીજી પાર્શ્વનાથ ટેંપલ ટ્રસ્ટ. **પૂના**

૧૦૧) પૂ. મુ. શ્રીગૌતમસાગરજી મ. ના ઉપદેશથી શ્રી જૈન શ્વેતાંબર આદીશ્વર ભગવાનની પેઢી, **સોલાપુર**

૧૦૦) પૂ. આ. શ્રીવિજયસિદ્ધિસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શેઠ સુબાજી રવચંદ જેચંદ, જૈન વિદ્યાશાળા, **અમદાવાદ**

૨૫) શેઠ પાનાચંદ વ્રજલાલ, **કપડવંજ**

૨૫) પૂ. આ શ્રીવિજયમહેન્દ્રસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રીતપગચ્છ જૈન ઉપાશ્રય, **અમદાવાદ**

૧૫) પૂ. મુનિરાજ શ્રીભુવનવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **રાણીબેન્નુર** (ધારવાડ)

૧૫) પૂ. પં. શ્રીચરણવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **સિદ્ધપુર**

૧૧) પૂ. આ. શ્રીવિજયવિજ્ઞાનસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **જાવાલ** (રાજસ્થાન)

૧૦) પૂ. પં. શ્રીસુમતિવિજયજી ગણિવરના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **ગારિયાધાર**

૫) પૂ. મુ. શ્રીગૌતમસાગરજી મ. ના ઉપદેશથી શ્રી. ઠાકોરલાલ કે. શાહ, **સોલાપુર**

૫) શ્રી. ભીખાભાઈ કાલિદાસ દોસી, **વિજાપુર**

---

## સૂચના

સ્થાનિક તેમજ બહાર ગામના ગ્રાહકો જેમનું લવાજમ બાકી છે તેઓ મનીઓર્ડરથી લવાજમ મોકલી આપે એવી આશા રાખીએ છીએ.

વ્યવ૦

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૭ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામા આવેલા છે. આ રીતે મદદ આપનારને માસિક કાયમને માટે મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમા જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતા પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવુ વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫ ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે

### લેખકોને સૂચના

૧ લેખો કાગળની એક તરફ વાચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ
પ્રકાશક . ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ

# श्री जैन सत्य प्रकाश

તંત્રી
**ચીમનલાલ ગોકળદાસ શાહ**
તા. ૧૫-૩-૫૪ : અમદાવાદ
વર્ષ ૧૯ : અંક : ૬ ] [ ક્રમાંક : ૨૨૨





# विषय-दर्शन







॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १९ | વિક્રમ સં. ૨૦૧૦ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ. ૧૯૫૪ | क्रमांक |
| अंक : ६ | ફાગણ સુદિ ૧૧ : સોમવાર : ૧૫ માર્ચ | २२२ |


# કથા સુણી સુણી ફૂટ્યા કાન


લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીમહાપ્રભવિજયજી


ગામડાના એક મંદિરમાં એક સંન્યાસી રહેતો હતો. તે સવારે હંમેશાં કથા વાંચતો અને રાતે ભજનની ધૂન લગાવતો. ભજનમાં જેટલા માણસો આવતા એટલા કથામાં નહોતા આવતા. આવનારાઓમાં કેટલાક બુઢ્ઢાઓ નિયમિત આવતા. ક્યારેક એ ઝોકાં ખાતા તો ક્યારેક અરસપરસ વાતચીત કરી કથાનો સમય પૂરો કરતા.

સંન્યાસી ઘણો સરળ હતો, ભગવાનનો ભક્ત અને નિઃસ્પૃહી પણ એટલો જ. એક દિવસે જ્યારે એ રોજના કાર્યક્રમ પ્રમાણે કથા વાંચી રહ્યા હતો ત્યારે મંદિર પાસેથી એક ઘોડેસવાર પસાર થઈ રહ્યો હતો. એને ઉતાવળ હતી છતાં કથા સાંભળવાનું એને મન થયું. એ સંન્યાસી સામે બેસીને કથા સાંભળવા લાગ્યો. ત્યાગ અને વૈરાગ્યની કથા સાંભળી એ ખૂબ પ્રભાવિત થયો; ત્યાં સુધી કે એને એનું ચાલુ જીવન ડંખવા લાગ્યું. એને એની ફરજ બજાવવાની હતી એટલે કથા સાંભળી એ તરત જ નિયત સ્થાને પહોચી ગયો. બીજા દિવસથી એણે પોતાના જીવનક્રમમાં ફેરફાર કર્યો. કથામાં સાંભળેલા કેટલાક નિયમો એણે આચારમાં મૂકયા, અને એ નિયમો પાળવામાં ખૂબ તકેદારી રાખવા માંડચો.

લગભગ એક વર્ષનો ગાળો વીતી ગયો, ત્યારે એ જ માર્ગે થઈ ને એ ઘોડેસવાર નીકળ્યો એ જ મંદિર, એ જ સંન્યાસી, એ જ શ્રોતાઓ એણે ફરીથી જોયા. એને વિચાર થયો કે, 'કેમ કોઈના ઉપર આ કથાની અસર થતી નથી? શું કથાનો દોષ છે, સંન્યાસીનો કે શ્રોતાઓનો?' એને જણાયું કે કથામાં તો દોષ ન હોય સંન્યાસી નિઃસ્પૃહી છે, એને પેટપૂર મળે એટલે બસ ખરેખર આમાં દોષી કોઈ

હોય તો આ સાંભળનારા જ લાગે છે. એણે એકેએક શ્રોતાને હાથથી ઢંઢોળ્યા, પગ દબાવ્યા, માથું ધુણાવ્યું.

'તમે આ શું કરી રહ્યા છો?' સંન્યાસીએ કથા વાંચતાં ઉગ્ર થઈ પૂછયું.

'મહારાજ! હું જોઉં છું કે, આ લોકોમાં ચેતન છે કે નહિ? શું બધાયે માટીના પૂતળા જેવા છે? એક જ દિવસના કથાશ્રવણથી તમે જણાવેલા નિયમોની જે અસર થઈ છે તે આજ દીન સુધી હું ભૂલ્યો નથી એટલું જ નહિ પણ તેજ દિવસથી મેં મારા જીવનમાં ફેરફાર કરવા માંડયો છે પણ હમેશાં સાંભળનારા આ લોકોને કાંઈ જ અસર નથી એ એક આશ્ચર્ય છે.

'મહાનુભાવ, આ લોકોની દશા તો 'કથા સૂણી-સૂણી ફૂટયા કાન, તો યે ન આવ્યું બ્રહ્મજ્ઞાન' જેવી છે' સંન્યાસીએ વાતની સ્પષ્ટતા કરી.

'ત્યારે આ લોકોને કથા સંભળાવવાનો શો અર્થ!' ઘોડેસવારે નમ્રપણે જિજ્ઞાસા કરી.

'હું તો મારી ફરજ બજાવી રહ્યો છું કહ્યું છે કે—

"न भवति धर्मः श्रोतुः वक्तुस्त्वेकान्ततो धर्मः ॥"

—શ્રોતાને ધર્મબોધ થાય કે નહિ પણ વક્તાને તો એકાંતિક ધર્મનો લાભ થાય જ છે.

એ ફરજ મારો ધર્મ છે.' સંન્યાસીએ ખુલાસો કર્યો.

'મહારાજ' આજે હું આપનો શિષ્ય બનવાના ઈરાદે આવ્યો છું. મને દીક્ષા આપો. ઘોડેસવારે પોતાનું હૃદય ખુલ્લું કર્યું.

'ભાઈ! આજે વર્ષોના કથાવાચનનું ફળ હું જોઈ રહ્યો છું. મને શ્રદ્ધા છે કે કથાવાચન કદી નિષ્ફળ જતું નથી.' સન્યાસીએ આત્મસંતોષ જાહેર કર્યો.

[ અનુસંધાન પૃષ્ઠ : ૮૭ થી ચાલુ

અસલ રૂપને છોડયા વિના એ કદી બની શકતુ નથી કે તે સુખ–દુઃખ આદિ જે વાસ્તવમાં તેના નથી તે પોતાના સમજવા લાગે. જેવો તે પોતાના મૂળરૂપને ભૂલીને બીજા રૂપમાં આવી જાય છે તેવુ જ તેના સ્વભાવમાં પરિવર્તન થઈ જાય છે. આ પરિવર્તન અપરિણામી પુરુષમા કદાપિ સંભવ નથી હોતુ એટલા જ માટે પુરુષ પરિણામી છે બીજી વાત એ છે કે, સુખ–દુઃખ આદિ પરિણામ ચૈતન્યપૂર્વક છે. જડ પ્રકૃતિને આ પરિણામોનો અનુભવ નથી થઈ શકતો, એવી દશામા એ જ માનવુ જોઈએ કે, પુરુષ પરિણામી છે.

સાખ્ય પુરુષને કર્તા નથી માનતો પુરુષ સાક્ષી માત્ર છે,[1] એવો એનો વિશ્વાસ છે! પરિણામવાદની સિદ્ધિની સાથેસાથ કર્તૃત્વ પણ સિદ્ધ થઈ જાય છે સુખ–દુ.ખ આદિનો અનુભવ ક્રિયા વિના થઈ શકતો નથી. અથવા એમ કહેવુ જોઈએ કે સુખ–દુઃખ આદિ ક્રિયારૂપ જ છે. એવી અવસ્થામાં પુરુષને અકર્તા અને નિષ્ક્રિય કહેવો ઠીક નથી. આત્મા 'કર્તા છે'—એ લક્ષણ આ જ વાતની પુષ્ટિને માટે છે. [અપૂર્ણ]

---

૧. तस्माच्च विपर्यासात् सिद्ध साक्षित्वमस्य पुरुषस्य ।
कैवल्य माध्यस्थ द्रष्टत्वमकर्तृभावश्च ॥ साङ्ख्यकारिका १९

# *ઉદયન-વિહાર

લેખક : પં. શ્રીયુત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી, વડોદરા

**ગૂજરાતને** ગૌરવશાલી કરનારા જે સુયોગ્ય અધિકારીઓ ગૂજરાતને સદ્ભાગ્યે મળ્યા હતા, તેમાં મંત્રીશ્વર **ઉદયન** અને તેમના સુપુત્રો મંત્રીશ્વર **વાગ્ભટ** (બાહડ) તથા દંડનાયક **આમ્રભટ** (અંબડ)ના નામો ખાસ સંસ્મરણીય છે. સિદ્ધરાજ અને કુમારપાલ મહારાજાઓના રાજ્યસમયમાં થઈ ગયેલા રાજનીતિ-દક્ષ યુદ્ધવીર, દાનવીર અને ધર્મવીર તે સજ્જનોની કીમતી સેવા ભૂલી ન શકાય તેવી હતી. ગૂજરાતના ઇતિહાસમાં અને જૈનસમાજના ઇતિહાસમાં તેનું મહત્ત્વભર્યું સ્થાન છે.

ગતવર્ષમાં એક શિલાલેખ જાણવામાં આવ્યો છે, તેમાં પ્રાચીન **ઉદયન-વિહાર**ની પ્રશસ્તિ છે, તે વાચતા-વિચારતા ગૂજરાતના તત્કાલીન ઇતિહાસનું સંસ્મરણ થઈ આવે છે-એ સંબંધમાં અહીં થોડું જણાવવું ઉચિત છે. આ શિલાલેખ હાલમાં **ધોળકા**માં રણછોડજીના નામથી ઓળખાતા મંદિરમાં રણછોડજીની મૂર્તિ પાછળ રહેલો છે. તેની પાછળ ભીંત આવેલી હોઈ એ ત્યાંથી વંચાવો મુશ્કેલ હતો, પરંતુ મારા વિદ્વાન મિત્ર ડૉ. મંજુલાલ ર. મજમુદાર થોડા મહિનાઓ પહેલાં ત્યાંના અધિકારીઓ અને મહંતજીની સહાનુભૂતિથી દક્ષતાથી એ શિલાલેખની રબીંગ કૉપી (કાગળ દબાવીને લીધેલી નકલ) લઈ આવ્યા હતા અને મને તે વાચવા આપી હતી-મેં તેની પાછળ કેટલાય સમય સુધી પરિશ્રમ કર્યો હતો-જેના પરિણામે આ શિલાલેખને તેના સંભવિત અર્થ-તાત્પર્ય સાથે અહીં દર્શાવી શકું છું.

આ શિલાલેખ સંસ્કૃત ભાષામાં પદ્યમાં છે. વિસ્તૃત શિલા પર પડીમાત્રામાં મનોહર સ્થૂલ અક્ષરોમાં ૨૩ પંક્તિઓમાં ને ઉત્કીર્ણ થયેલો છે. પ્રત્યેક પંક્તિમાં બાવન જેટલા અક્ષરો સમાવેલા છે. આ શિલાલેખ, પાછળના ત્રીજા ભાગ રૂપ જણાય છે. કારણ કે તેમાં શ્લોક ૭૦ થી શરૂઆત છે, એ પહેલાના ૬૯ શ્લોકો હોવા જોઈએ, દુર્ભાગ્યે તે ભાગો મળ્યા નથી. પાછળનો ભાગ પૂર્ણ જણાય છે. તેમાં ૭૦ થી ૧૦૪ સુધીના શ્લોકો છે, તે વિવિધ છંદોમાં જણાય છે. આ શિલાલેખની બંને બાજુની કિનારોના અક્ષરો તથા વચ્ચે કેટલાક અક્ષરો નકલમાં બરાબર ઊઠયા નથી. તેમ છતાં અસ્પષ્ટ અક્ષરોવાળા ભાગને શક્ય અનુમાનથી સુસંગત કરવા-સ્પષ્ટ કરવા અહીં કેટલોક પ્રયત્ન કર્યો છે. આ શિલાલેખ, એ પ્રાચીન જૈનમંદિર **ઉદયન-વિહાર**નો હોવો જોઈએ. ઉદયન-વિહાર ગૂજરાતમાં-**આશાપલ્લી**માં **આસાવલ**માં (અમદાવાદ વસ્યા પહેલાની નગરીમાં) હતો-એવા ઉલ્લેખો મેં અન્યત્ર (જેસલમેર ભંડાર ડિ. કેટલૉગમાં) દર્શાવ્યા છે. આઠસો વર્ષો પહેલાનો-મહારાજા કુમારપાલના સમયનો આ શિલાલેખ છે. તેમાંના ૧૦૧ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે એ **ઉદયન-વિહાર** (જિનમંદિર) મંત્રી **વાગ્ભટે** કરાવ્યો હતો, દેવવિમાન જેવું સુંદર એ મંદિર સુપ્રસિદ્ધ આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિના આદેશથી બન્યું હતું-એ એમાંના ઉલ્લેખથી જણાય છે. એ ઉદયન-વિહારની પ્રશંસનીય પ્રશસ્તિ રચનાર પ્રબંધશતકાર સુપ્રસિદ્ધ કવિ **રામચંદ્રસૂરિ** (શ્રીહેમચંદ્રાચાર્યના પટ્ટધર) છે, જેમનો વિસ્તૃત પરિચય **નલવિલાસ** નાટક (ગા. ઓ. સિ.)ની સંસ્કૃત

---

*અમદાવાદમાં ઑલ ઈંડિયા ઓરિયન્ટલ કૉન્ફરન્સના ૧૭મા અધિવેશનમાં 'પ્રાકૃત એન્ડ જૈનીઝમ' વિભાગમાં તા. ૧-૧૧-૫૩ના દિવસે આ નિબંધ સંક્ષેપમાં હિંદી પરિચય સાથે વાંચવામાં આવ્યો હતો.

પ્રસ્તાવનામાં અમે આપેલ છે. કોંકણના મલ્લિકાર્જુન પર વિજય મેળવવામાં દંડનાયક **અંબડે** ( મંત્રી વાગ્ભટના બંધુએ ) જે પરાક્રમ દર્શાવ્યું હતું, તે તથા બીજા પણ અનેક ઉલ્લેખો આમા છે–એનુ સમર્થન બીજાં પ્રમાણો દ્વારા ઐતિહાસિક અનુસંધાનમાં કરી શકાશે. હાલ અહી મૂળ શિલાલેખની નકલ પંક્તિના નબર સાથે શ્લોકના રૂપમાં વ્યવસ્થિત કરીને ગૂજરાતી અનુવાદ સાથે દર્શાવુ છું.

# कुमारपालभूपाल–समकालीन शिलालेख

## उदयनविहार प्रशस्ति

[ श्लोक ७० थी १०४ ]

[ १ ]　रिपौ शक्तिः प्रभौ भक्तिस्त्यागे रागो नये न(ल)यः ।
इदं चतुष्टयं यस्मिन्नाशैशवमखंडितं　　　॥ ७० ॥
तं मल्लिकार्जुनमनर्घ्यपराक्रमांक····

[ २ ]　········वीं नृपतेः प्रतापः　　　॥ ७१ ॥
यद्विक्रमस्मरणसंभृतसाध्वसोत्थ-
व्याकंपतांडवचलाचलपाणयस्ते ।
अद्यापि भृंगिविमुखां दयितास्तने········

[ ३ ]　····षोन्मेषो जितहुतभुजो जामदग्न्यस्य तस्य ।
स्थानं येनाद्भुतशतकृता क्षुंदता कंदवंधाद्
राजन्यानां परिभवभृतां क' कृतो नोपकारः

[ ४ ]　····द्धी विजयोद्यतस्य
यस्यान्वहं विहृतमुन्मदवल्लभेन　　　॥ ७४ ॥
समररंगभुवां शरपाणिभिः
किमपि तांडवमादधतं मुहुः ।
यमभिवीक्ष्य····

[ ५ ]　····जयी कुंकणेशोक्षिपद–
वाणालीमिह तेन तस्य निशितैर्द्धनं क्षुरप्रैः शिरः ।
राजांतःपुरमत्र वह्निमविशत्पद्टद्विपोत्रापतद् य–

[ ६ ]　····भयानुजर्जरगिरः पुलकावलीढाः ।
अद्यापि लाटसुदृशः पुरचत्वरेषु
गायंति शौर्यनयवैनयिकानि यस्य　　　॥ ७७ ॥

यस्तुंगशृंगमुद्दाम·····

[७] ·····व्रतस्य तस्य

श्रीसुव्रतस्य भृगुकच्छविशेषकस्य ।

उत्तुंगशृंगशतविस्मितदेवदैत्यं

चैत्यं चकार हरहाससहोदरं यः ॥ ७९ ॥

जयं·····

[८] यः कुमारविहाराख्ये चैत्ये श्रीपत्तनस्थिते ।

प्रतिमां कारयामास राजतीं नाभिजन्मनः ॥ ८१ ॥

यस्याजन्म परांगनापरिहृति·····

[९] ·····यैकप[रमं] सत्यव्रते सौष्ठवं

किं चान्यत्कथयामि यस्य परमा वीरेषु रेखाभवत् ॥ ८२ ॥

·····मृते निभृतमम्बरे समरतूर्यनादाकुलैर्यः

[१०] ·····सुधयान्यभिहितानि नाकर्ण्णयन् ॥ ८३ ॥

एकांगवीरतिलकेन कृपाणखे[ल]—

संपर्कपाठितभुजद्वितयेन येन ।

युद्धेषु भूमि·········

[११] ······ समवेक्ष्य यस्य

शौंडीरकुंजरमहेभतुरंगभीष्मं ।

उत्थाय पूत्कृतरवेण पलायमानाः

शुद्धांतमादधति भूमिभुजः सलज्जं ॥ ८५ ॥

[१२] ·····पस्पृहं प्रसभप्रमृष्ट—

दुष्टावरोधघुसृणाय चिराय यस्मै ॥ ८६ ॥

द्विपपतिरदनाग्रक्षोदजातव्रणालीमयलिपि—

रनुव्रप्रं भा····· व ॥ ८७ ॥

नतनृपतिमंडलीमुकुटकांतिकम्रक्रमान्

विरोधिवसुधाभुजो युधि विस्मयनिधिक्रमान् ।

गजैर्यदुपदाकृतै· क·········

[१४] अनन्यविक्रमनिधेः किं तस्य लोकोत्तरं

शश्वद्वीरमतल्लिकास्तुतभुजस्तम्भस्य वीरव्रतं ।

देशो येन स जगतः प्रति मुहुः क्षुण्णक्षितीश····· ·· ···

[१५] ०स्वनामांकं पुरं येन लाटदेशे निवेशितं ॥ ९० ॥

अवंतिषु कृतास्पदं ०टकुंजराग्रेसर—

तुरंगमचमूवृतो वनविहा····
············ ॥ ९१ ॥

धवलस्य वैरिसिंहः सुतोभून्नयभूषणः ।
चैत्यं यः पार्श्वनाथस्य स्तंभतीर्थे व्यधापयत् ॥ ९२ ॥

विनयकौशल ···
[ १७ ] ··········० ॥ ९३ ॥

तीर्थप्रभावनोद्भूतपुण्यश्रीपुण्यजन्मनां ।
सप्तार्ण्णवीकूलमूलप्रेंखोलत्कीर्त्तिसंपदां ॥ ९४ ॥

अमारिडिंडिमो · वेक्र ····
[ १८ ] ···· ·· धन्यानां विद्यात्रितयवेधसां ।
श्रीहेमचंद्रसूरीणामादायादेशवैभवं ॥ ९६ ॥

सौवर्ण्णकुंभरुचिपिंजरितांतरिक्षं
संकल्पसंघटन ·· ····
[ १९ ] ········ ॥ ९७ ॥

भेरीसहस्रकुहरोत्थित तारतार–
भांकारपूरपरिपूरितविश्वरम्यं ।
अभ्रंलिहाग्रशिखरस्थितसिंहपोत–
श्रेणीविसूत्रितपतंग ·· ····
[ २० ] [ स्फटि ]कनिभशिलासहस्ररोचिः–
प्रचयवलक्षितहर्म्यचंद्रशालं ॥ ९९ ॥

उपहसितसुरविमानं विमानमुनिवृंदजनितबहुमानं ।
निखिल····
[ २१ ] ······ ·या लक्ष्म्या ।
उदयनविहारमेतं व्यधापयद् वाग्भटो मंत्री ॥ १०१ ॥

जिनसल्यान्याभरणान्येकाग्रां त्रिशत ध्वजान् हेम्नः ।
यः पूर्ण्णा
[ २२ ] ······· ····ध्वजरम्ये
चंद्रादित्यावचूलधवलतरलसत्तारकातारमभ्रं ।
शोभां चंद्रोदयस्य श्रयति विकसितेंदीवरस्निग्धभासा
यावत् तावत् प्रभाव·· ·· ··
[ २३ ] ·······वरात्मनां कृतधियां शिरःशेखरः ।
प्रबंधशतनिर्मितिप्रथितकीर्तिकाभ्योदयः
प्रशस्तिमतुलामिमामकृत रामचंद्रो मुनिः ॥ १०४ ॥

## અનુવાદ

(૭૦) શત્રુ પ્રત્યે શક્તિ, પ્રભુ ( સ્વામી ) પ્રત્યે ભક્તિ, ત્યાગ (દાન)માં રાગ(પ્રેમ), અને નય (નીતિ)માં નય (લય) આ ચાર ગુણો જેને વિષે ( જે અંબડમાં ? ) બાલ્યાવસ્થાથી લઈને અખંડિત હતા.

(૭૧) તે રાજા ( કુમારપાલ ? )નો પ્રબલ પ્રતાપ ગણાય કે જેની કિંમત આંકી ન શકાય તેવા પરાક્રમી મલ્લિકાર્જુનને [ તેણે હરાવ્યો ]

(૭૨–૭૪) જેના વિક્રમને સંભારવાથી ભયભીત થતાં ઉત્પન્ન થયેલા કંપરૂપ તાડવથી [ શત્રુપક્ષના ] હાથ ધ્રૂજી રહ્યા હતા . .. ..અગ્નિને જિતે તેવા, પરશુરામ જેવા પ્રતાપી તેના [ પ્રતાપનુ વર્ણન શું કરીએ ? ]

સેંકડો અદ્ભુત કરનારા અને મૂળ બન્ધનથી ચૂર્ણ કરનારા જેણે પરિભવ પામેલા રાજન્યો (ક્ષત્રિયો) પર કયો ઉપકાર કર્યો ન હતો ? . . વિજય મેળવવામા તત્પર થયેલા, ઇન્દ્રોના વલ્લભ એવા [ જેના પ્રતાપે ] નિરંતર વિહાર કર્યો હતો.

[૭૫–૭૭] રણસંગ્રામરૂપી રંગભૂમિમાં વાર વાર બાણવાળા હાથ વડે કંઈક અદ્ભુત પ્રકારનું તાંડવ (નૃત્ય) કરતા જેને જોઈને કુંકણેશે ( કોંકણ દેશના રાજા મલ્લિકાર્જુને- ) એના પર બાણોની પંક્તિ ફેંકી, તેથી તેણે તીક્ષ્ણ બાણો વડે તેનુ ( મલ્લિકાર્જુન રાજાનુ ) મસ્તક છેદ્યુ હતું.

—આ પ્રસંગે રાજાના અંતઃપુરે ( જનાનખાનાએ–રાણીવર્ગે ) અગ્નિમાં પ્રવેશ કર્યો હતો, આ સમયે રાજ્યનો પટ્ટહસ્તી પડી ગયો હતો. ( તેનુ પતન થયુ હતુ. )

ભય પછી ગદ્ગદ થયેલી વાણીવાળી, રોમાંચ–યુક્ત થયેલી લાટદેશની સુંદરીઓ નગર (ભરૂચ)નાં ચૌટાઓમાં, જેના (અંબડના) શૌર્ય, નય (નીતિ) અને વિનય ગુણોને ગાય છે.

[૭૮–૮૦] જેણે ભૃગુકચ્છ (ભરૂચ)માં તિલક સમાન સુવ્રતનું ( મુનિસુવ્રત નામના વીશમા તીર્થંકરનુ) ઊંચું મનોહર ચૈત્ય (જિનમંદિર) કરાવ્યું હતું, જે હરના હાસ જેવું ઉજ્જ્વલ હતુ અને જે ઊંચાં સેંકડો શિખરો વડે દેવો અને દાનવોને પણ વિસ્મય પમાડે તેવું હતું.

[૮૧] જેણે પત્તન (પાટણ)માં રહેલા 'કુમાર–વિહાર' નામના ચૈત્યમાં નાભિજન્મા ( ઋષભદેવ–આદીશ્વર જિન)ની રજતમય ( રૂપાની ) પ્રતિમા કરાવી હતી.

[ ૮૨ થી ૮૯ ] **જેને જન્મથી લઈને** જીવન–પર્યન્ત પરનારીનો પરિહાર [ એ નિયમ સદ્ગુણ હતો ] તથા સત્યવ્રતમાં સૌષ્ઠવ હતુ ( જે સત્યવાદી હતો ), હું બીજું શું કહું ? **વીર પુરુષોમાં જેની પરમ રેખા હતી.** ૮૨

[ યુદ્ધમાં રણભેરી વાગતાં ] યુદ્ધના વાજિંત્રોના નાદથી આકુલ વીરો સાથે યુદ્ધમાં કોઈનાં પણ કથનોને તેઓ સાંભળતા ન હતા. ૮૩

**એકાંગવીરતિલક**, તરવારનાં યુદ્ધ ખેલવામાં નિપુણ બાહુવાળા જે વીર પુરુષે યુદ્ધોમાં [ અસાધારણ વીરતા દર્શાવી હતી ]

શૌર્યશાલી શરીરે, મોટા મતંગજો અને ઘોડાઓથી ભયંકર એવા જેના [યુદ્ધ-પરાક્રમને] જોઈને રાજાઓ [ યુદ્ધ કરવા ] ઊઠીને પોકારના અવાજ સાથે પલાયન કરી જતા હોઈ અંતઃપુર ( જનાનખાનાના રાણીવર્ગ ) ને લજ્જિત કરતા હતા.

મોટા હાથીના દંતૂસળના અગ્રભાગના પ્રહારથી જેને અનેક વ્રણો થયા હતા, જે લિપિ જેવા જણાતા હતા. ૮૭

યુદ્ધમાં વિરોધી રાજાઓ જેના પરાક્રમથી વિસ્મય પામતા હતા, નમન કરતા નર-

પતિઓના મંડલના મુકુટોની કાંતિ વડે જેના ચરણો મનોહર જણાતા હતા; તથા જેને ભેટ કરેલા હાથીઓ વડે ત્યાનો [ ભૂમિભાગ શોભતો હતો ]

વીર અગ્રેસરો પણ જેના બાહુરૂપી સ્તંભની નિરંતર સ્તુતિ કરતા હતા, અસાધારણ પરાક્રમ નિધિ તે વીર-શિરોમણિના લોકોત્તર (અલૌકિક) વીરવ્રતનું વર્ણન શું કરીએ ? જેણે પ્રતિપક્ષી શત્રુરાજાનો સંહાર કરી દેશને જગતમાં [ નિષ્કંટક નિર્ભય સુરક્ષિત ગૌરવશાલી કર્યો ]

[ ૯૦ ]... ..જેણે લાટ દેશમાં પોતાના નામથી અંકિત પુર સ્થાપિત કર્યું હતું.

[ ૯૧ ]......અવંતિ (માળવા) માં જેણે સ્થાન કર્યું હતું, શ્રેષ્ઠ હાથીઓ, ઘોડાઓ તથા [ રથ-સુભટાદિ ] સેના સાથે [ વિજય પ્રયાણ કર્યું હતું. ]

[ ૯૨-૯૩ ] ધવલનો પુત્ર વૈરિસિંહ થયો, જે નય (નીતિ) થી વિભૂષિત હતો; જેણે સ્તંભતીર્થ (ખંભાત) મા પાર્શ્વનાથનુ ચૈત્ય (જિનમંદિર) કરાવ્યું હતું. ૯૨

વિનય-કુશલતા [ આદિ સદ્‌ગુણોથી યુક્ત ] . . ..૯૩

[ ૯૪ થી ૧૦૧ ] તીર્થ (જૈનપ્રવચન) ની પ્રભાવનાથી ઉત્પન્ન થયેલી પુણ્યલક્ષ્મી વડે જેમનો જન્મ પુણ્ય (પવિત્ર) છે, જેમની કીર્તિ-સંપદ્ સાત સાગરના કિનારા સુધી હિંચકી રહી છે. ૯૪

અમારિ-ડિંડિમ (પડહ) [ વગડાવવા વડે જેમણે સર્વત્ર દેશોમા નિર્ભયતા અને શાંતિ વિસ્તારી છે. ] ૯૫

[ અનેક સુકૃતો વડે ] ધન્ય, ત્રણે વિદ્યાઓ (શબ્દ, પ્રમાણ અને સાહિત્ય) ના-વિધાતા એવા પૂજ્ય શ્રીહેમચંદ્રસૂરિજીના આદેશરૂપ વૈભવને લઈ ને. ૯૬

જેણે (જે ઉદયન વિહાર-જિનમંદિરે) સુવર્ણ કલશોની કાંતિથી આકાશને પીતવર્ણમય બનાવ્યું છે, સંકલ્પોને પૂરવામાં [ જે કલ્પવૃક્ષ જેવુ છે.........૯૭

હજારો ભેરીઓમાંથી ઊઠતા દીર્ઘ વિસ્તૃત ભાંકાર-નાદોના પૂરથી વિશ્વને ભરી દેતું જે (ઉદયન-વિહાર) વિશ્વમાં રમણીય છે, આકાશને સ્પર્શ કરતાં જેના ઉચ્ચ શિખરો પર રહેલી સિંહશિશુની શ્રેણી વડે (સિંહથરની રચના વડે) [ ? સૂર્યના રથની ગતિ પણ થંભી જતી હતી. ]

[જે ઉદયન-વિહારમા] સ્ફટિકરત્ન જેવી હજારો શિલાઓના કાંતિ-સમૂહવડે હર્મ્ય (પ્રાસાદ) અને ચંદ્રશાલા શોભે છે. ૯૯

દેવોના વિમાનનો ઉપહાસ કરનારું, માન-રહિત એવા (નિરભિમાન) મુનિઓના સમૂહ વડે જેનુ બહુમાન કરવામાં આવે છે તેવું, જે સકલ ..-રચના-સમૃદ્ધિથી યુક્ત છે....

...... ..એવો આ ઉદયન-વિહાર (જિન-પ્રાસાદ) મંત્રી વાગ્ભટે [ વિપુલ ] લક્ષ્મી વડે કરાવ્યો હતો. ૧૦૧

[ ૧૦૨-૧૦૪ ] જે (ઉદયન-વિહાર) મા જિનોની સંખ્યા (૨૪) પ્રમાણે આભરણો, તથા સુવર્ણના ૩૧ ધ્વજો હતા.......

જે મંદિર ધ્વજથી રમણીય લાગે છે...... ..

જ્યાં સુધી, ચંદ્ર અને સૂર્યરૂપ ઝુમખાવાળું અને અત્યંત ધવલ (ઉજ્જવલ) દેદીપ્યમાન તારારૂપ મોતીવાળુ આકાશ, વિકસ્વર કમળ જેવી સુંદર કાંતિ વડે ચંદ્રોદય (ચંદરવા)ની શોભાને ધારણ કરે છે, ત્યા સુધી પ્રભા-શાલી આ જિનમંદિર વિજયવંતુ વર્તો. ]

કૃતબુદ્ધિ (બુદ્ધિશાલી) શ્રેષ્ઠ આત્માઓમા શિરોમણિ જેવા; સો પ્રબંધોની રચના વડે પ્રખ્યાત કીર્તિ અને અભીષ્ટ ઉદયવાળા રામચંદ્ર મુનિએ આ અસાધારણ પ્રશસ્તિ કરી છે. [ ૧૦૪ ]

# અઢાર નાતરાં

લેખક : શ્રીયુત જયભિખ્ખુ

**રૂ**પાળી એવી મથુરા નગરી છે. રૂડો એવો જમનાનો આરો છે. આરા ઉપર વાદળથી વાતો કરતી ઊંચી એવી હવેલી છે.

એ હવેલીમાં કુબેરસેના નામની ગણિકા વસે છે. દેશોદેશમાં વિખ્યાત છે. ચાંદાના જેવી ઊજળી, ફૂલ જેવી કોમળ ને ચંદનની ડાળ જેવી નાજુક છે. ધંધો તો નીચો છે, પણ મન એનું નીચ નથી

એ વારંવાર વિચારે છે: અરે! ન જાણે મેં પરભવ કેવાં પાપ કીધાં હશે, તે આ ભવે ગણિકાને સાં જન્મી! મારે સોનાનો તૂટો નથી, રૂપાની તાણ નથી, જર–જવાહર જોઈએ એટલાં છે. ચારે ભંડાર ભરપૂર છે. પણ અરેરે! મારું મન જાણે સૂનું સૂનું છે! અંતર જાણે અધૂરું છે. મારું હસવુંય ખોટું છે, રડવુંય ખોટું છે! એમ ખોટેખોટું આચરતાં જાણે જીવતર સમૂળગું ખોટું થઈ ગયું છે!

કુબેરસેના આમ વિચારે છે. એવામાં એ ગર્ભવતી થાય છે. પૂરે મહિને બેલડાનાં દીકરો–દીકરી જન્મે છે. દીકરી અજવાળી રાત જેવી રૂડી છે. દીકરો સૂરજના તેજ જેવો રૂપાળો છે. ગણિકા મનમાં વિચારે છે: અરેરે, હું તો વેશ્યા! મારે ત્યાં આ બાળુડાંને કોણ જાળવશે, કોણ નવરાવશે, કોણ ધોવરાવશે, કોણ ભણાવશે, કોણ ગણાવશે? એના કરતાં કોઈ બીજાના ઘેર હશે તો સુખે ઊછરશે, ભણશે–ગણશે ને સુખી ને સંસ્કારી થશે. વેશ્યાનો બેટો કોને બાપ કહેવા જાય? નબાપા બાળને લોક ફોલી ખાશે! એનું જીવવું મોત જેવું થશે!

ભલે એ રહી જાતની ગણિકા, પણ આખરે મન તો માતાનું છે ને! કુબેરસેના દીકરા–દીકરીના દૂધમલ મોં સામે નીરખે છે, ને મનના મનસૂબા ભાંગી જાય છે! પેટના જણ્યાંને, નવનવ માસ પેટમાં ઉછેરી, હવે કંઈ મારી નખાય? કઈ ત્યારે એકલા–નોધારા છોડી દેવાય? જિવાડીને તો પૃથ્વી પર પાપનો ભાર વધારવો છે ને! કંઈ કંઈ વિચાર થાય છે, પણ આખરે મન કઠણ કરી, હૈયામાં હામ ધરી કુબેરસેના ભાગ્યને ભરોસે દીકરા–દીકરીને આંસુભીની આંખે વળોટાવવાનો વિચાર કરે છે.

નાના એવા બે કરંડિયા લાવે છે. ચારે કોર મખમલની ગાદી મઢે છે. વચ્ચે બાળકોને સુવડાવે છે. મોમાં દૂધની નળી આપે છે. મોડી રાતે રડતી, આંસુ સારતી કુબેરસેના એક એક મુદ્રિકા (વીંટી) બાળકને પહેરાવે છે.—ને જમનાજીના જળમાં કરંડિયાને વહેતા મૂકે છે.

એ જાય! એ જાય! કુબેરસેના જોઈ રહે છે ને કરંડિયા જલપ્રવાહ પર વહેતા વહેતા અલોપ થઈ જાય છે. જમનાજીનો ઘોર ગંભીર પ્રવાહ ગાજે છે રાતનો અંધકાર ભીષણ રીતે એને વીંટી વળે છે. પાપીના હૃદયમાં કદીક ઊગતી સુકોમળતાના પ્રતીક જેવો બીજનો ચંદ્ર આકાશમાં આથમવાની તૈયારી કરે છે! ને કુબેરસેનાને રડતી મૂકીને ભાગ્યને પનારે પડેલાં એ દૂધમલ બાળકો કોઈ અજાણી દિશામાં આગળ વધે છે!

આયુષ્યના બંધ કોણ કાપી શક્યું છે? આવખા હશે તે બને કરંડિયા નદીના પ્રવાહ પર તરતા તરતા આગળ ચાલ્યા.

રાત વીતી છે ને પ્રભાત ખીલ્યું છે. વહેલી પ્રભાતે નાહવા આવેલા એ વ્યવહારિયાએ કરંડિયા આવતા જોયા. એકે એક લીધો, બીજાએ બીજો લીધો. ઉઘાડીને જોયું તો નાનું બાળ ચસ ચસ દૂધ પીતુ પડ્યું છે!

એક વ્યવહારિયાએ કહ્યુ: 'અરે, મારે ઘેર સાત સાત દીકરા છે, પણ ચૂંદડીની ઓઢનાર એકેય દીકરી નથી. આજ વણમાગી દીકરી મળી!'

બીજો કહે: 'મારે વંશનો વેલો વધારનાર એકે દીકરો નથી. આજ ભગવાને વગર માગ્યે દીકરો મોકલી આપ્યો.'

બંને જણા બંનેને પોતપોતાના ઘેર લઈ ગયા. પેટનાં જણ્યાંની જેમ પોષ્યાં, ને મોટાં કર્યાં.

દીકરીનું નામ રાખ્યું કુબેરદત્તા!

દીકરાનું નામ રાખ્યું કુબેરદત્ત!

[ ૨ ]

**કાળનો** પ્રવાહ કેવો વેગવંત છે! આજ બાળક છે, એ કાલે જુવાન બની જાય છે.

કુબેરદત્ત ને કુબેરદત્તા જુવાન થયાં છે. બાગમાં ચંપો ખીલે, એમ યૌવન ખીલી ઊઠ્યું છે. બને વ્યવહારિયા વિચાર કરે છેઃ અરે, આવાં યોગ્ય બાળકોને બીજે ક્યાં વરાવવાં? આંખ આગળથી અળગાં શા માટે કરવાં? એ વ્યવહારિયા મિત્રોએ આખરે બહુ બહુ વિચાર કરીને અરસપરસ વેવાઈ બનવાનું નક્કી કર્યું!

ભારે ઠાઠમાઠથી લગ્ન લેવાયાં. કુબેરદત્ત, કુબેરદત્તાને વર્યો. સરખેસરખી જોડી મળી. સહુ સ્નેહીનાં મન હરખાયાં. વરવહુ સ્વર્ગનાં સુખ ભોગવે છે, સોનાની હીંડોળાખાટે હીંચકે છે, રૂપાના બાજોઠે જમે છે, સુગંધી પાન–તાંબૂલ ચાવે છે, ને રંગભરી પીચકારીઓ છાંટે છે.

રાતનો સમો છે. સુગંધી દીવા બળે છે. વરવહુ સોગઠાબાજી રમે છે! સોગઠાબાજી રમતાં રમતાં એકબીજાનાં સોગઠાં મારે છે. અચાનક કુબેરદત્તાની નજર પતિની આંગળીએ રહેલી વીંટી પર પડે છે. અરે, પોતાના જેવી જ નાગફણાવાળી વીંટી ક્યાંથી? કુબેરદત્તની નજર પત્નીની કોમળ આગળી પર રહેલી મુદ્રિકા પર પડે છે! ત્યાંય નાગફણાની વીંટી છે. બંનેને અચંબો થઈ રહે છે. બને એકબીજા સામે નીરખી રહે છે! અરે, જેમ એક સરખી મુદ્રિકાનો મેળ મળે છે, એમ મોં કાન–નાક સહુનો અણુસાર એક લાગે છે!

નક્કી, જનમના કોઈ ગુપ્ત ભેદ આપણી વચ્ચે પડ્યા હોવા જોઈએ! બને આખી રાત વિચાર કરતાં બેઠાં રહ્યાં. એક જ જાતની મુદ્રિકા, એક જ જાતની નાગફણા, એક જ સરખા ચહેરા–મહોરા! વહેલી સવારે બંને પોતપોતાનાં માબાપ પાસે પહોંચ્યાં — ભેદની વાત આગ્રહ ધરીને પૂછી!

બનેએ કહ્યું કે કરંડિયામાંથી કાઢ્યાં ત્યારથી નાગફણાની વીંટી તમારે હાથે હતી. અમે તો ફક્ત તમને જેમ નાનાથી મોટા કર્યાં એમ ફક્ત નાની વીંટીઓને મોટી કરાવી છે. આ પછી બને વ્યવહારિયાએ સાચી વાત કહી દીધી. સાચી વાત જાણી એટલે બન્નેના પસ્તાવાનો પાર ન રહ્યો.

ભાઈ કહે: 'અરે! મેં ભગિની સાથે ભોગ ભોગવ્યા!'

બહેન કહે : 'અરે, હું સગા ભાઈને વરી ? ભાઈને ભરથાર માની ભોગવ્યો ? મારાં પાપ કયે દિવસે છૂટશે ?'

કુબેરદત્તાએ અનુતાપ ને શોકમાં ઘર ત્યજ્યાં. તે તાપસીનો વેશ સજી તપ કરવા જંગલમાં ચાલી ગઈ. કરેલાં પાપ ધોવા ભયંકર એવું તપ આરંભ્યુ, ધ્યાન સેવવા માંડ્યુ, જ્ઞાન ઉપાર્જવા માંડ્યું.

પુરુષને પણ પોતાના પાપની શરમ લાગી. પણ સ્ત્રી જેવું એનુ હૈયું આર્દ્ર નહોતું. વાતને વીસરવા એ મથવા લાગ્યો પણ લોકનિંદા એનો પીછો પકડી બેઠી ! ઘેર ઘેર વાતો ચાલી, કે જમાનો તો જુઓ, ભાઈ–બહેન વર્યાં ! ભાઈ–બહેને ઘર સંસાર માંડ્યો ! ધિક્ હજો એ જીવને, જેણે બેનને વરીને બેન ભોગવી !

કુબેરદત્તને ચકલે–ચૌટે ચાલવું ભારે પડવા લાગ્યું. એક દહાડો લોકનિંદાથી કંટાળી ગામ છોડીને એ પણ ચાલી નીકળ્યો, અને દેશ ફરતો, પરદેશ ફરતો આવ્યો મથુરા નગરીમાં !

મથુરામાં ન કોઈ સગું છે, ન કોઈ વહાલું છે. રાતવાસો રહેવા માટે ગણિકાના આવાસ તરફ ચાલ્યો. જમનાના તીરે એક સુંદર આવાસ છે. નગરની પ્રખ્યાત ગણિકા ત્યાં રહે છે. કુબેરદત્ત માગ્યું તેટલુ સુવર્ણ આપીને એને ત્યાં રહ્યો. એક બીજાને એકબીજાનો સંગ ગોઠી ગયો. ન જાણે એક બીજાને પ્રેમની કેવી ગાંઠ બંધાણી કે એકબીજા વિના ઘડીભર સૂનાં રહેતાં નથી. ગણિકાએ એને સાચો ભરથાર માન્યો છે, કુબેરદત્તે પણ એને સાચી ભાર્યા લેખી છે. પૂર્વજન્મની પ્રીત !

વરસનાં અંતર મોટાં છે–પણ કહ્યુ છે ને કે જાળવે તેની નિત્ય જુવાની ! ગણિકા જુવાની જાળવાની કળામાં નિપુણ છે. કોઈ વાને ખામી આવવા દેતી નથી.

[ ૩ ]

**વનમાં** વસેલાં સાધ્વી કુબેરદત્તા ભારે તપસ્વી ને જ્ઞાની બન્યાં છે. એ ઉપદેશ આપતાં પૃથ્વીપટ પર વિચરી રહ્યાં છે. પોતે તર્યાં છે. અનેક તાર્યાં છે.

એક વાર એમને કુબેરદત્ત સાંભરે છે ! એની ભાળ કાઢે છે. ખબર પડે છે, કે એ તો મથુરા નગરીમાં વસે છે ! ગણિકાને ત્યાં રહે છે,

પવિત્ર સાધ્વી ભાઈનો ઉદ્ધાર કરવા મથુરા નગરીમાં આવે છે. પ્રભાતનો પહોર છે. કુબેરદત્ત બજારમાં એક બાળ હિંચોળનારી સ્ત્રીની શોધમા ફરે છે. એની વહાલી ગણિકા પત્નીને પ્રસૂતિ આવી છે. પુત્ર જન્મ્યો છે એ વહાલી પત્ની બે દિવસથી બિમાર છે. બાળકનુ લાલનપાલન કરનાર કોઈ બાઈની જરૂર છે.

સાધ્વીએ ભાઈને ઓળખ્યો, પણ ભાઈ બેનને પિછાણી શક્યો નહિ. એણે કહ્યુ. 'રે બાઈ ! તુ બાળકને હીંચોળવા માટે મજૂરીએ આવીશ ?'

'હા. ભાઈ !'

'શું મજૂરી લઈશ ?'

'મારું કામ જોઈને દામ આપજે ને ! કંઈ હાથી–ઘોડા નહિ માગું.'

કુબેરદત્તને આ સ્ત્રી સારી લાગી. એને કંઈ પણ ઠરાવ્યા વિના ઘેર તેડી ગયો. જઈને પોતાના બાળકને રાખવા માટે સોંપી દીધું. પેલી સ્ત્રી તો પેટના જણ્યાની જેમ એને રમાડવા

લાગી થોડી વારમાં રમતું રમતું બાળક ઊંઘમાં આવ્યું, એટલે પારણામાં પોઢાડીને એ હાલરડાં ગાવા લાગી! શું મધુર એનો કંઠ! શું સુંદર એનો સાદ! હાલરડું પણ કેવું વિચિત્ર! આવાં હાલરડાં કુબેરદત્ત કે એની પત્નીએ કદી સાંભળ્યાં નહોતાં.

મત રોવે તૂં મેરા ભ્રાત, હમ તુમ જનમે એક હી માત;
ઈહ નાતા તૂં **ભાઈ ભયા**, નિજ જનનીકા બેટા થયા. ૧.

દૂજા નાતા ગુરણી કહે, કહા પુત્ર તૂં રોતા રહે;
કુબેરદત્ત જુ મેરા ધની, ઈસ નાતે તુઝ **બેટા ગિની**. ૨.

તીજા નાતે **દેવર** જાન, મત રોવેં ચુપ રહો અયાન,
મેરે પતિકા તુ હૈ ભ્રાત, એ સબ બાત કહી વિખ્યાત. ૩.

ચોથે નાતે સુનો વિચાર, લગે **ભતીજા** તું નિરધાર;
મત રોવેં ભાઈ–સુત આજ, વિષિયા સુખમેં હોય અકાજ. ૪.

હે ચાચા મત રોવે આપ, માકા પતિ સો મેરે બાપ;
તિસકા તૂં હૈ ભાઈ સહી, પચમ નાતા **ચાચા** સહી. ૫.

હે પતિ! રોતા ચુપ રહો, **સૌક પુત્રકા** બેટા કહો,
એ ખટ નાતે પોંતા ભયા, એ નાતા બાલકસું થયા. ૬.

હાલરડું આગળ વધ્યું. બાળક તો ઘસઘસાટ ઊંઘે છે. પણ પેલી બાઈ તો નરમ સાદે ગાઈ રહી છે, હવે જાણે પુરુષને ઉદ્દેશીને એ કહી રહી છેઃ—

ખટ નાતા ભાઈ સોં કહે, **કુબેરદત્ત** ભ્રાત મુઝ રહે;
મુઝ–તુઝ માતા એકી ભ્રાત! તાતેં તૂં **ભાઈ** વિખ્યાત. ૭.

દૂજે નાતે તૂં હૈ **તાત**, મેરી માકા પતિ વિખ્યાત;
હે **દાદા** સુન મેરી બાત; પિતા હમારા તિસકા તાત. ૮.

તૂ તો હૈ મેરા **ભરતાર**, મે તો પરણી તેરા લાર;
હે બેટા સુન મેરી બાત, મૈરી સૌતિનકા હૈ જાત. ૯.

તૂં મેરા **સસરા** વિખ્યાત, નિજ દેવરકા તૂ હૈ તાત;
એ ષટ્ નાતા ગુરુણી કહી, કુબેરદત્તસું લાગી સહી. ૧૦.

અરે! વિચિત્ર છે આ બાઈ! ન જાણે કંઈ કઈ હાલરડામાં કહી રહી છે! હાલરડું આગળ વધ્યું. હવે જાણે પેલી વેશ્યાને ઉદ્દેશીને એ કહેતી લાગીઃ

ખટ નાતા વેશ્યાસું કહેં, તૂં તો મેરી માતા રહે;
મુઝે જની તાતેં તૂં **માત**, કુબેરદત્તા કહતી બાત. ૧૧.

દૂજે નાતે **દાદી** લગી, મેરે તાતકી માતા સગી;
તીજે નાતે **ભાભી** જાન, નિજ ભાઈકી બહુ નિદાન. ૧૨.

ચોથે નાતે મેરી **વહુ**, કુબેરદત્તા કહતી સહુ;
તું સૌતિન સુતકી ભારજા; તાતે **વહુ** કહી આરજા. ૧૩.

પાંચમે નાતે સાસુ કહી, મેરે પતિકી માતા સહી;
છઠ્ઠે નાતે સૌતિન લગી, મેરે પતિકી પતની સગી. ૧૪.

વેશ્યા આવીને બાઈને પૂછવા લાગી: 'તુ છે કોણ બાઈ? તારા અવાજમાં પુરાણા સ્નેહનું દર્દ કાં દીસે?'

'હું અઢાર નેહસંબંધવાળી સ્ત્રી છું,' કુબેરદત્તાએ કહ્યું.

'બાઈ! તારી વાતમાં હું કંઈ સમજતી નથી. તુ ભણેલી વિદ્વાન બાઈ લાગે છે. તારા હાલરડાંનો અર્થ મને કહે, અને તારો નેહસંબંધ સમજાવ.'

કુબેરદત્તા કહે: 'મેં હાલરડામાં પણ આ બાળક સાથેનો મારો નેહસબંધ બતાવતાં એ વાત કહી કે: હે બાળક! તુ મારો ભાઈ છે, પુત્ર છે, દિયર છે, ભત્રીજો છે, કાકો છે, પૌત્ર છે! માટે રડતો છાનો રહી સૂઈ જા!

'અને એથી પણ છાનો ન રહે તો સાભળ! તુ જેનો પુત્ર છે, તે પણ મારો ભાઈ છે, પિતા છે, પિતામહ છે, પતિ છે, પુત્ર છે, સસરો છે!

'અને તેથીય વધુ સંબધ તારે જાણવો હોય તો જાણી લેજે કે તુ જેના ગર્ભથી ઉત્પન્ન થયો છે, તે પણ મારી માતા, દાદીમા, ભોજાઈ, વહુ, સાસુ અને શોકય છે!'

'ગણિકા કહે. 'બાઈ! તુ કોણ છે?

'તારી પુત્રી!'

'અરે! વેશ્યાને વળી બાળ કેવાં?'

'તારે કોઈ પુત્ર કે પુત્રી હતાં?'

'હા હતાં, પણ એમને તો જન્મ્યાં એવાં જમનાના જળમાં વહેતાં મૂક્યાં હતાં!'

'એ જ અમે બે!'

'શું ત્યારે જેને પતિ માનીને રાખ્યો છે, એ જ મારો પુત્ર! અરેરે! કોઈ અધમમાં અધમ ગણિકા પણ ન આચરે એવુ પાપ મેં કર્યું! પુત્ર સાથે ભોગ!' ગણિકાને હજાર નાગ ડસ્યા હોય એવું દુ:ખ થઈ રહ્યું.

'મા! સંસારનો સાર તો એથીય ખરાબ છે. અમે ભાઈ–બેન પતિ–પત્ની બનીને રહ્યાં!'

'કુબેરદત્તા! તારી વાત થોભાવ!' કુબેરદત્ત દોડી આવી બેનના ચરણમાં પડયો.

કુબેરસેના બોલી: 'સમજી હુ તારું ગીત! પુત્રી! પાપના પડદા પહેલી મને તેં તારી! હવે મારો ઉદ્ધાર કર!'

'મા? ચાલો વનજંગલમાં જઈએ! તપ તપી પાપનાં પ્રાયશ્ચિત્ત કરી, દુખિયાઓની સેવા કરી, જીવનના શાપ હળવા કરીએ. નાના નેહસબધો છોડી વિશાળ નેહસંબધ બાધીએ મોહનાં માર્યાં, લોભના માર્યાં નેહ ન કરીએ! આપણું જીવન ઉજાળી, પરમાર્થના કાજ કરી, પાપના બધ છોડીએ. પરમાર્થ એ જ પાપ પખાળવાનો મોટો માર્ગ! મા, જો ને આ સંસાર કેટલો દુ:ખી છે!'

કુબેરદત્તાના વાકયે વાકયે ગણિકા કુબેરસેના અને કુબેરદત્તનાં મોહબધનો ઓગળી ગયાં. સસાર છોડીને એ અળગા થયા. ચિત્તવિશુદ્ધિ ને પરોપકારને પથે પળ્યાં. ભૂતકાળ જોનાર સંસારે એમને સદાકાળ નીચ કહી તિરસ્કાર્યાં, પણ એમણે કદી નેહસબધ ન તજ્યો!

[ તાજેતરમાં પ્રગટ થયેલ વાર્તાસગ્રહ સિહપુરુષ
(વીરધર્મની વાતો ભાગ ૪થા) માંથી ]

# સંસારી આત્મા

[ ભારતીય દર્શનકારોએ 'આત્મા' વિશે જે જે માન્યતાઓ રજૂ કરી છે, તેની સાથે જૈનો કયાં કયાં જુદા પડે છે તેની તલસ્પર્શી વિવેચના કરતો લેખ શ્રીયુત મોહનલાલ મહેતા, એમ. એ. શાસ્ત્રાચાર્યે 'જૈન ભારતી' સાપ્તાહિકના વર્ષ : ૧, અંક ૪માં 'જૈન દર્શનમેં તત્ત્વ—સંસારી આત્મા' એ શીર્ષકે હિંદીમા પ્રગટ થયો છે. એ લેખ ઉપયોગી હોવાથી એનો અનુવાદ અહીં આપીએ છીએ. સં૦ ]

શ્રી. વાદી દેવસૂરિએ સંસારી આત્માનું જે સ્વરૂપ બતાવ્યું છે તેમાં જૈન દર્શન સમ્મત આત્માનુ પૂર્ણરૂપ આવી જાય છે. અહીં એ સ્વરૂપને આધાર બનાવીને વિવેચન કરવામાં આવશે તે સ્વરૂપ આ પ્રકારે છેઃ—

'આત્મા પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી સિદ્ધ છે.' 'તે ચૈતન્ય સ્વરૂપ છે, પરિણામી છે, કર્તા છે, સાક્ષાત્ ભોક્તા છે, સ્વદેહ પરિમાણ છે, પ્રત્યેક શરીરમાં ભિન્ન છે, પૌદ્ગલિક કર્મોથી યુક્ત છે.'[1]

'આત્મા પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી સિદ્ધ છે.' આ કથનનુ તાત્પર્ય એ છે કે, ચાર્વાક આદિ જે લોકો આત્માનુ પૃથક્ અસ્તિત્વ માનતા નથી તેમણે તેની સ્વતંત્ર સત્તામાં વિશ્વાસ કરવો જોઈએ.

'તે ચૈતન્ય સ્વરૂપ છે'—આ લક્ષણ વૈશેષિક અને નૈયાયિક આદિ તે દાર્શનિકોને ઉત્તર આપવા માટે છે, જે ચૈતન્યને આત્માનો આગંતુક અને ઔપાધિક ગુણ માને છે. આત્મા સ્વરૂપથી ચેતન નથી. બુદ્ધિ આદિ ગુણોના સંબંધથી તેમા જ્ઞાન અથવા ચેતના ઉત્પન્ન થાય છે, જે રીતે અગ્નિના સંબંધથી ઘડામાંથી રક્તતા ઉત્પન્ન થાય છે એ જ પ્રકારે આત્મામાં ચેતના અથવા ગુણ ઉત્પન્ન થાય છે.[2]

જ્યાં સુધી આત્મામાં ચૈતન્ય ઉત્પન્ન થતું નથી ત્યાં સુધી તે જડ છે. જે લોકો આ રીતે ચૈતન્યની ઉત્પત્તિ માને છે. તેમની દૃષ્ટિએ આત્મા ચેતન નથી. તેઓ ચૈતન્યને આત્માનો આવશ્યક ગુણ માનતા નથી. ચૈતન્ય અથવા જ્ઞાન એક ભિન્ન તત્ત્વ છે અને આત્મા એક ભિન્ન પદાર્થ છે, બન્નેના સંબંધના કારણે અમે કહીએ છીએ કે આ આત્મા જ્ઞાનવાન્ છે. જે રીતે દંડના સંબંધથી પુરુષ દંડી કહેવાય છે. એ જ પ્રકારે જ્ઞાનના સંબંધથી આત્મા જ્ઞાનવાન્ કહેવાય છે. વાસ્તવમા જ્ઞાન અને આત્મા અત્યંત ભિન્ન છે.

ઉપર્યુક્ત માન્યતાનું ખંડન કરતાં એ કહેવામાં આવ્યું કે આત્મા ચૈતન્ય સ્વરૂપ છે. ચૈતન્ય આત્માનો આવશ્યક ગુણ છે, આગંતુક યા ઔપાધિક નથી. જો આત્મા અને જ્ઞાનને એકાંત ભિન્ન માનવામા આવે તો ચૈત્રનુ જ્ઞાન ચૈત્રના આત્માથી એટલું જ ભિન્ન છે, જેટલુ મૈત્રના આત્માથી. એ જ પ્રકારે મૈત્રનુ જ્ઞાન પણ મૈત્રના આત્માથી એટલું જ ભિન્ન છે જેટલું કે ચૈત્રના આત્માથી ચૈત્ર અને મૈત્ર બન્નેના જ્ઞાન બન્નેના આત્માઓ માટે એકસરખાં છે. આ સ્થિતિમા એનું શું કારણ છે કે ચૈત્રનું જ્ઞાન ચૈત્રના આત્મામા જ છે અને મૈત્રનુ

---

१ 'प्रमाता प्रत्यक्षादिप्रसिद्ध आत्मा।' 'चैतन्यस्वरूप परिणामी कर्ता साक्षाद्भोक्ता स्वदेहपरिमाण प्रतिक्षेत्रं भिन्न पौद्गलिकादृष्टवांश्चायम्।' —प्रमाणनयतत्त्वालोक ७, ५५, ५६

२. अग्निघटसयोगजरोहितादिगुणवत्। —शाङ्करभाष्य २, २, १८

જ્ઞાન મૈત્રના આત્મામાં ? બંને જ્ઞાન બંનેમાં સમાનરૂપે રહેવાં જોઈએ. વાસ્તવમાં ' તેનું જ્ઞાન ' અથવા ' આનું જ્ઞાન ', ' મારુ જ્ઞાન ' જેવી કોઈ વસ્તુ નથી બધા જ્ઞાન બધાને સમાનરૂપે ભિન્ન છે; કેમકે જ્ઞાન આત્માનો સ્વભાવ નથી, એ પાછળથી આત્મામા જોડાય છે.

આ મુશ્કેલીઓને દૂર કરવા માટે એ હેતુ આપવામા આવે છે કે જો કે જ્ઞાન અને આત્મા બિલકુલ ભિન્ન છે તો પણ જ્ઞાન આત્મા સાથે સમવાય સબંધથી સબદ્ધ છે. જે જ્ઞાન જે આત્મા સાથે સંબદ્ધ હોય છે તે જ્ઞાન તે જ આત્માનુ કહેવાય છે; બીજાનું નહિ. આ પ્રકારે સમવાય સબંધ આપણી બધી મુશ્કેલીઓ દૂર કરી દે છે. ચૈત્રનુ જ્ઞાન ચૈત્રના આત્માથી સંબદ્ધ છે, ન કે મૈત્રના આત્માથી. આ રીતે મૈત્રનું જ્ઞાન મૈત્રના આત્મા સાથે સમવાય સબંધથી જોડાયેલું હોય છે તે જ્ઞાન તે જ આત્માનુ જ્ઞાન કહેવાય છે.

નૈયાયિક અને વૈશેષિકોનો આ હેતુ ઠીક નથી સમવાય એક છે, નિત્ય છે અને વ્યાપક છે.[1] અમુક જ્ઞાનનો સંબંધ ચૈત્ર સાથે જ હોવો જોઈએ પણ મૈત્ર સાથે નહિ, એનો કોઈ સંતોષપ્રદ જવાબ નથી. જ્યારે સમવાય એક, નિત્ય અને વ્યાપક છે ત્યારે એમ કેમ કે અમુક જ્ઞાનનો સંબંધ અમુક આત્માની સાથે જ થાય અને બીજા આત્માઓની સાથે નહિ ? બીજી વાત એ છે કે, ન્યાય–વૈશેષિક દર્શનો મુજબ આત્મા પણ સર્વવ્યાપક છે એટલા માટે એક આત્માનું જ્ઞાન બધા આત્માઓમા રહેવુ જોઈએ. એ રીતે તો ચૈત્રનું જ્ઞાન મૈત્રમા પણ રહેશે.

કોઈ પણ રીતે એ માની લેવામાં પણ આવે કે સમવાય સબંધથી આત્માની સાથે સંબદ્ધ થાય છે ત્યારે પણ એક પ્રશ્ન બાકી રહી જાય છે, તે એ કે સમવાય કયા સબંધથી જ્ઞાન અને આત્માની સાથે સંબદ્ધ થાય છે ? જો એને માટે કોઈ બીજા સમવાયની આવશ્યકતા હોય તો અનવસ્થા દોષનો સામનો કરવો પડે છે, જો એ કહેવામાં આવે કે તે પોતાની મેળે જ જોડાઈ જાય છે તો પછી જ્ઞાન અને આત્મા પોતાની મેળે જ કેમ સંબદ્ધ થતા નથી ? એને માટે એક ત્રીજી ચીજની આવશ્યકતા કેમ રહે છે ?

નૈયાયિક અને વૈશેષિક એક બીજો હેતુ ઉપસ્થિત કરે છે. તેઓ કહે છે કે આત્મા અને જ્ઞાનમાં કર્તૃ–કરણ ભાવ છે, એટલા માટે બને ભિન્ન હોવા જોઈએ આત્મા કર્તા છે અને જ્ઞાન કરણ છે; આથી આત્મા અને જ્ઞાન એક નથી બની શકતા જૈન દાર્શનિકો કહે છે કે આ હેતુ ઠીક નથી. જ્ઞાન અને આત્માનો સંબંધ સામાન્ય કરણ અને કર્તાનો સબંધ નથી. 'દેવદત્ત દાતરડાથી કાપે છે.' અહી દાતરડુ એક બાહ્ય કરણ છે, જ્ઞાન એવા પ્રકારનું કરણ નથી. જે આત્માથી ભિન્ન હોય[2] જો દાતરડાની પેઠે જ્ઞાન પણ આત્માથી ભિન્ન સિદ્ધ થઈ જાય તો એમ કહી શકાય કે જ્ઞાન અને આત્મામા કરણ અને કર્તાનો સબંધ છે, અને જ્ઞાન આત્માથી ભિન્ન છે. અમે કહી શકીએ કે, દેવદત્ત નેત્ર અને દીપકથી જોઈ શકે છે. અહીં દેવદત્તથી દીપક જે રીતે ભિન્ન છે એ રીતે આંખો ભિન્ન નથી. જો કે દીપક અને નેત્ર બને કરણ છે, પરતુ બનેમા ઘણું અંતર છે. એ જ રીતે જ્ઞાન આત્માનું કરણ હોવ

1. ' समवायस्यैकत्वान्नित्यत्वाद् व्यापकत्वाच्च '।

2. करण द्विविध ज्ञेय बाह्यमाभ्यन्तर बुधैः।
यथा लुनाति दात्रेण मेरु गच्छति चेतसा ॥ —स्याद्वादमञ्जरी, पृ० ४२

છતા-પણ આત્માથી સર્વથા ભિન્ન નથી. તે આત્માનો સ્વભાવ છે એટલા જ માટે આત્માથી અભિન્ન છે,

અહીં એક શંકા થાય છે કે, જો આત્મા અને જ્ઞાન અભિન્ન છે તો તે બન્નેમાં કર્તૃ-કરણભાવ કેવી રીતે બની શકે? જે રીતે સર્પ પોતાને પોતાના શરીરથી લપેટે છે[1] એ જ પ્રકારે આત્મા પોતાનાથી જ પોતાની જાતને જાણે છે, તે જ આત્મા જાણનારો છે-કર્તા છે અને એ જ આત્માથી જાણે છે-કરણ છે. કર્તા અને કરણનો આ સંબંધ પર્યાયભેદથી છે આત્માના પર્યાયો જ કરણ બને છે. એ પર્યાયોને છોડીને બીજું કોઈ કરણ નથી બનતું એટલા માટે આત્મા ચૈતન્ય સ્વરૂપ છે

'આત્મા પરિણામી છે-' આ વિશેષણ તે લોકોના મતના ખંડન માટે છે જેઓ આત્માને ચૈતન્ય સ્વરૂપ માનવા છતા પણ એકાંતરૂપે નિત્ય શાશ્વત માને છે. તેઓ કહે છે કે આત્મા અપરિણામી છે-અપરિવર્તનશીલ છે. ઉદાહરણ માટે સાંખ્ય દર્શનને લઈએ. તે પુરુષને કૂટસ્થ નિત્ય માને છે. જે કંઈ પણ પરિવર્તન થાય છે તે પ્રકૃતિમાં થાય છે પુરુષ ન કદાપિ બંધાય છે અને ન કદી મુક્ત થાય છે. બંધન અને મુક્તિરૂપ જેટલાં પણ પરિણામ છે તે પ્રકૃતિને આશ્રિત છે, પુરુષને આશ્રિત નહી.[2] પુરુષ નિત્ય છે તેથી જન્મ, મરણ આદિ જેટલાં પણ પરિણામો છે તેનાથી તે ભિન્ન છે-અસ્પૃશ્ય છે. એટલા માટે પુરુષ અપરિણામી છે.

પરિણામવાદનું સમર્થન કરનાર જૈનદર્શન કહે છે કે જો પ્રકૃતિ જ બદ્ધ થાય છે અને પ્રકૃતિ જ મુક્ત થાય છે તો તે શું છે જેનાથી પ્રકૃતિ બંધાય છે અને જેના અભાવમા તેને મુક્તિ મળે છે? પ્રકૃતિ સિવાય કોઈ એવું તત્ત્વ નથી જેને સાંખ્યદર્શન માનતુ હોય, એટલા માટે પ્રકૃતિ કોઈ બીજા તત્ત્વથી તો બદ્ધ થઈ નથી શકતી. જો પ્રકૃતિ સ્વયં બદ્ધ થાય છે અને સ્વયં મુક્ત બને છે તો તો બંધન અને મુક્તિમા કોઈ અંતર નહિ થાય, કેમકે પ્રકૃતિ હમેશાં પ્રકૃતિ છે. તે જેવી છે તેવી જ રહેશે કેમકે એમા ભેદ કરનાર કોઈ અન્ય તત્ત્વ નથી. અખંડ તત્ત્વમાં પોતાની મેળે અવસ્થાભેદ નથી થઈ શકતો જો એમ માનવામાં આવે કે પુરુષ પ્રકૃતિના પરિવર્તનમાં કારણ છે તો પણ સમસ્યાનું સમાધાન થઈ શકતુ નથી. પુરુષ હમેશાં પ્રકૃતિની સમ્મુખ રહે છે. જો તે હમેશા એકરૂપ છે તો પ્રકૃતિ પણ એકરૂપ રહેશે જો તેમાં પરિવર્તન થાય છે તો પ્રકૃતિમાં પણ પરિવર્તન થશે. એમ નથી થઈ શકતું કે પુરુષ તો સદૈવ એકરૂપ રહે અને પ્રકૃતિમાં પરિવર્તન થતુ રહે, એ સમજમાં નથી આવતુ. જો પ્રકૃતિના પરિવર્તન માટે પુરુષમા પરિવર્તન માનવામા આવે તો જે બલાથી બચવા માટે પ્રકૃતિનું શરણ લેવુ પડ્યું તે જ બલા ગળામાં આવી પડી.

સાંખ્ય દર્શનની ધારણા અનુસાર સુખ-દુખ આદિ જેટલીયે માનસિક ક્રિયાઓ છે, તે બધી પ્રકૃતિના જ કારણે છે પુરુષનુ બુદ્ધિમા પ્રતિબિંબ પડે છે. આ પ્રતિબિંબના કારણે પુરુષ એ સમજે છે કે, સુખ-દુખ આદિ મારા ભાવો છે. આ ધારણા પણ પરિણામવાદની તરફ જાય છે. પુરુષ પોતાનું મૂળ સ્વરૂપ ભૂલી જઈ સુખ-દુખ આદિને પોતાનુ સમજવા લાગે છે એનો અર્થ એ થયો કે, એના મૂળરૂપમાં એક પ્રકારનું પરિવર્તન થઈ ગયુ. પોતાના

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૭૪ ]

૧ 'सर्प आत्मानमात्मना वेष्टयति' स्याद्वादमञ्जरी, पृ० ४२

२. तस्मान्न बध्यतेऽसौ न मुच्यते नापि संसरति कश्चित् ।
संसरति बध्यते मुच्यते च नानाश्रया प्रकृतिः ॥ —साङ्ख्यकारिका, ६२

# कविवर सुरचन्द्र विरचित
# 'पदैकविंशति' ग्रन्थ

लेखक—श्रीयुत अगरचंदजी, भंवरलालजी नाहटा

सतरहवीं शतीके जैन कवियोंमें वाचक सूरचन्द्र उल्लेखनीय विद्वान हो गये है। आप खरतरगच्छकी श्रीजिनभद्रसूरि परम्परामें वा. चारित्रोदयके शिष्य पाठक वीरकलशके शिष्य थे। वीस वर्ष पूर्व अपने 'युगप्रधान श्रीजिनचन्द्रसूरि' ग्रन्थमें सूरिजीके आज्ञानुवर्त्ती विद्वान मुनियोंका परिचय लिखते हुए आपका भी संक्षिप्त परिचय दिया गया था। 'जैन तत्त्वसार' मूल ग्रन्थ ही आपकी रचनाओंमेंसे तब तक प्रकाशित हुआ था। एवं बीकानेरके ज्ञानभंडारमें आपके रचित पंचतीर्थी श्लेषालंकार चित्रोंकी अपूर्ण प्रति प्राप्त थी। इन उभय ग्रन्थोसे ही आपकी विद्वत्ताका अच्छा परिचय मिल जाता है। वैसे फुटकर स्तवन स्तोत्रादि उपलब्ध है ही। भाषा कृतियोंमें 'श्रीजिनसिंहसूरि रास' और गद्यका 'चातुर्मासिक व्याख्यान' उल्लेखनीय है।

आपकी विद्वत्प्रतिभाको देखते हुए तभीसे यह आशा की थी कि और भी आपकी विद्वत्तापूर्ण बड़ी रचनाये मिलनी चाहिए। दो वर्ष पूर्व जोधपुरके श्रीकेशरियानाथजीके मन्दिर स्थित खरतरगच्छीय ज्ञानभंडारमें आपके रचित 'स्थूलिभद्र महाकाव्य'की अपूर्ण प्रति प्राप्त हुई थी जिसका परिचय 'जैन भारती' वर्ष १२, अंक ६ में प्रकाशित किया जा चुका है। इतः पूर्व जैन सिद्धान्त भास्कर वर्ष १७, अंक १ में 'कविवर सूरचन्द्र और उनके ग्रन्थ' शीर्षक लेखमें आपका परिचय दिया गया था। सतरहवीं शतीके श्रावक कवि ऋषभदासने महाकवि सूरचन्द्रका जो उल्लेख किया है, हमारे ख्यालसे वे ही होने चाहिए।

गत वर्ष आबूके संबन्धमें विचार विमर्श करनेके लिए राजस्थानके प्रधान मंत्री श्रीटीकाराम पालीवालके निमन्त्रणसे जयपुर जाता हुआ पुरातत्त्वाचार्य मुनिश्री जिनविजयजीसे राजस्थान पुरातत्त्वमन्दिरमें नवीन प्राप्त कतिपय वर्णनात्मक जैन भाषा ग्रन्थोंके सम्बन्धमें बातचीत होने पर उन्होंने अपने संग्रहमें भी ऐसे एक ग्रन्थ होनेकी सूचना दी तो मुझे उसे देखनेकी उत्सुकता बढी। प्रतिको निकलवाकर देखने पर बडा ही हर्ष हुआ क्योकि वह अद्यावधि सर्वथा अज्ञात कविवर सूरचन्द्रका रचित एक विशिष्ट ग्रन्थ था। विषयकी दृष्टिसे मौलिक होनेके साथ साथ उसमें अन्य भी कतिपय विशेषताएं है। जिनमेंसे प्रसंग प्रसंग पर दिये गये लोक भाषाके विविध वर्णन जो लगभग ३० की संख्यामें है, विशेष रूपसे उल्लेख योग्य है। मूल ग्रन्थ संस्कृत पद्यमें है और वर्णन लोकभाषा गद्यमें है, यह विशेषता अन्यत्र कहीं देखनेको नहीं मिलती। खेद है कि ग्रन्थकी प्रति ९८ पत्रोंकी होते हुए भी, अपूर्ण ही मिली है इसमें ग्रन्थके

नामानुसार २१ पदोंके विवेचनमेंसे १४ वें पदका विवेचन चल रहा है। अर्थात् ७ पदोंका विवेचन अभी और मिलना चाहिए। १३ पदोके विवेचनमें ६७ कथाएं आई है। इस हिसाबसे और वहुतसी कथाएं और वर्णन आगेके अंशमें होगा जो बहुत महत्त्वका होना चाहिए। अतः इस ग्रन्थकी कहीं किसी सज्जनको पूर्ण प्रति या अंतिम अंश उपलब्ध हो तो हमें सूचित करनेका अनुरोध करते हुए प्राप्त प्रतिका संक्षिप्त परिचय दिया जा रहा है—

इस ग्रन्थका नाम 'पदैकविंशति' रखना सकारण है क्योंकि इसमें २१ पदोका विवेचन किया गया है। मंगलाचरणके अनंतर कविने उन २१ पदोंका नाम एक श्लोकमें देकर बतलाया है। आदिके दो श्लोक यहां दिये जा रहे हैः—

चरणकमलयुग्मं वर्द्धमानस्य नत्वा भवभयपरिभेत्तुश्छेत्तुरंहो लतायाः।
विबुधभविकबुद्ध्यै दर्शयिष्ये स्वज्ञव्यै, स्वपरसमयविज्ञातापदेशप्रपंचः ॥१॥

शुद्धोर्हद्गुरुधर्म्म आर्हतमते, पंचप्रकारे यमे,
क्षान्तौ मार्दवआर्जवे शुचि पुनर्दाने च शीले तथा,
सद्भावे तपसि सहोपकरणे सज्ज्ञानसम्यक्क्रिया—
भ्यासेऽन्यत्र शुभे च निर्वृतिकृते संतो रतिं कुर्वताम् ॥२॥ **द्वारवृत्तमिदम्** ॥

उपर्युक्त गुणोंका विवेचन करते हुए दृष्टान्तरूपमें अनेक कथाएं दी गयी है। ये कथाएं कितनी ही शास्त्र, पुरान, कुराण और इतिहाससे संबन्धित है। ग्रन्थके प्राप्त अंशकी कथा-सूची यहा दी जा रही है।

१ जिनराजपूजाविषये—१ देवपालभूपाल संबन्ध, २ कुमारपालभूपाल संबन्ध, ३ दुर्गता दृष्टान्त, ४ अंबिका सम्बन्ध, ५ कुंतला दृष्टान्त.

२ शुद्धगुरुपदविषये—१ नागार्जुन कथा, २ जगडू साधु उदाहरण, ३ श्रीकर्णदेव मयणिल्ल कथा ४ सिद्धसेनसूरि कथानक, ५ धनदत्त दृष्टान्त ६ रत्नद्वीपराज दृष्टान्त.

३ शुद्धधर्मपदविषये—१ राज्ञां मोचिततस्करकथा, २ धर्मराज संबन्ध, ३ कपोत मिथुन दृष्टान्त, ४ वज्रायुद्धराजकथा, ५ (पौराणिक) अणी मांडव्य दृष्टान्त, ६ मातापुत्रयो-र्दृष्टान्त, ७ हरिबल मात्स्यिक सम्बन्ध.

४ सम्यक्त्व विषये—१ धनपाल पंडित सम्बन्ध. २ कुलानंद श्रेष्ठि कथा. ३ जिनदास श्रावक सम्बन्ध. ४ कण्ठेश्वरी देवी सम्बन्ध. ५ नरवर्म राजकथा. ६ सुलसा सम्बन्ध. ७ श्रेणिक महाराज सम्बन्ध।

५ अहिंसापदविषये—१ कुंभकारभूपति सम्बन्ध. २ संग्राम सोनी सम्बन्ध. ३ दामनक दृष्टान्त.

६ मृषावादविषये—१ द्रौपदी गोत्रसत्य पंचक कथा. २ सागराग्निशिख कथा. ३ कौशिक तापस दृष्टान्त.

७ अस्तेयपदविषये—१ शीलदेव सम्बन्ध. धर्मबुद्धि कुबुद्धि दृष्टान्त. ३ गर्गर्षि कथानक. ४ सुदत्तश्रेष्ठि सम्बन्ध. ५ रांका बांका संबन्ध.

८ मैथुनविरमणव्रते—१ धर्मदत्त कथानक. २ श्रीपति कथा. ३ सीता संबन्ध. ४ सुंदरी पतिव्रता कथा. ५ श्रेष्ठि कुबेरदत्त कथा. ६ कालिका चरित.

९ परिग्रहपरिमाणव्रते—१ केशव काष्ठहारक कथा. २ शिवदत्त सोमदत्त कथा. ३ मींया सिलेमा बीबी फत्तू उदाहरण. ४ आम्रकार्पटिक दृष्टान्त.

१० क्षान्तिपदविषये—१–२ राम-लक्ष्मण कथा. ३ श्रीकृष्णसंबन्ध. ४ कालवैस्यिक. ५ अग्निशर्मा दृष्टान्त. ६ ग्राममहत्तर चोर सेनानी संबन्ध. ८ मुनिका दृष्टान्त. ७ विक्रमनृप दृष्टान्त.

११ मार्दवपदे—१ पांडव दृष्टान्त. २ विक्रमादित्य संबन्ध. ३ रामचंद्र मान त्याग वि. विक्रमादित्य संबन्ध. ४ रामचंद्र कथा. ५ विक्रमादित्य संबन्ध.

१२ आर्जव पदे—१ साध्वी वीरमती दृष्टान्त. २ रुक्मिणी दृष्टान्त. ३ लक्ष्मणार्या संबन्ध. ४ पांडुरार्या संबन्ध.

१३ लोक विषये—चक्रकान्त वणिक कथा. २ कुट्टिनी. ३ शंकल श्रेष्ठि कथा. ४ सगर श्रेष्ठि कथा. ५ वल्मीक भेदि वणिक कथा.

उपर्युक्त कथासूचीसे ग्रन्थकारकी गुणग्राहकता और विशाल अध्ययनका परिचय मिलता है। इनमेंसे कई कथाएं तो पूर्ववर्ती जैन ग्रन्थोंसे ली गई हैं, कई लोककथाओंके रूपमें प्रचलित हैं। जीवदया पर अणीमाण्डव्यका दृष्टान्त ग्रन्थकारने पौराणिक बतलाया है, जिसे महाभारतके आदि पर्वसे उद्धृत करनेका उल्लेख कथाके ४४वें श्लोकमें पाया जाता है। कपोत-मिथुन दृष्टान्तको भी ग्रन्थकारने पौराणिक कहा है। इसी प्रकार परिग्रह संतोष पर मींया सिलेमा बीबीफत्तूका उदाहरण कुरानशरीफसे लिया गया है। सग्रामसिंह, जगडूशाह, कुमारपाल, कर्णदेव मीनलदेवी, धनपाल, राकाबांका, सिद्धसेन, विक्रम आदि कथाएं ऐतिहासिक हैं।

ग्रन्थमें कहीं कहीं पर प्राचीन व प्रसिद्ध दोहे भी उद्धृत किये गये है। निम्नोक्त गद्य

वर्णनोंमेंसे कई कई तो पर्याप्त विस्तृत और सौष्ठवपूर्ण है। वस्त्र, भोजन, अलंकार, वाजित्र, और भौगोलिक नामसूची भारतीय प्राचीन संस्कृतिके कितने ही अज्ञात और महत्त्वपूर्ण बातों पर प्रकाश डालती है। समस्त तुकान्त वर्णनात्मक गद्यांगकी सूची इस प्रकार है:—

मेघवर्णन, नृपगुणवर्णन, वाणी, श्रावकगुणवर्णन, राजवर्णन, दुष्कालवर्णन, महाजन-विरुद, मंत्रीवर्णन, उज्जैनवर्णन, गजवर्णन, अश्ववर्णन, चोरवर्णन, वनवर्णन, दुष्टस्त्रीवर्णन, शीतकालवर्णन, देशनाम, समवसरण, अटवी, युद्ध, धर्म, लक्ष्मीवंत, निर्धन, शीलवर्णन, रावण-वर्णन, वस्त्रनाम, वाजित्रनाम, उष्णकालवर्णन, वस्त्रालंकारवर्णन।

ये वर्णन संवत् १४७८में रचित माणिक्यचन्द्रसूरि कृत 'पृथ्वीचंद्रचरित' अपर नाम वाग्विलासका स्मरण दिलाते है। ये सभी वर्णन सूरचन्दजीके स्वयं रचित नहीं प्रतीत होते। क्योंकि हमे ऐसे वर्णनोंके कोशरूप पांच स्वतंत्र ग्रन्थ उपलब्ध हुए है जिनमें आये हुए वर्णन इस ग्रन्थमें सामान्य हेरफेरके साथ उद्धृत है। कई वर्णन उनके रचित अवश्य होगे।

ग्रन्थ रचनाकाल—प्रतिके अपूर्ण प्राप्त होनेसे ग्रन्थका रचनाकाल ठीक नहीं बतलाया जा सकता। फिर भी इस ग्रन्थमें प्रसंगवश विशेष जाननेके लिए स्व रचित जैन तत्त्वसारको देखनेका उल्लेख किया है, जैन तत्त्वसारकी रचना संवत् १६७९ आश्विन शुक्ला १५ बुधवार को अमरसरमें हुई है। अतः इस ग्रन्थका रचना समय इसके पीछेका ही सिद्ध होता है। प्रत्येक पदोंके विवेचनकी समाप्ति–पुष्पिका दी है, जिसमें कहीं कहीं अपने गुरुभ्राता पद्मवल्लभ द्वारा इस ग्रन्थ रचनामें साहाय्य मिलनेका लिखा है। इन्हीं पद्मवल्लभजीकी सहायताका उल्लेख जैनतत्त्वसारमें भी किया है। जैन तत्त्वसार ४१०० श्लोकोकी टीकाके साथ हालहीमें पुनः प्रकाशित हुआ है।

प्रति परिचय—प्राप्त प्रति समकालीन और शुद्ध है। हांसियेमें अनेक स्थानों पर शब्दोंके अर्थ और टिप्पण भी दिये है प्राप्त पत्रोंकी संख्या ९८ और प्रति पृष्ठमें पंक्ति और प्रति पंक्तिमें अक्षर है।

संयोगकी बात है, कवि सूरचंदकी तीनो महत्त्वपूर्ण रचनाओंकी एक एक प्रति ही और वह भी अपूर्ण प्राप्त है। अत पंचतीर्थी श्लेषालंकार स्तव, स्थूलिभद्र गुणमाला चरित (१५ सर्गतक प्राप्त) और प्रस्तुत ग्रन्थकी भी पूर्ण प्रतियोका पता लगाना परमावश्यक है। कविके प्राप्त ग्रन्थोका रचना समय सं. १६५९ से १६९४ तक है। इन ३५ वर्षोंमें अवश्य ही और बहुतसे ग्रन्थ रचे होगे जो अन्वेषणीय है।

# નંદીની આદ્ય પદ્યત્રિપુટી

લેખક:—પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

**જૈન આગમોના** સામાન્ય રીતે નીચે મુજબ વર્ગ સૂચવાય છે. (૧) અંગ, (૨) ઉપંગ, (૩) છેય, (૪) મૂલ, (૫) પઇણ્ણગ અને (૬) ચૂલિયા.

'ચૂલિયા' એ અર્થમાં 'ચૂલિયા-સુત્ત' (સં. ચૂલિકા સૂત્ર)નો પણ પ્રયોગ કરાય છે. 'ચૂલિયા-સુત્ત' તરીકે બે આગમો ગણાવાય છે (૧) **નંદી** અને (૨) **અણુઓગદ્દાર.** આ પૈકી **નંદી**ને સામાન્ય જનતા 'નંદીસૂત્ર' કહે છે. એના પ્રણેતા તે દૂષ્યગણિના શિષ્ય દેવ- વાચક છે. એમણે આ આગમ (સુત્ત ૪૨)માં જે અજૈન કૃતિઓ ગણાવી છે એ વિચારતાં આ **નંદી**ની રચના વહેલામાં વહેલી ઈ. સ.ની ત્રીજી સદીમાં અને મોડામાં મોડી ઈ. સ.ની પાંચમી સદીમાં થયાનું અનુમનાય છે આ મહત્ત્વના આગમનો પ્રારંભ નિમ્નલિખિત ત્રણ પદ્યોથી થાય છે.—

"जयइ जगजीवजोणीवियाणओ जगगुरू जगाणंदो ।
जगणाहो जगबंधू जयइ जगप्पियामहो भयवं ॥ १ ॥"[1]

जयइ सुआणं पभवो तित्थयराणं अपच्छिमो जयइ ।
जयइ गुरू लोगाणं जयइ महप्पा महावीरो ॥ २ ॥[2]

भद्दं सव्वजगुज्जोयगस्स भद्दं जिणस्स वीरस्स ।
भद्दं सुरासुरनमंसियस्य भद्दं धुयरयस्स ॥ ३ ॥"[3]

આ ત્રણ પદ્યોનો મેં અહીં 'આદ્ય પદ્યત્રિપુટી' તરીકે નિર્દેશ કર્યો છે. એ ત્રણ પદ્યો અનેક પાઇય કૃતિઓની જેમ 'આર્યા'[4] છંદમાં રચાયેલાં છે.

---

૧ મલયગિરિસૂરિકૃત વૃત્તિસહિત જે 'નંદીસૂત્ર' છપાયું છે તેમાં પત્ર ૨ આ ઉપર આ ગાથા છે.

૨ આ ગાથા પત્ર ૧૫ મા છે.

૩ આ ગાથા પત્ર ૨૩ મા છે.

૪ આ 'આર્યા' છંદ કેમ ગવાય એ બાબત 'બિબ્લિઓથેકા ઈન્ડિકા'માં ઈ. સ. ૧૯૦૦ માં પ્રકાશિત **પ્રાકૃત પૈંગલ**ના પ્રથમ પરિચ્છેદના નિમ્નલિખિત ૬૨ મા પદ્યમાં દર્શાવાઇ છે.—

"पढमं च्ची हंसपअं, बीए सिंहस्स विक्कमं जाआ ।
तीए गअव(व)रलुलिअं, अहिव(व)लुलिय चउत्थए गाहा ॥ ६२ ॥

અર્થાત્ ગાહાનું એટલે કે આર્યાનું પ્રથમ ચરણ હંસની ગતિ પ્રમાણે જ એટલે કે ધીમેથી ઉચ્ચારવું, બીજું ચરણ સિંહના શૌર્યને સૂચવનારી એની ગર્જનાની પેઠે મોટેથી ઊંચે સ્વરે ઉચ્ચારવું અને ત્રીજું ચરણ ઉત્તમ હાથીની ચાલની જેમ લલકારવું-લલિતપણે ઉચ્ચારવું અને ચોથું ચરણ ઉત્તમ સર્પની ગતિની પેઠે ડોલનપૂર્વક ઉચ્ચારવું.

**કેદારભટ્ટકૃત વૃત્તરત્નાકર** ઉપર **નારાયણ ભટ્ટે** જે ટીકા રચી છે એમાં પણ આ બાબત ઉપર મુજબ દર્શાવાઈ છે.

**મહત્ત્વ**—પ્રસ્તુત પદ્યત્રિપુટીમાં પુષ્કળ ભાવ ભરેલો છે એ વાત આ ત્રણ પદ્યોને અંગે મલયગિરિસૂરિએ જે વિવરણ કર્યું છે તે જોતા સહેજે જણાય છે. આ સૂરિવરે **નંદી**ની વૃત્તિમા આ ત્રણ પદ્યોના વિવરણ માટે ૪૨ પત્રમાં લખાણ રજૂ કર્યું છે. પ્રથમ પદ્યનુ વિવરણ પત્ર ૨ આ–પત્ર ૧૫ આ સુધીનો ભાગ રોકે છે. એવી રીતે બીજા પદ્યનુ વિવરણ પત્ર ૧૫ આથી શરૂ થઈ પત્ર ૨૩ આ ઉપર પૂરુ થાય છે. ત્રીજા પદ્યનુ વિવરણ પત્ર ૨૩ આથી પત્ર ૪૨ આ સુધી ચાલે છે. આમ આ પદ્યત્રિપુટીનુ વિસ્તૃત વિવરણ વિવિધ દાર્શનિક ચર્ચાઓથી ઓતપ્રોત છે. એમા જે દાર્શનિક સાક્ષી–પાઠો અપાયા છે.[૫] તેનાં મૂળ સ્થળોને લગતો લેખ 'આત્માનંદ પ્રકાશ' (પુ ૫૬) ના અં. [૬] ૫–૮ મા એમ ચાર કટકે છપાયો છે.

**પાઠાંતર**—**નંદી** ઉપર સમભાવભાવી હરિભદ્રસૂરિની ટીકા છે. અને એમની પૂર્વે થઈ ગયેલા જિનદાસગણિ મહત્તરની ચુણ્ણિ (ચૂર્ણિ) પણ છે. પરંતુ એ બેમાંથી એકેમાં દાર્શનિક ઊહાપોહ નથી, બાકી શબ્દાર્થ સમજવા માટે—પદ્યનો ભાવાર્થ જાણવા માટે તો આ બને સાધનો પરિપૂર્ણ છે. વિશેષમા ચુણ્ણિના બીજા પત્રમા તો પ્રથમ પદ્યના ઉત્તરાર્ધને અંગે નીચે મુજબના પાઠાંતરની નોંધ છે.—

"जिणवसयो सललियवसभविक्कमगती महावीरो"

ઉપર્યુક્ત પદ્યત્રિપુટીનો પદ્યાર્થ હું આપુ તે પૂર્વે કેટલાક શબ્દ અને શબ્દ–ગુચ્છના અર્થ હું આપુ છું

**जयइ** આનો અર્થ વિજયવંતા વર્તે છે, વિજયી છે એમ છે. અહીં વિજયથી શ્રોત્રેન્દ્રિયાદિના વિષયો, કષાયો, પરીષહો, ઉપસર્ગો, ઘાતિ–કર્મ અઘાતિ–કર્મો તેમજ પર–વાદીઓ ઉપરનો વિજય સમજવાનો છે.

**जगजीवजोणीवियाणओ** આનો એક અર્થ એ છે કે જગતમાં રહેલા જીવોનાં ઉત્પત્તિ સ્થાનોને વિશેષે કરીને જાણનાર. બીજો અર્થ એ છે કે (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ અને પુદ્‌ગલરૂપ અચેતન) જગતને, (સર્વે) જીવોને તેમજ (જીવો અને અજીવ પદાર્થોના) ઉત્પત્તિ સ્થાનોને જાણનાર. કયો પદાર્થ કયાં ઉત્પન્ન થશે, કયાં નાશ પામશે, અને કયાં ટકી રહેશે એનો વિશિષ્ટ બોધ ધરાવનાર, સચિત્તાદિ યોનિઓ અથવા ૮૪ લાખ યોનિઓના જાણકાર તેમજ કયા કર્મને લઈને કઈ યોનિમા જીવ ઉત્પન્ન થશે એ જાણનાર એમ અહી 'જાણનાર'નો અર્થ વ્યાપકપણે સમજવાનો છે. આથી સર્વ ભાવને સર્વ પ્રકારે જાણનાર કેવલજ્ઞાની યાને સર્વજ્ઞ એ અર્થ સમજવાનો છે, આમ અહીં કેવલજ્ઞાનના પ્રતિપાદનથી [૭]સ્વાર્થ–સંપત્તિ કહી છે.

---

૫ આનુ નામ એના લેખક મુનિ શ્રીજંબૂવિજયજીએ 'શ્રી નંદીસૂત્રમલયગિરિયા વૃત્તિમાં આવતા સાક્ષિપાઠોના મૂલસ્થાનો' એમ ગણ્યુ છે.

૬ જુઓ અનુક્રમે પૃ. ૮૮–૯૧, ૧૧૨–૧૧૬, ૧૩૬–૧૪૧ ને ૧૫૯–૧૬૩

૭ સ્તુતિના બે પ્રકાર છે (અ) પ્રમાણરૂપ અને (આ) અસાધારણ ગુણોના કીર્તનરૂપ પહેલી પ્રણામરૂપ સ્તુતિ સામર્થ્યથી જણાય છે બીજા પ્રકારની સ્તુતિના બે ભેદ છે (અ) સ્વાર્થ સંપત્તિ જણાવનારી અને (આ) પરાર્થ સંપત્તિ જણાવનારી. તેમા સ્વાર્થથી યુક્ત જન પરાર્થ માટે સમર્થ બને છે આથી અહી સ્વાર્થ–સંપત્તિ પ્રથમ કહી છે.

**जगगुरू** આનો અર્થ 'જગતના ગુરુ' એમ થાય છે, જે પદાર્થ જેવો છે તે પ્રકારે શિષ્યોને તેનું પ્રતિપાદન કરનાર હોવાથી 'જગદ્‌ગુરુ' કહ્યા છે. અન્ય રીતે વિચારીએ તો 'જગત્'થી સર્વ જીવો સમજવાના છે. એમને ભગવાન શાસ્ત્રનો અર્થ કહે છે-તિર્યંચ, મનુષ્ય અને દેવની પર્ષદામાં ધર્મ કહે છે—જે (વ્યક્તિ) જે પૂછે તેનો ઉત્તર આપે છે. આ અપેક્ષાએ એઓ 'જગદ્‌ગુરુ' છે, અને આ એમની પરોપકારિતા પ્રદર્શિત કરે છે આ પણ 'સ્વાર્થ—સંપત્તિ' દ્યોતન કરે છે.

**जगानंदो** આનો અર્થ જગતને આનંદ (કારી) એમ છે. અહીં 'જગત્' શબ્દથી સંજ્ઞી પંચેન્દ્રિય જીવો સમજવા. એમને તીર્થંકરની અમૃતમય મૂર્તિના દર્શનથી અને મુક્તિરૂપ અભ્યુદયને પ્રાપ્ત કરાવનારા એમના ધાર્મિક ઉપદેશથી આનંદ થાય તેમ છે. આમ આ લોકમાં અને પરલોકમાં તીર્થંકર સંજ્ઞી પંચેન્દ્રિયોને ભવ્ય જનોને પ્રમોદના કારણરૂપ હોવાથી એમણે 'જગાણંદો' કહ્યા છે. આ દ્વારા 'પરાર્થ—સંપત્તિ' કહી છે. ચૂર્ણિકારના કથન મુજબ કોઈ પણ જીવને હાનિ ન થાય એવો ઉપદેશ આપનાર હોવાથી આનંદકારી છે. આ દ્વારા હિતની ઉપદેશકતા દર્શાવાઈ છે.

**जगणाहो** આનો અર્થ જગતના નાથ એમ છે. અન્ય દ્વારા જીવોને થતા પરિભવથી એમનું રક્ષણ કરનાર—મન, વચન અને કાયાથી કૃત, કારિત અને અનુમત એમ ત્રણ પ્રકારે જીવને સંકટમાંથી બચાવનાર હોવાથી 'જગન્નાથ' કહ્યા છે.

જે પદાર્થ જેવો છે તેવો જ તેને કહી ખોટી પ્રરૂપણારૂપ અપાયથી જીવોનું રક્ષણ કરનાર હોવાથી 'જગન્નાથ' એ બિરુદ સાર્થક કરે છે. 'નાથ' એટલે યોગ અને ક્ષેમના કરનાર. 'જગણાહો' દ્વારા પણ 'પરાર્થ—સંપત્તિ' કહી છે. વળી તીર્થંકર એ જગતના નાથ છે એટલે સર્વે જીવો 'સનાથ' ગણાય—કોઈ 'અનાથ ગણાય નહિ.

**जगबंधू** આનો અર્થ 'જગતના બંધુ' એમ થાય છે. અહિંસાત્મક ઉપદેશ આપી સુખ પ્રાપ્ત કરાવનાર હોવાથી આ વિશેષણ ઘટે છે. જે પોતાને કે અન્યને આપત્તિ આવી પડતાં એ અન્યનો ત્યાગ ન કરે તે 'બંધુ' કહેવાય. ભગવાન પરીષહો અને ઉપસર્ગોથી પીડાવા છતાં અન્ય જીવોને વિષે બંધુભાવ કાયમ રાખે કે એથી એમને જગબંધૂ' કહ્યા છે, આ દ્વારા પણ 'પરાર્થ—સંપત્તિ'નો ઉલ્લેખ કરાયો છે.

**जगप्पियामहो**. આનો અર્થ જગતના પિતામહ અર્થાત્ દાદા. એમ થાય છે. અહિંસાદિ લક્ષણથી યુક્ત ધર્મ એ સર્વ જીવોનું રક્ષણ કરે છે. માટે એ ધર્મ પિતાતુલ્ય છે. ધર્મ જીવોને દુર્ગતિમાં જતા બચાવે છે અને સદ્‌ગતિ અપાવે છે —શુભસ્થાનમાં સ્થાપે છે. આવા ઉત્તમ ધર્મના પ્રરૂપક ભગવાન છે. એથી એઓ 'જગતના પિતામહ' કહેવાય. આ વચન દ્વારા ધર્મને ઉદ્દેશીને આદિપુરુષતા દર્શાવાઈ છે. આ દ્વારા પણ 'પરાર્થસંપત્તિ' કહેવાઈ છે. **भयवं**. આનો અર્થ ભગવાન્ અર્થાત્ ભગથી યુક્ત એમ છે. 'ભગ' સમગ્ર ઐશ્વર્ય, રૂપ, યશ, લક્ષ્મી, ધર્મ અને પ્રયત્ન એ છ અર્થનું સૂચન કરે છે.[૮]

---

૮ આ છ અર્થ, 'નમુત્થુણં' માંના 'ભગવંતાણં' પદ પછીનાં એટલે કે 'આઈગરાણં' થી માંડીને 'મોઅગાણં' સુધીનાં પદોમાં કેવી રીતે ચરિતાર્થ થાય છે એ વાત મને આગમોદ્ધારકે સમજાવી હતી ત્યારબાદ કાલાંતરે એમણે મારી વિજ્ઞપ્તિ અનુસાર એ વિષય એમના શિષ્યરત્ન શ્રી ચન્દ્રસાગરસૂરિજીને સમજાવી, એ ઉપરથી એ બાબત 'સિદ્ધચક્ર' (વર્ષ ૧૫, અં. ૨-૩)માં 'ભગવંતાણંનું રહસ્ય' એ શીર્ષકપૂર્વક અપાઈ છે એટલે આ વિષય હું અહીં ચર્ચતો નથી.

'ભગવાન્' એમ કહીને 'સ્વાર્થ-સંપત્તિ' તેમજ 'પરાર્થ-સંપત્તિ' એમ ઉભય-સંપત્તિનુ કથન કરાયુ છે, કેમકે ઐશ્વર્યાદિ એ પોતાને તેમજ પરને ઉપકારી છે.

'जयइ' આ ક્રિયાપદ ફરીથી વપરાયું છે તેથી કંઈ વાંધો આવતો નથી. કેમકે સ્વાધ્યાય, ધ્યાન, તપ, ઔષધ, ઉપદેશ, સ્તુતિ, પ્રયાણ અને સંતોના ગુણોના કીર્તનમાં, પુનરુક્તિ કંઈ દોષને પાત્ર ગણાતી નથી.

**પાઠાંતર વિચાર**—તીર્થંકર એ જ વૃષભ છે, કેમકે એઓ સંયમનો ભાર વહન કરે છે. સુભાવપૂર્વક–ઉપયોગ પૂર્વકનુ ચલન 'લલિત' કહેવાય છે. ડાબા અને જમણા પગનો અથવા આગલા અને પાછલા પગનો ક્રમપૂર્વકનો ઉપાડ તે 'વિક્રમ' છે. દ્વિપદને અંગે તો એક જ પગનો ઉપાડ વિક્રમ છે.

**અન્ય વ્યાખ્યા**—હરિભદ્રસૂરિકૃત ટીકા (પત્ર ૫) માં કહ્યુ છે કે કેટલાક વિદ્વાનો આ પ્રથમ પદ્યરૂપ સ્તુતિની જુદી રીતે વ્યાખ્યા કરે છે તો ત્યાં પણ પુનરુક્તિનો સૂક્ષ્મ બુદ્ધિ-ઓએ વિચાર કરવો ઘટે. આ અન્ય વ્યાખ્યા શી છે તે જાણવું બાકી રહે છે.

પ્રથમ પદ્ય દ્વારા જે સ્તુતિ કરાઈ છે તેથી તીર્થંકરોને અંગે આદિ કે અંત નથી એ દર્શાવાયુ છે, અર્થાત્ અત્યાર સુધીમા અનંત તીર્થંકરો થઈ ગયા છે એ વાત સૂચવાઈ છે.

પ્રથમ પદ્ય દ્વારા સામાન્ય નમસ્કાર કરી આસન્ન ઉપકારી અને વર્તમાન શાસનના અધિપતિ શ્રમણ ભગવાન મહાવીરસ્વામીની સ્તુતિ કરાઈ છે એ આપણે હવે વિચારીશું.

**सुयाणं पभवो** એટલે **આચાર** વગેરે શ્રુતોના–સકળ શાસ્ત્રોના ઉત્પત્તિસ્થાન રૂપ એ **આચાર** વગેરેનો અર્થ મહાવીર સ્વામીએ કહ્યો છે એથી એમનો આ રીતે નિર્દેશ કરાયો છે.

**अपच्छिमो** એટલે અપશ્ચિમ. 'પશ્ચિમ' શબ્દ સારો ન ગણાય એથી 'અપશ્ચિમ' એવો પ્રસંગ કરાયો છે અથવા પશ્ચાનુપર્વી પ્રમાણે મહાવીરસ્વામી અપશ્ચિમ છે એટલે કે પહેલા છે અને ઋષભદેવ પશ્ચિમ છે–છેલ્લા છે. અથવા જેમના પછી આ અવસર્પિણી કાળમા અહી ભરતક્ષેત્રમા અન્ય તીર્થંકર થયા નથી અને થનાર નથી એવા આ મહાવીર-સ્વામી છે એટલે એ દૃષ્ટિએ એઓ 'અપશ્ચિમ' છે.

**આચાર** વગેરેનો અર્થ તો ઋષભદેવ વગેરે તીર્થંકરોએ પણ કહ્યો છે. એમનાથી મહાવીરસ્વામીની ભિન્નતા દર્શાવવા માટે 'તીર્થંકરોમાં અપશ્ચિમ' એમ કહ્યું છે.

**गुरू लोगाणं** આનો અર્થ લોકોના ગુરુ એવો થાય છે. 'લોક'થી સામાન્ય સંજ્ઞા જીવો અથવા સમ્યગ્દર્શનાદિથી વિભૂષિત સંયત જનો સમજવાના છે. આ લોકોને શાસ્ત્રનો બોધ મહાવીરસ્વામીથી થાય છે. એ અપેક્ષાએ એઓ એમના 'ગુરુ' છે–એમને એઓ 'પૂજ્ય' છે.

**महप्पो** એટલે મહાત્મા અર્થાત્ અચિંત્ય શક્તિરૂપ સ્વભાવવાળા મહાવીરસ્વામી મહાત્મા છે, કેમકે એમનામાં અકર્મવીર્યરૂપ સામર્થ્ય છે અને એમનામાં સર્વજ્ઞતાદિ વિશિષ્ટ લબ્ધિરૂપ સામર્થ્ય છે. એઓ અનંતજ્ઞાનરૂપ શક્તિથી વિભૂષિત છે.

**महावीरो** એટલે મહાવીર. કષાયાદિ ઉપર એમણે પૂરેપૂરો વિજય મેળવેલો હોવાથી એઓ મોટા વીર છે.

હવે અતિશયોના સૂચનરૂપ સ્તુતિ ત્રીજા પદ્યમાં કરાઈ છે તે આપણે વિચારીશું.

**भद्दं** એટલે કલ્યાણ.

**सव्वजगुज्जोयगस्स** એટલે સમસ્ત જગતનો ઉદ્દ્યોત અર્થાત્ પ્રકાશ કરનાર આ જ્ઞાનાતિશય સૂચવે છે :

**जिणस्स** એટલે જિનનું. રાગ વગેરેના વિજેતા હોવાથી 'જિન' કહેવાય છે. આ વિશેષણ 'અપાયાપગમ' નામના અતિશયનુ દ્યોતન કરે છે. અહી કોઈ શંકા ઉઠાવે કે 'અપાયાપગમ' અતિશયની પ્રાપ્તિ પછી 'જ્ઞાનાતિશય' હોય છે તો અહી આ અતિશયોનો વ્યતિક્રમ છે તેનુ કેમ ? તો આનો ઉત્તર એ છે કે સમારભમાં ફળની પ્રધાનતા છે એ દર્શાવવાનો અહી હેતુ રખાયો છે.

**सुरासुरनमंसियस्स** એટલે કે દેવો અને દાનવો દ્વારા નમસ્કાર કરાયેલા. આ 'પૂજાતિશય' સૂચવે છે પૂજાતિશય અન્ય રીતે ઘટી નહિ શકે તેમ હોવાથી 'વચનાતિશય' સમજી લેવાનો છે કેમકે વચનાતિશય વિના પૂજાતિશય હોતો નથી. દેવો ભગવાનના વૈભવને અનુરૂપ પૂજા કર્યા વિના એમને નમસ્કાર ન કરે એવો એમનો આચાર છે. આ પૂજા તે આઠ મહાપ્રતિહાર્યરૂપ છે.

**धुयरयस्स** એટલે જેમની કર્મરૂપ રજ દૂર થઈ છે એવા આ ઉપરથી સર્વ પ્રકારના સાંસારિક કલહોથી મુક્ત બનેલા એમ સૂચવાયુ છે અને એ દ્વારા મુક્ત અવસ્થાનુ દ્યોતન કરાયુ છે—અર્થાત્ મહાવીરસ્વામી મોક્ષે ગયા છે એ વાત અહી કરી છે.

આ સ્તુતિમા 'હો' અર્થસૂચક '**भवतु**' શબ્દનો અધ્યાહાર સમજવાનો છે.

**શંકા અને સમાધાન**—ભગવાન્ સસારસાગર તરી ગયા છે એટલે એઓ સદા ઉત્કૃષ્ટ કલ્યાણરૂપ છે તો પછી એમનુ કલ્યાણ હો એમ કેમ કહ્યુ છે. વળી સ્તુતિ કરનાર જે કઈ કહે તે બધુ થતુ નથી તો 'કલ્યાણ હો' એ કહેવાનુ શુ કારણ છે ? આનો ઉત્તર એ છે કે આમ કલ્યાણ કહેનાર અને સાભળનારની મન, વચન અને કાયાની કુશળ પ્રવૃત્તિનુ એ કારણ બને છે એટલે એમા કશો દોષ નથી.

**પદાર્થ**—આ દ્વારા હુ સામાન્ય અર્થ રજૂ કરુ છુ, કેમકે વિશેષ બાબતોનુ આ પૂર્વે મે સૂચન કર્યુ છે.

જગતના જીવોના ઉત્પત્તિ–સ્થાનોના જાણકાર, જગદ્ગુરુ અને જગતને આનદરૂપ એવા (તીર્થકર) ભગવાન વિજયી વર્તે છે. જગતના નાથ, જગતના બધુ અને જગતના પિતામહ એવા ભગવાન જય પામે છે. શ્રુતોના ઉત્પત્તિ કારણરૂપ, તીર્થકરોમા અપશ્ચિમ, લોકોના ગુરુ અને મહાત્મા એવા મહાવીર (સ્વામી) જયવતા વર્તે છે. સમસ્ત વિશ્વના પ્રકાશક, જિન, સુરોને અને અસુરોને પૂજ્ય અને (કર્મરૂપ) રજથી રહિત એવા **વીર** (પરમાત્મા)નુ કલ્યાણ હો, કલ્યાણ હો

**દાર્શનિક વિષયો**—જીવની સિદ્ધિ અને એ દ્વારા 'ચાર્વાક' મતનું ખડન શાબ્દ–પ્રામાણ્ય, 'સસાર–મોચ' મતનુ નિરસન, વચનની અપૌરુષેયતાનુ ખડન, સર્વ શ્રુતોની પૌરુષેયતા, "**अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः**" એ પક્તિના અર્થનો વિચાર, શિષ્ટત્વ એટલે શુ, સર્વજ્ઞની સિદ્ધિ, નૈરાત્મ્યનુ ખડન, સતાન–ખડન, વાસ્ય–વાસક–ભાવનુ ખંડન, અન્વયિ–જ્ઞાનની સિદ્ધિ, 'સાખ્ય'મત પ્રમાણે મુક્તિનુ નિરસન તેમજ ધર્મ અને ધર્મીનો ભેદાભેદ એમ વિવિધ વિષયોના વિશદ વ્યાખ્યાકાર **મલયગિરિસૂરિએ** ઉપર્યુક્ત પદ્યત્રિપુટીના વિવરણસા–**નંદીની** વૃત્તિમા રચ્યો છે.

**સૂચન**—સૂચવવા લલચાઉ છુ કે આ પદ્યત્રિપુટી એના ઉપર્યુક્ત વિવરણ, વગેરે સહિત સ્વતત્ર પુસ્તિકાઓ પ્રસિદ્ધ થાય તો દાર્શનિક અભ્યાસ માટે એ અગત્યના સાધનની ગરજ સારી શકાશે.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૭ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને માસિક કાયમને માટે મોકલવામા આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમા જ્યા વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપતા વિનતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનુ વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫ ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ
પ્રકાશક - ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ


श्री जैन सत्य प्रकाश
તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ
તા. ૧૫-૭-૫૪ . અમદાવાદ
વર્ષ ૧૯ : અંક : ૭ ]
[ ક્રમાંક : ૨૨૩

# विषय-दर्शन



## દીલગીરીનો ઠરાવ

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિની મીટીંગ તા ૪-૪-૫૪ના રોજ ભરવામાં આવેલી તેમાં સમિતિના સભ્ય શેઠ લાલભાઈ લઠ્ઠાના અવસાન અંગે દિલગીરી જાહેર કરતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित

**श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र**

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १९ | વિક્રમ સં. ૨૦૧૦ : વીર નિ. સં. ૨૪૭૯ : ઈ. સ. ૧૯૫૪ | क्रमांक |
| अंक : ७ | ચૈત્ર સુદ ૧૩ : ગુરુવાર : ૧૫ એપ્રિલ | २२३ |




# સમિતિને મળેલી રૂા. ૩૩૦૦) ની નોંધપાત્ર ઉદાર મદદ

લગભગ ૧૯ વર્ષ પહેલાં શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિની સ્થાપના થતાં 'શ્રી જૈન સત્ય પ્રકાશ' નામનું માસિક નિયમિત ચલાવવામાં આવે છે. માસિકનો ઉદ્દેશ ભગવાન મહાવીરના તાત્ત્વિક સિદ્ધાંતો અને આદર્શોનું તેમજ એમના પગલે ચાલનારા આચાર્યોએ કરેલા સાંસ્કૃતિક વિકાસ સંબંધે નિરૂપણ કરવાનો છે. સમાજના આંતરિક મતભેદ કે પક્ષમાં પડ્યા વિના જેઓ જૈનધર્મના સિદ્ધાંતોથી અજાણ છે અને ગમે તે હેતુથી જૈનધર્મ પ્રત્યે આક્ષેપો કર્યા કરે છે તેને સ્પષ્ટ જવાબ આપવાનું કામ આ માસિક કરે છે. આ સંબંધે એણે આ ૧૯ વર્ષો દરમ્યાન કેટલાયે લેખકોની ભૂલો સુધરાવવાનો બનતો પ્રયાસ કર્યો છે. પરિણામે માસિકે સારી એવી પ્રતિષ્ઠા મેળવી છે.

આવી એકધારી નીતિ રાખતાં એ કોઈ કમાણી કરી શક્યું નથી, કમાણીનો એનો ઉદ્દેશ નથી છતાં વાર્ષિક ખર્ચ જેટલીયે એને આવક નથી. છેલ્લાં કેટલાંક વર્ષોથી એ ખોટમાં જ ચાલે છે પરિણામે માસિકનો જે રીતે પ્રચાર થવો જોઈએ એ રીતે થઈ શક્યો નથી. તેથી આર્થિક મદદ માટે અમે વારંવાર સ્પષ્ટ નોંધો

આપતા રહ્યા છીએ એ આ પત્રના વાચકોથી અજાણ્યું નથી.

અમારી આ નોંધોને સ્વ૦ પૂજ્ય મુનિરાજ શ્રીકનકવિજયજી સંસ્થાપિત 'જૈન સસ્તું સાહિત્ય' સંસ્થાના કાર્યવાહકો દિલચસ્પીથી વાંચતા રહ્યા છે. પૂજ્ય મુનિરાજ શ્રી કનકવિજયજી મ૦ના સ્વર્ગવાસ પછી એ સંસ્થા બંધ પડી ત્યારે એના બચેલા ભંડોળનું શુ કરવું એ એક પ્રશ્ન એમની સામે આવ્યો. એ પ્રશ્નનો જવાબ અમારી નોંધોમાં જાણે મળી જતો હોય એમ એમને લાગતું એક સુભાગી પળે એ સંસ્થાના કાર્યવાહકો—શ્રી જેશિંગભાઈ કાળિદાસ, શ્રી બાબુભાઈ ચૂનીલાલ મહેતા, શ્રીસુંદરલાલ એ. કાપડિયા, શ્રી. એસ રાઘવાચાર્ય અને શ્રી. મનુભાઈ પોપટલાલ શાહને આથી વિચાર સૂઝયો કે એ અને આ બંને સાહિત્યની સંસ્થાઓ છે. 'જૈન સસ્તા સાહિત્ય'માં નાણાંનું ભંડોળ પડેલું છે અને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' ને ચલાવવા માટે નાણાંની જરૂર છે, તો એ ભંડોળ એને કાં ન આપી દેવું? આ વિચાર અંગે એમણે પરસ્પર સંમતિ મેળવી અને તા. ૩–૧–૫૪ના રોજ એ સંસ્થાની વ્યવસ્થાપક સમિતિની સભા મેળવી નીચે મુજબના ઠરાવો પસાર કર્યા:

"(૧) આપણી સંસ્થાના પહેલા, બીજા તથા ત્રીજા વર્ગના હયાત સભ્યોને 'જૈન સત્ય પ્રકાશ' માસિકના આજીવન સભ્યો તરીકે નોંધાવવા (સંસ્થા સિવાય).

(૨) આપણી સંસ્થાના વાર્ષિક સભ્યોને 'જૈન સત્ય પ્રકાશ'ના એક વર્ષના ગ્રાહક તરીકે નોંધાવવા.

(૩) આપણા સ્ટોકમાં અભ્યાસનાં તથા બીજાં પુસ્તકો છે તે યોગ્ય સ્થળે ભેટ આપવાં.

(૪) આ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી જે રકમ બાકી રહે તે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' સંસ્થાને ભેટ તરીકે આપવી."

આ ઠરાવોનો સર્વાનુમતે નિર્ણય થતાં તા. ૩૧–૩–૫૪ ના રોજ શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિના મેંબર તરીકે રૂા. ૧૦૦) ના ૨૮ ગૃહસ્થોના રૂા. ૨૮૦૦) અને ૧૬૩ ગૃહસ્થોના વાર્ષિક લવાજમના રૂા. ૫૦૦) ગણતાં કુલ રૂા. ૩૩૦૦) અ કે તેત્રીસ–સોની ઉદાર રકમ અમારી સમિતિને આપવામાં આવી છે એ બદલ આ પ્રસંગે અમે એ સંસ્થાના તમામ કાર્યવાહકોનો આભાર માનીએ છીએ અને બીજી સંસ્થાઓને પ્રેરણા લેવા અમે ભલામણ કરીએ છીએ

ભગવાન મહાવીરના સિદ્ધાંતોનો પ્રચાર કરતા આ માસિકને ભગવાન મહાવીરના જન્મદિન ચૈત્ર શુક્લા ત્રયોદશીના દિવસને સ્મરણમાં રાખી એ દિવસના જન્મ–મહોત્સવને સાર્થક કરવા તેમના પ્રત્યેક અનુયાયી સક્રિય સાથ આપવા તત્પર રહેશે એવી આશા અમે રાખીએ છીએ. —સંપાદક



# ગોપૂજા અને પ્રાણીદયા !

વ્યાખ્યાતા પૂજ્ય મુનિરાજ શ્રી ચંદ્રપ્રભસાગરજી

**[ ચૈત્ર શુકલા ત્રયોદશી એ ભગવાન મહાવીરનો જન્મ દિન છે. એ દિવસે ભગવાન મહાવીરના અહિંસાના સિદ્ધાંતને આપણે હૃદયમાં ઉતારીએ અને પ્રાણી માત્ર તરફ સમભાવ કેળવવાની પ્રતિજ્ઞા કરીએ તોયે એ દિન ઉજવ્યાની સાર્થકતા છે. —સંપા૦ ]**

**બહેનો અને ભાઈઓ !**

ગોસંવર્ધન ને પ્રાણીરક્ષાના કાર્યમાં જીવન અર્પણ કરનારા મહાનુભાવો, આ વિષયમાં મારી પહેલાં ઘણુ ઘણુ કહી ગયા છે, છતા સૌ ભાઈઓનો આગ્રહ છે કે મારે પણ કંઈક કહેવું, તો હુ આપની આગળ મારી વ્યથા વર્ણવીશ

આર્યાવર્તના માણસો ગાયની પૂજા કરે છે, એના કપાળે કુમકુમનો ચાંલ્લો કરે છે, એનું પૂછડું આંખે લગાડે છે પણ એ જ ગાય પોતાનું પેટ ઉકરડે ભરે છે. ગલીએ ગલીએ ભમી, એઠવાડ ખાઈ પોતાનો ઉદરનિર્વાહ કરે છે ! આ ગોપૂજા કઈ જાતની ? દૂધ પીવુ છે, પણ સેવા કરવી નથી. ગાય દૂધ આપતી બંધ થાય કે જાય કસાઈખાને. હું પૂછુ છું કે માનું દૂધ પીનાર, એનાથી પોતાના શરીરને પોષનાર, એના વડે સશક્ત બનનાર અને એનાથી જીવન મેળવનાર, એ જ માતાની ઉપેક્ષા કરનારને આપ સપૂત કહેશો કે કપૂત ? એને ઉત્તમ કહેશો કે અધમ ? તેવી જ રીતે ગાયનું દૂધ પીનાર અને વસૂકી જતાં એની ઉપેક્ષા કરનાર, એને કસાઈખાને મોકલનાર એ કેવો કહેવાય ? ગાયો, નિર્દોષ પ્રાણીઓ આજે કસાઈખાનામાં કપાઈ રહ્યા છે ? ગોમાંસ છડેચોક વેચાઈ રહ્યુ છે. શું આ આપણી આઝાદી ? એ નિર્દોષ પશુઓની વેદનાભરી આંખો સામે તો જુઓ ? એમની મૂકવેદના કોણ સાંભળે તેમ છે ? વાતો કરે કંઈ જ નહિ વળે પ્રતિજ્ઞા કરો. ઘેરઘેર એક પેટી રાખો. સવારે ઊઠી એ પેટીમાં કંઈક નાખીને પછી નિત્ય કાર્યો કરવાં જોઈએ. ભલે, એક પૈસો નાખો. પણ સૌ આ નિયમ પાળે તો બાર મહિને કેટલી સારી રકમ થાય ? એ રકમ આવી પાંજરાપોળને અંજલિરૂપે, અર્ધ્યરૂપે અર્પો. એ જ સાચુ ગોપૂજન છે ! એમને કસાઈખાને જતી અટકાવવી એ જ સાચી પૂજા છે !

ઘણા કહે છે: ગાયના પૂછડામાં તેત્રીસ કરોડ દેવતા છે. એનો અર્થ શો ? તેત્રીસ કરોડ દેવતા એટલે તેત્રીસ કરોડ માનવ. દૂધ, દહી, છાસ, ઘીથી એ તેત્રીસ કરોડ માનવોને પોષે છે. પશુધન પર માણસના જીવનનો આધાર છે. એટલે ગોરક્ષાનો ટૂંકો લાક્ષણિક અર્થ ઇન્દ્રિય રક્ષા થાય છે. ગોપાલન એટલે ઇન્દ્રિયપાલન. કારણ કે ગાયના ગોરસથી ઇન્દ્રિયો સશક્ત અને સતેજ રહે છે.

પણ એકલું ગોપાલન કરીને જ અટકી જવાનું નથી. માનવધર્મ એથીયે આગળ જાય

છે. ગાયોને પાળવી અને બીજાં પ્રાણીઓને કતલખાને જવા દેવાં એ તો સ્વાર્થધર્મ થયો. ગાય દૂધ આપે છે એટલે એને પોષવી અને બીજાં પ્રાણીઓ ઉપયોગી નથી એટલે એના પ્રત્યે ઉપેક્ષા કરવી એ માનવને શોભે ખરું ? સ્વાર્થમાં દાનવતા છે, પરમાર્થમાં માનવતા. માનવ ધર્મનો ઉપાસક અબ્રાહિમલિંકન અત્યારે મને યાદ આવે છે.

એ અમેરીકાના પ્રમુખ હતા. એક વખત એ પાર્લામેન્ટમાં જઈ રહ્યા હતા. ગાડી ઝડપથી જઈ રહી હતી એમની નજર કીચડમાં ખૂચી ગયેલા એક કુક્કર પર પડી. એ કીચડમા તરફડી રહ્યુ હતુ. ચીસો પાડી રહ્યુ હતુ લિંકને ગાડી ઊભી રાખી, કુક્કર તરફ દોટ મૂકી કીચડમા ખૂચી ગયેલા એ નિરાધાર પશુને એણે અજબ રીતે ઉગારી લીધું ! પણ એનો શૂટ કીચડમા ખરડાઈ ગયો. ફરી ઘેર જઈ કપડા બદલવા જેટલો સમય નહોતો. પાર્લામેન્ટનો સમય થઈ ગયો હતો અને સમયની નિયમિતતા માટે તો લિંકન પ્રસિદ્ધ હતો. એ સીધો સભાગૃહમાં આવ્યો, સભ્યોએ ગાડીવાનને પૂછ્યુ: પ્રમુખના કપડા આમ કીચડમા કયા ખરડાણા ? ગાડીવાનની વાત સાંભળી સૌ આશ્ચર્ય પામી ગયા વાહ ! આવો દયાળુ ! બધા સભ્યોને લિંકનને માન આપતા કહેવા લાગ્યા 'આપ ખરેખર દયાળુ છો. આપને ધન્યવાદ છે આપે કુક્કરનો ઉદ્ધાર કર્યો !' પણ પ્રશંસકોને અધવચ્ચેથી જ અટકાવી લિંકને આપેલો ઉત્તર હૈયામા કોરી રાખવા જેવો છે. 'બસ વ્યર્થ મારી પ્રસસા ન કરશો. મે કોઈના ય પર દયા કરી નથી ને મે કોઈનોય ઉદ્ધાર કર્યો નથી મે તો મારા હૈયામાં ભોંકાયેલા કાંટાનો જ ઉદ્ધાર કર્યો છે. કીચડમા તરફડતા કુક્કરને જોઈ મારા હૈયામાં કાટો વાગ્યો. મારા વેદનાના કાટાને કાઢવા માટે મારે કુક્કરને કાઢયા વિના ચાલે તેમ ન હતું. કાટો કાઢવાનો કંઈક ઉપાય તો લેવો જ પડે ને ? ..' માનવતાભર્યો આ ઉત્તર સાંભળી સૌ નમી પડયા.

ભારતના કોઈ સંતનો દાખલો ન આપતાં, મેં અમેરીકાના પ્રમુખનો દાખલો આપ્યો. કારણ કે આપણા રાજ્યબંધારણનુ ખોખુ અમેરીકાનુ છે. વાતાવરણમાં અમેરીકાની હવા ભળી છે. એ હવાએ જ આજે આ પ્રાણીનાશની હવા ફેલાવી છે. ત્યારે વિચારવાની આવશ્યકતા છે કે જડવાદની હવામા પણ એ માનવી કેવી કુમળી લાગણી ધરાવતો હતો ? ત્યારે અધ્યાત્મવાદની હવાવાળા દેશમા કતલખાના ઉભરાઈ રહ્યા છે, એ શુ સૂચવે છે ?

હવે હુ આપનો વધારે સમય નહિ લઉ. સભાઓ ભરાય છે, ઠરાવો થાય છે. તાળિયોના ગડગડાટપૂર્વક ફૂલહાર પહેરી વિસર્જન પામે છે. પણ આજના અધિવેશનના ભાઈબહેનો આટલેથી જ નહિ અટકતા, અહિંસાના સદેશાને જીવનદ્વારા મૂર્ત બનાવશે એની શ્રદ્ધાપૂર્વક હુ રજા લઉ છુ

[ ૧૩-૩-૫૪ના દિવસે મુબઈ રાજ્ય ગોશાળા પાંજરાપોળ સઘના ત્રીજા અધિવેશનને ગોશાળી પ્રદર્શન પ્રસગે પધારેલ વડોદરાનાં મહારાણી શ્રી શાન્તાદેવી, મુબઇ રાજ્યના મહેસુલી પ્રધાન શ્રી ભાઉસાહેબ હીરે, મધ્યસ્થ ધારાસભાના સભ્ય ને પ્રિન્સીપાલો, પ્રોફેસરો અને હિન્દની પ્રસિદ્ધ જુદી જુદી સસ્થાઓના આવેલ સીત્તેર પ્રતિનિધિઓ ને હજારોની માનવ મેદનીમાં, વડોદરાના ન્યાય મદિરમાં મુનિ શ્રીચન્દ્રપ્રભસાગરજી ચિત્રભાનુએ આપેલુ ભાષણ. —સં૦ પા૦ ]



# ધૂપ-દીપ

લેખક: પૂ. પંન્યાસ શ્રીકનકવિજયજી

[ ધન્ય, મૃત્યુને ઉજવી જનારા એ મહાપુરુષને ]

ગૂર્જરેશ્વર મહારાજા કુમારપાળના અંતિમ સમયની આ હકીકત છે. સત્તા પર રહેલા માનવોનું જીવન હંમેશા જોખમી હોય છે. એ સ્થાન પર આવીને એનો સદુપયોગ કરનારને પણ કેટલીક વાર અપ્રિય બનવું પડે છે. કુમારપાલ મહારાજાએ જીવનની છેલ્લી ક્ષણો સુધી પુણ્યથી પ્રાપ્ત થયેલ ઐશ્વર્યનો સદુપયોગ કરવામાં કે એ દ્વારા પરોપકાર કરવામાં કદી પાછું વાળીને જોયું નથી. છતા રાજ્યખટપટોના પરિણામે એમને ઘણું શોષવું પડયુ છે.

કુમારપાલ મહારાજાનો ભત્રીજો અજયપાલ પહેલેથી ચડાઉ હતો. તે કાચા કાનનો, અને ઉતાવળા સ્વભાવનો હોવાથી ગૂર્જરેશ્વર કુમારપાલના દ્વેષીઓએ તેને ખૂબ ચઢાવ્યો. રાજ્યલોભને વશ થઈ તેણે કુમારપાલને મારવાનુ કાવત્રુ રચ્યુ. એમા પ્રલોભનોને આધીન બની મહારાજાના અંગત માણસો પણ જોડાયા અને એ કાવત્રું સફળ બન્યું.

ચતુર્દશીનો પૌષધ કરીને બીજે દિવસે જિનપૂજા, સ્નાત્ર આદિ કર્યાં બાદ મહારાજા ઉપવાસનું પારણું કરવાને જ્યારે ભાણા પર બેસે છે તે વેળા રસોઈયાએ ગૂર્જરેશ્વરના ભોજન થાળમાં વિષમિશ્રિત ભોજન પીરસ્યુ. મહારાજાને એની ગંધ પણ ન આવી. કૂડ–કપટ, છલ –પ્રપંચ તથા માયા–મૃષાવાદમાં રાચતા માનવો જગતને છેતરવા મથી રહ્યા હોય છે, પણ એ પામર માનવો પોતાના સર્વનાશને નોતરી રહ્યાની એમને કયા ખબર હોય છે!

મહારાજાએ ભોજન કર્યું. ક્ષણ બે ક્ષણ થઈને કુમારપાલના દેહમાં વિષ ફેલાવા લાગ્યું. નસે–નસમા એ કાલકૂટ ઝેર વ્યાપી ગયું. આંતરડાં ખેંચાવા લાગ્યાં. ક્ષણભર મહારાજાને કાંઈ સૂઝ ન પડી. થોડી જ વારમાં તેઓ નિશ્ચય કરી શકયા કે 'જરૂર કાંઈક કાવત્રુ યોજાયું છે,' તેઓ સાવધ બન્યા રાજભવનમાં ચારે બાજુએ એની ગંધ ફેલાઈ ગઈ. સહુ કોઈ દોડા–દોડીમા પડી ગયા. જેઓ કાંઈ જાણતા ન હતા તેઓ મૂઝાવા લાગ્યા અને જેઓએ આમાં ભાગ ભજવ્યો હતો તેઓ પોતાની જાતને નિર્દોષ ઠરાવવા અજાણપણાનો ડોળ કરવા લાગ્યા.

પણ મહારાજા કુમારપાલ સ્વયં નિશ્ચિંત હતા, મૃત્યુ નજીકમાં આવી રહ્યું છે એ તેઓ પામી ગયા. છતા ન રોષ કે દ્વેષ, ન ઉકળાટ કે અકળામણ, એ જ સ્વાભાવિક પ્રસન્ન વૃત્તિથી તેમણે મૃત્યુને ઉજવવા માટે તૈયારીઓ કરવા માંડી. સંથારો પથરાવી, સમાધિપૂર્વક તેમાં તેઓ આરૂઢ થયા.

જીવનનો મધ્યાહ્ન કાલ વીત્યા પછી, જેણે અઢાર–અઢાર મહાદેશોનું પ્રભુત્વ પ્રાપ્ત કર્યું છે, જેની સત્તા વિશાળ પ્રદેશોમાં ફેલાયલી છે ને જે ઘડીના છઠ્ઠા ભાગમાં ભલ–ભલાને ધૂલમાં રગદોળી નાખવાનુ સામર્થ્ય ધરાવે છે; તે પુરુષસિંહ ગૂર્જરેશ્વર કુમારપાલ અત્યારે ખૂબ જ સમભાવપૂર્વક શાંત ચિત્તે મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરવા મથી રહ્યા છે. મંત્રીશ્વરે મહારાજની પાસે આવી વિનયપૂર્વક કહ્યુ 'સ્વામિન્! આપના દેહમા અત્યંત પીડા થતી

હશે ! ઉપચારો માટેની બધી તૈયારીઓ થઈ રહી છે. આપ કોઈ રીતે મૂંઝાશો નહિ. ઝેરનું નિવારણ કરવા માટેની છીપ લેવાને માણસોને મોકલ્યા છે.'

મહારાજા કુમારપાલના રાજભંડારમાં કાતીલમાં કાતીલ ઝેરની અસરને મારનારી છીપ હતી. મલ્લિકાર્જુન રાજાને જીતીને વિષમારક છીપ તેની પાસેથી મેળવી, આંબડ સેનાપતિએ એ છીપ મહારાજાને અર્પણ કરી હતી. પણ થોડી વાર થઈ, ને રાજસેવકો નિરાશ થઈ ને પાછા આવ્યા. રાજભંડારમાંથી એ છીપ ચોરાઈ ગઈ હતી. કાવત્રુ રચનારા હાથોએ દરેક રીતે સાવધાનીથી આ કૌભાંડ ઘડયું હતું એટલે કુમારપાલ મહારાજાને મારવા માટેની બધી કડીઓ અખંડપણે સાંકળાયેલી હતી.

મહારાજા તો મૃત્યુને ઉજવવા માટે જાગ્રત હતા. તેમણે પ્રસન્ન વદને સેવકોને કહ્યું: 'તમે મૂંઝાઓ નહિ, કશી જ દોડધામ કરો નહિ. જન્મ લેનાર માત્રને મૃત્યુ એક વખત જરૂર આવવાનું છે. મને મારા મરણનો સહેજ પણ શોક નથી. મને આચાર્ય ભગવાન શ્રી. હેમચંદ્રસૂરિજી જેવા સદ્‌ગુરુ મળ્યા છે, શ્રીવીતરાગ પરમાત્માનો અહિંસાપ્રધાન ધર્મ મળ્યો છે, અને શ્રીઅરિહંતદેવ સુદેવ પ્રાપ્ત થયા છે ત્યારે યથાશક્તિ આ બધાયની આરાધના દ્વારા જીવનને સફલ કરવા મે ઉદ્યમ આચર્યો છે. એટલે મને મૃત્યુનો કશો જ ભય નથી. જેને જીવન જીવતાં આવડયુ છે, એને મરણ ઉજવતાં આવડે જ માટે તમે એ વિષે નિર્ભીક રહો.

ગૂર્જરેશ્વરના આ વચનોથી ત્યા રહેલા બધા સેવકોએ આશ્ચર્ય અનુભવ્યું :અને આટલા ઐશ્વર્યનો માલિક આમ હસતા મુખે મૃત્યુને ભેટવા સજ્જ બને છે એ સૌ કોઈ ને મન એક ચમત્કાર હતો; પણ ધર્મને પામેલા આત્માને આ રીતે મૃત્યુ પ્રાપ્ત થાય એ સહજ છે. ગૂર્જરેશ્વરે સમાધિપૂર્વક જીવનની અંતિમ ક્ષણોને આરાધના દ્વારા ઉજવીને, ચાર શરણાં સ્વીકારીને અનશન લીધુ, ને સ્વસ્થતાપૂર્વક તેમણે મૃત્યુને પ્રાપ્ત કર્યું.

ધન્ય, મૃત્યુને ઉજવી જનારા એ મહાપુરુષને !

[ અનુસંધાન પૃષ્ઠ ૧૦૬ થી ચાલુ ]

'ભલાભાઈ ! દૂધ પીવો. ગઈ ગુજરી ભૂલી જાઓ.'

સર્પ આવ્યો. એણે દૂધ પીધુ ને પછી ખુશ થઈ ને પીપાને પોતાનો ખજાનો આપી દીધો ! પીપાએ અહીં આ નગર વસાવ્યુ ને આ સર્પસરોવર બંધાવ્યું."

જોગીરાજે આટલું બોલી આસન વાળ્યું. અંગ્રેજ આ યોગીને નમી પડયો ને બોલ્યો: 'બાબાજી ! મારું નામ કર્નલ જેમ્સ ટોડ.'

'ભાઈ ! અમારે મન નામનુ મહત્ત્વ નથી. તમારું કામ કહો.'

'હું રજપૂતાનાનો પોલીટીકલ એજન્ટ છું.'

'રાજધર્મી પુરુષ છો. સર્વ પ્રજાને અન્ન, વસ્ત્ર ને આબરૂ મળે એ જોવાનું કામ તમારું. પૃથ્વીને પાટલે કોઈ રાજા–રાણા, હકીમ–હાકેમ અમર રહ્યા નથી ને રહેવાના નથી. અમર રહ્યા છે એમના કામ '

આટલુ બોલી યોગીરાજ સમાધિમાં ઊતરી ગયા. અંગ્રેજ સાંપૂ સરોવરના કિનારે ફરતો ભારતના અદ્‌ભુત યોગીઓ વિષે વિચારી રહ્યો

સાંજનો સૂર્ય પશ્ચિમાકાશમાં ઢળી રહ્યો હતો. ઘેર પાછાં ફરતાં પંખીડાં હવે માળામાં લપાઈ ગયાં હતા.

પ્રાચીન આર્યોની ઇતિહાસ સંઘરવાની અનોખી દૃષ્ટિને પ્રગટ કરતી કથા

# સાંપૂ સરોવર

લેખક શ્રીયુત જયભિખ્ખુ

○

**ચાલીસેક** વર્ષનો, ગુલાબના ગોટા જેવો એક અંગ્રેજ જુવાન મારવાડની સૂકી ભૂમિ પર પ્રવાસ ખેડી રહ્યો હતો. એના ખભા પર એક ભારે કિંમતની બંદૂક હતી. છાતી પર દૂર સુધી જોવાય તેવું દૂરબીન હતુ. કમર પર ઠંડા પાણીની શીશી હતી.

મારવાડની રેતાળ ભૂમિ પર ભયંકર વાવટોળ ઊડતા હતા. ક્રૂર માણસના હૃદય જેવો તમામ પ્રદેશ સુક્કો હતો. હવા પણ ક્રોધી માણસના નિશ્વાસ જેવી ગરમ હતી ! ગોરો જુવાન વારંવાર પોતાની શીશીમાંથી જળ કાઢીને સુકાયેલા હોઠને ભીંજવતો હતો. કૃપણ જેમ ધન ખર્ચે, એમ એ જળ વાપરતો હતો

મારવાડની રાજધાની જોધપુર અહીંથી પંદર–વીસ કોસ દૂર હતુ. તૂટેલા મંદિરો, આકડા ને બાવળના વૃક્ષો વચ્ચેથી આગળ વધતો અંગ્રેજ હવે થાક્યો હતો. લાલ માટીના રસ્તાએ એની ખાખી બ્રીચીઝને લાલ કરી દીધી હતી. એણે દૂરબીન પોતાની આંખ પર ઠેરવ્યું ને વધુ એક વાર ચારે દિશાઓને નિહાળી લીધી. ચારે દિશાઓમાં આથમણી દિશાએ એનુ ખાસ લક્ષ ખેંચ્યું. એણે તરત દૂરબીન હેઠું મૂક્યું ને ચકચકતા પિત્તળના બટનવાળા લશ્કરી કોટના ખિસ્સામાથી એક નકશો કાઢ્યો.

હાથી છાપના ઝીણા સફેદ કાગળ પર પેન્સિલની ઝાંખી રેખાઓથી નકશો દોરેલો હતો. એ નકશો જોતા જોતાં અંગ્રેજ ધીરેથી બોલવા લાગ્યો.

'આ જોધપુર. અહીથી ત્રણ કોશ પર નાદોલ ગામ. નાદોલ ગામમાં શીખાવત સરોવર. અહીથી છ કોશ પર વિસલપુર—ધરતીકંપથી તારાજ થયેલુ. વિસલપુરથી પાચ કોશ પર પાંચકુલ્લા. આ જુરી નદી. પાચકુલ્લાથી પીપલનગર ચાર કોશ. શૈવધર્મી અને જૈનધર્મીઓની પ્રસિદ્ધ નગરી. એ પીપલનગરના પાદરે આવેલુ છે સાપૂ સરોવર, અર્થાત્ સર્પ–સરોવર.'

અંગ્રેજે નકશામાંથી માથું ઊંચું કર્યું, ને આકાશ માર્ગે દૂરથી આવતી બતકોનાં ઝૂંડ પર દૃષ્ટિ સ્થિર કરી. થોડીવારે એ બોલ્યો : 'નક્કી એ જ સાપૂ સરોવર, સર્પ–સરોવર !

એણે પોતાની પાણીની શીશી એક વધુ વાર ખોલી. ને દર વખત કરતાં વધુ જળ પીધું. પછી કદમ ઉઠાવ્યા. અગારઝરતો બપોર મારવાડની ભૂમિ પરથી પસાર થઈ ગયો. પણ હવા હજી એવી જ ગરમ ફૂંકાતી હતી. ક્ષિતિજ પર સંધ્યાના લાલ રંગો પથરાયા ત્યારે અંગ્રેજ, સાચેસાચ, સર્પ–સરોવરના કિનારે આવી પહોંચ્યો.

વિશાળ એવુ સરોવર હતુ. મજબૂત પથ્થરોથી બાંધેલી પાળ હતી. કિનારા પર લીમડાના વૃક્ષોની ઘેરી ઘટા જામી હતી. એક તરફ ખંડેર ધર્મશાળા ઊભી હતી ને બીજી તરફ તાજું સમરાવેલું શિવમંદિર હતુ ! શિવમંદિર પાછળ બીલીનાં વૃક્ષોની ઘટા હતી !

મંદિર માટે બનાવેલો નાનો-શો ફૂલબાગ પણ હતો.

રણમાં શેકાયેલા પ્રવાસી માટે આ દૃશ્ય ઉત્સાહજનક હતું. એણે કમર પર લટકતી પાણીની શીશી ફરી લીધી ને બુચ ઉઘાડી આખેઆખી ખાલી કરીને પી ગયો. એક સુંદર ઓડકાર ખાધો ને પછી આગળ વધ્યો.

પાસે લીંબડાની છાયા નીચે ઊંટ-બકરાં ચરાવતો રબારી આ ગોરાને ભય અને આશ્ચર્યની મિશ્રિત લાગણીથી જોઈ રહ્યો. એ ઝાડના થડની પાછળ છુપાવા માગતો હતો, કે ગોરાએ એને ઈશારો કરીને પોતાની પાસે બોલાવ્યો. ગોરાની આંખમાં સત્તાનો તાપ હતો.

રબારી ડર્યો. એણે નાસી છૂટવા માટે ચારે તરફ જોયું પણ એની શકયતા ન દેખાતા, ડરતો-ધ્રૂજતો એ આગળ આવ્યો. ગોરાએ એને લાગલો જ એની ભાષામાં પ્રશ્ન કર્યો.

'સરોવર કા નામ ?'

'સાંપૂ-સરોવર.'

'ઓલ રાઈટ. ગૉંવકા નામ ?'

'પીપલીઆ !'

'પીપલીઆ ?' ગોરાએ પ્રશ્ન કર્યો, ને ખિસ્સામાંથી નકશો કાઢી જોતાં બોલ્યો: 'અચ્છા ! પીપલીઆ-પિપલનગર !'

'હા સાહેબ !' રબારીને સાહેબના સાલસ સ્વભાવથી હિંમત આવી ગઈ.

'ઔર યે મંદિર ?'

'શિવજીકા.'

'કોઈ રહેતા હૈ ?'

'હા, ૧૧૦ સાલના યોગીરાજ રહે છે !'

'એકસો દસ સાલ ! વન હન્ડ્રેડ ઍન્ડ ટેન ! હમ્બગ !' મનોમન આટલું બોલી અંગ્રેજે રબારીને કહ્યું. 'હમકો યોગીરાજસે મિલા દો. હમ તુમકો બક્ષિસ દેગા.'

બક્ષિસ ને તે એક અંગ્રેજની બક્ષિસ. એનો મહિમા ગામડિયાઓની નજરે ભોજ રાજાના દાન જેવો હતો. રબારી આગળ થયો ને થોડીવારમાં શિવમંદિરની પાછળ આવેલી યોગીરાજની ગુફા આગળ લઇ ગયો. યોગીરાજ સમાધિમાંથી હમણા ઊઠયા હોય તેમ લાગતું હતું. એમની જટા, વિશાળ ભાલ, બ્રહ્મચર્યથી તગતગતું શરીર કોઈ જનમજોગંદરની યાદ આપતું હતું.

અંગ્રેજે અદબપૂર્વક યોગીરાજને પ્રણામ કર્યા, ને સામે ઊંધા ગોઠણે બેઠો. આ નિર્ભય વીર અંગ્રેજ પર યોગીરાજની આંખો મંડાઈ રહી. ત્યાં તો અંગ્રેજે દેશી ભાષામાં બોલવું શરૂ કર્યું.

'આપ યોગીરાજ છો ?'

'હા.'

'આપને એક સો દશ વર્ષ થયા છે ?'

'યોગીઓને વર્ષની ગિનતી નથી, પળની કિંમત છે.'

અંગ્રેજ આ આધ્યાત્મિક જવાબમાં પૂરું ન સમજ્યો, પણ એ આગળ બોલ્યો:

'શું માણસ સો-અસો વર્ષ જીવી શકે ખરો ? અમે એને હમ્બગ માનીએ છીએ.'

'જરૂર! જીવી શકે, હમ્બગ નથી.' યોગીરાજે ચાંદીના તાર જેવી દાઢી પર વાઘના પંજા જેવા હાથને ફેરવતાં કહ્યું 'જુઓ તમને એક વાત સમજાવું. તમારા વર્ષમાં ને અમારા વર્ષમા ફેર છે. તમારા વર્ષમા પળ, વિપળ, મિનિટ, કલાક, પહોર ને દિવસની ગણતરી છે અમારા વર્ષમા શ્વાસોશ્વાસની ગણતરી છે. એક દિવસમાં માણસ અમુક શ્વાસોશ્વાસ લઈ શકે. એટલા શ્વાસોશ્વાસ એ લે એટલે એક દિવસ પૂરો થાય. એવા ૩૬૫ દિવસનુ વર્ષ થાય. ભારતના યોગીઓને શ્વાસોશ્વાસ રોકવાની હિકમત આવડે છે. એને યોગ, પ્રાણાયામ ને સમાધિ કહે છે. સમાધિ દ્વારા શ્વાસોશ્વાસ બંધ કરી ભારતના તપસ્વીઓ વર્ષોના વર્ષો સુધી જીવે છે. એટલે તમારુ વર્ષ દિવસ, વાર ને મહિમા પર છે, જ્યારે અમારું વર્ષ શ્વાસોશ્વાસ પર છે. એટલે જ અમે કાળને જીતનારા કહેવાઈએ છીએ.'

'ગુડ!' અગ્રેજથી બોલાઈ ગયું. એને આ વાત પર શ્રદ્ધા ન થઈ, પણ કુતૂહલ જરૂર થયુ. એણે ખિસ્સામાંથી સોનેરી શાહીથી છાપેલી ડાયરી કાઢી, ને ફુવારા-કલમથી આ વાત ટપકાવી લીધી.

'આ રબારી કહે છે કે આ સરોવરનો ઇતિહાસ આપ જાણો છો. મને કહેશો ખરા કે? હું ઇતિહાસનો શોધનારો એક શોખીન અગ્રેજ બચ્ચો છુ. એ શોધ પાછળ અમે જાનની પણ પરવા કરતા નથી' અગ્રેજે વિનીતભાવે કહ્યુ. છેલ્લા શબ્દો બોલતા એનો સીનો ઊઠયો.

'આ સરોવરનું નામ સાંપૂ સરોવર-સર્પ સરોવર. એને શૈવો તથા જૈનોએ સાથે મળીને બધાવ્યુ છે.'

'અચ્છા! એ અલગ ધર્મવાળાએ ભેગા મળીને આ સરોવર બાંધ્યુ ? કહે છે કે હિંદુસ્તાનમાં તો કોમના ઝગડા ઘણા છે! નામ હિંદુ પણ જાત હજાર. એકનો દેવ બીજાથી જુદો.' અગ્રેજે કહ્યુ.

'જરૂર. એવો જ ઝગડો આ નગરમાં પણ ચાલેલો. શૈવોએ જૈનોની જડ ખોદી નાખવા ઇચ્છેલુ; જૈનોએ શૈવોનુ જડાબીટ કાઢવું તેવી પ્રતિજ્ઞા લીધેલી. લટ્ઠાલટ્ઠી, મુષ્ટામુષ્ટી, કેશાકેશી ચાલેલી. પણ આખરે બને સમજ્યા કે ધર્મ તો સમન્વયમા છે, શાંતિમા છે, સખ્યમાં છે, ભાઈચારામા છે. બનેએ પોતાના અંતરમાં ફૂફાડા મારતા ક્રોધ ને વેરરૂપી સર્પને અહીં ભાઈચારાના મીઠા જળથી શાંત કર્યો. એ મિત્રતાની યાદમા બનેએ સહિયારા પ્રયત્ન ને ધનથી આ સરોવર બાધ્યુ!'

'ફાઈન હિસ્ટોરીકલ ફેક્ટ! બાબાલોક! આ ઇતિહાસ ક્યાંય સંઘરાયો છે ખરો? કંઈ સાલ-સંવત, કંઈ કિતાબ-કવિતા, કોઈ એનો લખનારો?' અગ્રેજ પોતાની ઇતિહાસની જિજ્ઞાસાને તૃપ્ત કરે તેવો મસાલો મળતો જોઈ થનગની ઊઠયો. 'એ ઝગડાનો ઇતિહાસ હું જાણવા માગુ છુ. રોમેન્ટીક સ્ટોરી-રોમાચક કહાણી બાબાજી!'

યોગીરાજ તદ્દન શાંત હતા. એમણે પાણીના જેવા ખળખળતા અવાજે કહ્યુ: 'અમારે ત્યાં એવા ઇતિહાસ લખવાની પ્રથા નથી વળી અમે એવા વેરઝેરના ઇતિહાસને સંઘરતા નથી; બલ્કે ભૂલી જવા માગીએ છીએ' યોગીરાજે જરા ખોંખારો ખાઈને કહ્યું: 'તમારા ઇતિહાસ વેર-ઝેરના અખાડા બન્યા છે પચીસ પેઢી પર થયેલા વેર-ઝેર તમે એથી તાજાં રાખો છો ને આવતી પેઢીને એવા વેરનો વારસો આપો છો. માણસના

અંદરના માનાપમાનના સાપને જે જગાડે, એવા ઇતિહાસ તરફ અમે તિરસ્કાર દાખવીએ છીએ.'

'તો શું એનો કોઈ ઇતિહાસ નહિ મળે?' આવા ખાખી સાથે ઇતિહાસની ઉપયોગિતા વિષે ચર્ચામાં ન ઊતરતાં એણે કામ સાથે કામ લીધું.

'મળશે. એક લોકકથામાં!'

'મારે એ લોકકથા સાંભળવી છે. અલબત્ત, અમે લોકકથાને પ્રમાણિક ઇતિહાસ લેખતા નથી!'

'અમારે ત્યાં ઇતિહાસ જ લોકકથામાં વણાયો છે, જેમાં ભૂતકાળના વેર-ઝેરને નિતારી નાખવામા આવ્યા હોય છે. સાભળો એ લોકકથા!' યોગીરાજે વાત શરૂ કરી.

"આ પીપલીઆ ગામ જૂના વખતમાં વૈભવશાળી નગર હતુ. એનું એ વખતનું નામ પીપલનગર હતુ. અહી પાલી જાતનો પીપા નામનો બ્રાહ્મણ રહેતો હતો. એ સદ્ગુણી અને તપોધન હતો.

અહીં એક નાનુ-શુ તળાવ હતુ. તળાવના કિનારે એક તક્ષક જાતિનો સાપ રહેતો હતો. પીપો બ્રાહ્મણ દરરોજ એ સર્પને દૂધ પીવરાવતો હતો. સર્પ પણ રાજી થઈને પોતાના રાફડામાંથી રોજ એ સોનામહોર લાવીને એને આપતો. આમ પીપાની ને સર્પની પૂજા ને દક્ષિણા ચાલ્યા કરતી.

એક વાર પીપા બ્રાહ્મણને ગામતરે જવાનું થયું. એણે સર્પને દૂધ પાવાનું કામ પોતાના પુત્રને ભળાવ્યું. પુત્ર રોજ દૂધ લઈને જવા લાગ્યો, ને બે સુવર્ણમુદ્રા લઈને પાછો ફરવા લાગ્યો.

નિર્લોભી ને સંતોષી બ્રાહ્મણ પીપાના આ પુત્રને એક વાર વિચાર થયો, કે આ સાપ પાસે ઘણુ ધન છે. એને મારીને લૂટી લઉં તો મને કામ લાગે. બસ, બીજે દિવસે એ લાકડી તથા દૂધ સાથે લઈને ત્યા પહોંચ્યો. ડાબા હાથમા દૂધનો વાટકો પકડ્યો ને જમણા હાથમા લાકડી લઈને પીઠ પાછળ સતાડી. સર્પ તો રોજની જેમ આવ્યો. ને નિર્ભયતાથી દૂધ પીવા લાગ્યો તરત જ બ્રાહ્મણપુત્રે જોરથી એના માથા પર લાકડી ઝીંકી.

લાકડીનો પ્રહાર ભયંકર હતો પણ સાપ મર્યો નહિ. એ ઝડપથી પોતાના દરમાં પેસી ગયો. બ્રાહ્મણનો પુત્ર ઘેર ગયો, ને પોતાની માતાને બધી વાત કહી. માતાને લાગ્યું કે આ ઘાયલ સર્પ નક્કી મારા છોકરાને ભરખી જશે. એણે તાબડતોબ પુત્રને પરગામ મોકલવાની તૈયારી કરી. ગાડી, બળદ ને વોળાવિયા તૈયાર કર્યા. વહેલી પરોઢે ચાલી નીકળવાનું હતું.

માતા વહેલી પરોઢે પુત્રને ઉઠાડવા ગઈ, પણ એણે જે દૃશ્ય જોયું એથી એનાથી ચીસ પડાઈ ગઈ. એક કાળોતરો સાપ પથારીમાં ફેણ ફેલાવીને બેઠો હતો ને પોતાનો દીકરો લીલો કાચ થઈને મરેલો પડ્યો હતો. મા તો શુ રુવે! રુવે રુવે તે અનરાધાર રુવે.

પેલો બ્રાહ્મણ કામ પતાવીને પાછો ફર્યો ને ઘેર આવ્યો ત્યારે એણે બધા દુઃખદ સમાચાર સાભળ્યા. ઘડીભર વેર લેવા તૈયાર થઈ ગયો! પણ પછી એ ઊંડા વિચારમાં પડી ગયો. એણે તરત દૂધનો વાટકો લીધો, ને સર્પના નિવાસસ્થાને પહોંચ્યો. દૂધ ધરીને બોલ્યો:

" [ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૧૦૨ ]



# ઉદયન-વિહાર

## [૨]

## ઐતિહાસિક અનુસંધાન

લેખક : પં. શ્રીયુત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી, વડોદરા

( ગત અંક પૃ. ૭૫ થી ચાલુ )

**મહાકવિ** રામચંદ્રસૂરિએ રચેલી ઉદયન-વિહારની પૂર્વોક્ત પ્રશસ્તિમાં ગૂજરાતના મહારાજા કુમારપાલે કોંકણ (દક્ષિણ)ના મલ્લિકાર્જુન પર મેળવેલ વિજય સંબંધી ઉલ્લેખ છે, તેનું સમર્થન સમકાલીન ઇતિહાસ રચનાર તેમના ગુરુ આચાર્ય શ્રીહેમચંદ્રના 'પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય' અપરનામ કુમારપાલ ચરિત (છઠ્ઠા સર્ગ)મા મળે છે. સં. ૧૩૦૭માં પૂર્ણકલશગણિએ રચેલી તેની સંસ્કૃત વૃત્તિમાં તેની સ્પષ્ટતા કરી છે. ઉપર્યુક્ત ગ્રંથમાં (છઠ્ઠા સર્ગની ૩૯મી ગાથામાં) કુમારપાલ મહારાજાની શત્રુઓના મનોરથોને અવગણનારી રાજ-સભાની મહત્તા તથા પ્રભાવકતા વિશિષ્ટતાથી વર્ણવ્યા પછી ૪૦મી ગાથામાં જણાવ્યું છે કે, 'આનંદિત થતા સંશય-રહિત થતા પ્રભાવક પરિભવ ન પામતા બુદ્ધિશાલી સંધિ અને વિગ્રહમાં નિયુક્ત સમર્થ અધિકારી સાંધિવિગ્રહિકે રાજાને વિજ્ઞપ્તિ કરી કે-મહારાજ! (કુમારપાલ!) નીપજાવેલા વિશિષ્ટ સૈન્યવડે પરાક્રમી સમર્થ શત્રુ બનેલા કુંકણ-નાથ (કોંકણના રાજા)નું જે થયું, તે આપ સાવધાન થઈ ને સાંભળો[1]—

'હે મહારાજ! આપના સમર્થ યોધાઓ કોંકણ પહોંચ્યા, જેમને સુર-વધૂ (અપ્સરાઓ) દૂરથી કટાક્ષ-પૂર્વક જોઈ રહી હતી જે સુભટો વૈરી સુભટોને થંભાવી દે તેવા હતા, યુદ્ધ-કલા વગેરેમાં પરિશ્રમી હતા, જેઓ વૈરી પર વિજય મેળવવામાં સફલ થશે તેવાં ચિહ્નો પ્રકાશિત કરતા હતા. તલવારો અને ઢાલોને મજબૂત રીતે પકડીને શત્રુના દળ પર તૂટી પડે તેવા ઉત્સાહવાળા હતા, શત્રુઓને નાપિત (હજામ) જેવા માનનારા હતા, પોતાના સ્વામી (મહારાજા)ના વિજયની પ્રાર્થના કરનારા હતા, દાન દઈને તેને યાદ ન કરનારા, પ્રભુના આદેશને (પોતાના સ્વામીએ આપેલી શિક્ષાને) બરાબર યાદ કરતા, યુદ્ધ વડે રામ-

---

1 '**कुमर-नरिन्द-सहा** सा धुणिआरि-मणोरहा हूआ ॥ ३९ ॥
हुन्ताणन्दो अहुवन्त-ससआ **निवद्दमुव्वुअन्त-मई** ।
पहवन्तो अपरिहवो, विण्णविही **संधिविग्गहिओ** ॥ ४० ॥
देव! विवक्खीहुन्तो, णिव्वडिअ-वलेण सो पहुप्पन्तो ।
हूओ **कुङ्कुण-नाहो**, जहा तहा कुणसु अवहाण ॥ ४१ ॥'

—કુમારપાલ ચરિત (પ્રા. દ્વયાશ્રય મહાકાવ્ય સર્ગ ૬ ગાથા ૩૯થી૪૧, પૃ. ૧૯૫)
[ભા. ઓ. રિ. ઈ. પૂના બીજી આવૃત્તિ સન્ ૧૯૩૬]

કથાને (રામ–રાવણના યુદ્ધ–વૃત્તાંતને) સ્મરણ કરાવતા, તથા ભારતને (કૌરવ–પાંડવોના યુદ્ધને) યાદ કરાવતા, પોતાના કુલ–ક્રમને (રણાંગણમાં પીછે હઠ ન કરવારૂપ પૂર્વ પુરુષોના આચરણને યાદ કરતા, તેમજ ક્ષત્રિયોના વિશિષ્ટ આચારને (નાશી જનારની પાછળ ન પડવું, પડેલા પર પ્રહાર ન કરવો વિ. વીર–વ્રતને) યાદ કરનારા તે યોધાઓ હતા.

'પ્રતિપક્ષી અમુક વીર–સુભટ સાથે મારે યુદ્ધ કરવું' એ પ્રતિજ્ઞાને તથા સ્વામીના પ્રસાદને સ્મરણ કરનારા, બાવન વીરોની કથાને ભૂલવાડનારા, વૈરને (પોતાના સ્વામીના વિરોધને) સ્મરણ કરનારા, રણ–રસિકતાથી અન્ય કાર્યોને યાદ ન કરનારા, પોતાના અનુપમ પરાક્રમ વડે વાનરેંદ્ર (સુગ્રીવ)ના બલ–વિલાસને ભૂલવાડનારા તથા શત્રુઓના મન્ત્ર–મસલતોને ભૂલવાડનારા એવા તમારા સમર્થ યોધાઓ કોંકણમાં પહોંચ્યા.[1]

'સિંહગર્જના જેવી ગર્જના કરતા અને શત્રુપક્ષના સુભટોને યુદ્ધ કરવા સ્પર્ધાથી આહ્વાન કરતા, પોતાના વચન પ્રમાણે સ્વીકારેલા કર્તવ્યના નિર્વાહક હોવાથી સત્ય બોલનારા એ સુભટો ઊછળતા ઘોડાઓ અને પસરતા હાથીઓ પર ચડીને શત્રુ–સૈન્ય તરફ પ્રસર્યા હતા.'

'ત્યાર પછી કોંકણનો રાજા (મલ્લિકાર્જુન), મઘમઘતા મદને ઝરતા હાથી પર ચડીને સૈન્ય સાથે પોતાના સ્થાનથી (રાજધાનીના નગર–ઠાણામાંથી) નીકળ્યો [2] તેના ભટો ગઢમાંથી નીકળ્યા, જેઓ રણમાંથી નીકળેલાઓનું રક્ષણ કરનારા હતા, મ્યાનમાંથી કાઢેલી તરવારો વડે જેઓ સાવધાન હતા, તથા રણ(યુદ્ધ) માટે જેઓ સાવધાન હતા ત્યાર પછી તે સુભટો પરસ્પર યુદ્ધ કરવા પ્રવૃત્ત થયા. સામસામા યુદ્ધ ખેલતા, ભય પમાડીને શત્રુ–સૈન્યને એકઠું કરી દેતા, નિર્ભય બની ઇચ્છા પ્રમાણે વિચરતા એ સુભટો ઊછળતા પ્રેમવાળી અમરીઓ (અપ્સરાઓ) વડે વરાવા લાગ્યા યુદ્ધ માટે વીરની પસંદગી કરવામાં આદરવાળા, તથા યુદ્ધમાં પ્રહાર કરનારાઓને-પ્રહાર કરવામા પ્રવૃત્ત થયેલા, તેમજ સુભટ તરીકેના પોતાના માનને ન ઉતારનારા (ટેકને ન મૂકનારા) તેઓ જાણે સ્વર્ગમાંથી ઊતરેલા શિવના ગણો હોય તેવા લાગતા હતા શક્તિશાલી સુભટોને અશક્ત બનાવતા, શક્તિશાલીઓમાં પણ વિશિષ્ટ શક્તિશાલી એવા તે સુભટોએ દીર્વિકા (વાવડી) માંથી ઊતરીને યુદ્ધ કર્યું.'

"મણિ જડિત સોનાના બખ્તરવાળો, નીચે ન જનારાં વખાણવા યોગ્ય ખાણોને વરસાવનાર સમર્થ શક્તિ દર્શાવતો રાજા (મલ્લિકાર્જુન) તેમને (ગૂજરાતના સુભટોને) પ્રહાર કરવા લાગ્યો. શત્રુઓને બાળનારા પ્રતાપવાળા બાણો મૂકતા તે રાજાએ રણમાં કાચું માંસ ખાનારાઓને (ગીધ વગેરેને) કાચું માંસ આપ્યું. (અનેક સુભટોને તેણે મારી નાખ્યા); પછી નિઃશંક બનેલા (શત્રુ–પક્ષના ભયની અવગણના કરનારા) તે રાજાએ કુલધર્મને (ક્ષત્રિયના આચારને) ન છોડનારા, પોતાના દળ (સૈન્ય) ને પણ મૂકીને સિંહ–ગર્જના કરી (આ હું તમારો કાળ આવી આવ્યો છું–એવી રીતે આપણા સૈન્યની પાસે આવીને તેણે રણ–ગર્જના કરી). ભયના પ્રસરને મૂકી દેનાર, નિર્ભય એવા હાથી પર ચડેલા કોપાવિષ્ટ થયેલા તે રાજાએ

---

૧ 'विसारिअ-रिउ-मन्ता, तुह जोहा कुक्कुणं पत्ता ॥ ४७ ॥'

૨ 'अह महमहन्त-णीहरिअ-मदजले सिन्धुरम्मि चडिऊण ।
ठाणाओ नीलिओ, कुक्कुणाहिवो नीसरन्त-वलो ॥ ४९ ॥'
—કુમારપાલચરિત (પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય) સર્ગ ૬, ગા. ૪૭–૪૯

દુ:ખ થાય તે રીતે બાણો મૂક્યાં. હે નાથ! (મહારાજા કુમારપાલ!) યુદ્ધમાં જયલક્ષ્મીથી વંચિત ન થયેલા તથા વચનો પ્રત્યે વચનો, પરંતુ પોતાના સ્વામીને ન ઠગનારા (વફાદાર) એવા પદાતિઓ (પાળાઓ) વડે વંચિત ન થયેલા, જય-પ્રતિજ્ઞા કરનાર (શત્રુ-સૈન્યનો ભંગ કરવાનું સ્વીકારનાર), તત્કાલ રોમાંચિત થયેલા તે રાજાએ (કુંકણાધીશે) વ્યૂહ રચનારા ગુજરાતના દળમાં (સૈન્યમાં) પ્રદેશ રચ્યો[1] (પ્રતિપક્ષના ભટોને દૂર કરીને પોતાના સૈન્યને અવકાશ કરી દીધો). લાકડાં, કાંટા પાહાણા વગેરે દૂર કરાવીને સમરાવેલા (શુદ્ધ કરાવેલા) રણક્ષેત્રમાં સજ્જ કરેલા આયુધોવાળા સાથે ઉત્તેજિત કરેલાં આયુધવાળા તે રાજાએ પોતાની યશોલક્ષ્મીને સમારી-સજ્જ કરી."

"હે મહારાજા! સ્વામીના કાર્યને સાધનારા તમારા સૈન્યે તે રાજાના (કુંકણાધીશના) મદ ઝરતા હાથીને બાણોથી ભેદ્યો (વીંધ્યો) જે હાથીએ નાકમાંથી ઝરતાં ટીપાઓ વડે પૃથ્વીને સીંચી હતી. ત્યાર પછી ગર્જતા માતેલા સાંઢની જેમ ગર્જના કરતા તમારા સુભટો પ્રતિપક્ષના સુભટોને પૃછતા છતાં કોંકણદેશના અધિપતિને જોઈને ગાજ્યા[2] (આ રાજા અહીં છે-એમ જાણીને સુભટોએ 'આ હણાયો અને અમે જીત્યા' એવી ગર્વભરી ગર્જના કરી) જેમનાં બખ્તરો દેદીપ્યમાન હતાં, જેમના મસ્તક-રક્ષક ટોપાઓ શોભતા હતા, તરવારો વડે જેમના હાથ શોભતા હતા, જેમના વડે સૈન્ય અને રણાંગણ શોભતું હતું-તેવા તમારા તે સુભટો ત્યાં શોભતા હતા."

ખૂતી જવાય તેટલા હાથીઓનાં લોહીમાં રથનાં ચક્ર ખૂત્યાં; ઘોડાઓ, હાથીઓ અને ભટો ખૂત્યા તેવું ગૂજરાતના અને કોંકણના સુભટોનું ભયંકર યુદ્ધ થયું. એકઠાં કરેલા બાણોની માલાને વિસ્તારનાર મલ્લિકાર્જુન રાજાને ગુજરાતના તે સુભટોએ લજ્જિત કર્યો,[3] જે સુભટો એકઠા થઈને વિચાર કરતા હતા-પોતાના સ્વામીથી શરમાતા હતા કે 'એવા પ્રકારના આપણે સ્વામીને મોઢું કેવી રીતે દેખાડી શકીશું?' (મલ્લિકાર્જુન એ રીતે લજ્જા પામતો હતો કે 'આ સેવક જેવાની સાથે સ્વામી થઈને હું કેવી રીતે યુદ્ધ કરું?') અમર્ષ ઉત્પન્ન કરે તેવી ઉત્તેજક વાણી વડે ધર્મ (ક્ષત્રિય આચાર) ને સાફ કરતા સુભટોને ઉત્તેજિત કરનારા તે રાજા મલ્લિકાર્જુને ભાલા અને તલવારો ઉત્તેજિત કરતા (ચમકાવતા) એવા કેટલાય સુભટોને શિક્ષા કરી-શસ્ત્રોથી ઘાયલ કર્યાં. શત્રુના તેજ-પ્રતાપને સાફ કરી નાખતા તે મલ્લિકાર્જુન રાજાએ પરસેવો લૂછતા જાણે 'કાજળથી મો પૂછેલા હોય તેવા, યશને સાફ કરી નાખનારા તેવા કેટલાય સુભટોને અટકાવ્યા (સિંહનાદથી આગળ જતા રોક્યા)"

---

૧ "उग्गहिअ-जय-पइन्नो, अवहिअ-वूहम्मि गुज्जर-दलम्मि।
विढविट्टीअ पएस, तक्काल रइअ-रोमञ्चो ॥ ५९ ॥"

२ "पडिसुहडे पुच्छन्ता, गज्जन्ता ढिक्कमाण—वसह व्व।
अह बुक्किआ तुह भडा, कुङ्कुण-देसाहिवं दट्ठु ॥६२॥"

३ "आरोलिअ-सर-माल,-वमालणो मल्लिअज्जुणो राया।
पुञ्जिअ-पहु-लज्जिर-गुज्जरेहि जीहाविओ तेहि ॥६५॥"

—કુમારપાલચરિત (પ્રાકૃત દ્વ્યાશ્રય મહાકાવ્ય)
સર્ગ ૬, ગાથા ૫૯, ૬૨, ૬૫

# કલ્પવૃક્ષો અને વનસ્પતિની અદ્‌ભુતતા

લેખક : પૂ. પંન્યાસ શ્રીધુરંધરવિજયજી

વિશ્વમાં અનેક અદ્‌ભુત વસ્તુઓ છે. મણિમંત્ર આદિનો પ્રભાવ આશ્ચર્ય ઉત્પન્ન કરે છે એ પ્રમાણે વનસ્પતિ, વૃક્ષો, વેલડીઓ આદિનો પ્રભાવ પણ આશ્ચર્ય પમાડે છે. વનસ્પતિઓનુ સ્વરૂપ ઘણુ જ ગહન છે દરેક વનસ્પતિમાં કોઈ ને કાંઈ પ્રભાવ રહેલો હોય છે. કોઈ વનસ્પતિ ખાવામા આવી જાય તો માણસ પશુ બની જાય છે જ્યારે કોઈ વનસ્પતિ ખાવાથી પશુ માણસ બની જાય છે. એ જ પ્રમાણે પુરુષ સ્ત્રી બની જાય અને સ્ત્રી પુરુષ બની જાય એવી અદ્‌ભુત વનસ્પતિઓ હોય છે. કોઈ વેલડીમાં અદૃશ્ય કરવાની શક્તિ હોય છે, તો કોઈમાં આકાશમા ઉડાડવાની શક્તિ હોય છે. કોઈના મૂળ તાકાતવાળાં હોય છે તો કોઈના પાન. કોઈના ફળ તો કોઈના બીજ. કોઈની છાલ તો કોઈનુ લાકડું. કોઈનાં ફૂલ તો કોઈનાં ડાખળાં. એમ જુદા જુદા અવયવો પણ વનસ્પતિની જુદી જુદી શક્તિ ધરાવે છે. વનસ્પતિની વિચિત્રતાઓનું વર્ણન કરતા શાસ્ત્રો અને પુસ્તકો પારવાર છે. દરેક દેશમા અને દરેક દર્શનમા આ વિષયને વિવિધ રીતે ચર્ચવામા આવ્યો છે.

જૈનદર્શનમાં પણ આ વિષય વિસ્તારથી વર્ણવેલ છે. એ સર્વમાં પ્રભાવની દૃષ્ટિએ સર્વથી ઉત્કૃષ્ટ વર્ણન વનસ્પતિને અંગે હોય તો તે કલ્પવૃક્ષનું છે. કલ્પવૃક્ષો અકર્મભૂમિમાં -યુગલિકક્ષેત્રમા હોય છે અને કર્મભૂમિમા પણ યુગલિકકાળમા હોય છે.

આમ તો કલ્પવૃક્ષો ઘણા પ્રકારનાં છે, પણ તેમાં મુખ્ય દશ જાતના છે. તેના નામો અને ટૂંક સ્વરૂપ આ પ્રમાણે છે.

[૧] **મદ્યાંગ**—આ કલ્પવૃક્ષો મદ્ય સમાન મિષ્ટ અને સ્વાદિષ્ટ પીણા પૂરું પાડવાનું કામ કરે છે શરબત, ઠંડાઈ, જેવા જે કોઈ પેય-પીણું પીવાની ઈચ્છા થાય તે ઈચ્છા મદ્યાંગ કલ્પવૃક્ષથી પૂરી પડે છે.

[૨] **ભૃગાંગ**—થાળી-વાટકો, લોટો-પ્યાલો, કપ-રકાબી, તપેલું-તપેલી, ઢાંકણા આદિ જુદા જુદા પ્રકારનાં કોઈ પણ વાસણો આ કલ્પવૃક્ષો આપે છે પાત્રો આપવાનો અધિકાર ભૃગાંગ કલ્પવૃક્ષોનો છે.

[૩] **તુર્યાંગ**—વીણા-વાંસળી, ઢોલ-નગારું, કાંસા-ઝાલર ઈત્યાદિ જે કોઈ વાજિંત્ર જોઈએ તે આ કલ્પવૃક્ષો આપે છે ને વગાડે છે વાજિંત્ર માત્રની ઈચ્છા સંતોષવાનુ કામ તુર્યાંગ કલ્પવૃક્ષોનુ છે.

[૪-૫] **દીપશિખાંગ-જ્યોતિષ્કાંગ**—આ બન્ને કલ્પવૃક્ષો લગભગ સરખું કામ કરે છે. પ્રકાશ આપવાનું કામ દીપશિખાંગ કરે છે અને આતપ આપવાનુ કામ જ્યોતિષ્કાંગ કરે છે. ગમે ત્યારે જેવો જોઈએ તેવો પ્રકાશ ભલભલી બીજી પ્રકાશની સામગ્રીને ભૂલાવી દે એવો-દીપશિખાંગ આપે છે. જ્યારે જોઈએ ત્યારે આતપ જ્યોતિષ્કાંગ આપે છે. તે આતપ રમ્ય અને સુખદ હોય છે.

[૬] **ચિત્રાંગ**—જુદા જુદા પ્રકારના પુષ્પો અને પુષ્પમાળાઓ ચિત્રાંગ કલ્પવૃક્ષ આપે છે. ગમે તે સુગંધ જોઈતી હોય તો તે પ્રકારના પુષ્પો આ કલ્પવૃક્ષ પાસેથી મળે છે અને તે સુગંધની ઈચ્છા પૂર્ણ થાય છે. કોઈ પણ ઋતુના પુષ્પ હંમેશા આ કલ્પવૃક્ષ તૈયાર રાખે છે.

[૭] **ચિત્રરસ**—જ્યારે જે ખાવાની ઈચ્છા થાય ત્યારે તે ખાદ્ય પદાર્થોને ચિત્રરસ કલ્પ-

વૃક્ષ પૂરા પાડે છે. નાના પ્રકારની રસવતી આ કલ્પવૃક્ષ પાસેથી મળે છે. છએ રસોની તૃપ્તિ આ કલ્પવૃક્ષથી થાય છે.

[ ૮ ] મણ્યંગ—હાર, વીંટી, વલય વગેરે વિવિધ આભૂષણો—અલંકારો આપવાનું કાર્ય મણ્યંગ કલ્પવૃક્ષો કરે છે. એ આભૂષણો એટલાં સુન્દર અને મૂલ્યવાળાં હોય છે કે તેની પાસે બીજા માનવકૃત આભૂષણો એટલા શોભનાં નથી.

[ ૯ ] ગેહાકાર—જેવું જોઈએ તેવું ઘર આ ગેહાકાર કલ્પવૃક્ષ તૈયાર રાખે છે. એ કલ્પવૃક્ષે આપેલા ઘરમાં સર્વ પ્રકારની અનુકૂળતા હોય છે.

[૧૦] અનગ્ન—નાના મોટા—અંગ પ્રત્યંગને બંધબેસતાં વસ્ત્રો આપવાનું કાર્ય અનગ્ન કલ્પવૃક્ષો કરે છે. સુતરના, ઊનનાં, રેશમી એમ અનેક પ્રકારનાં વસ્ત્રોની ઇચ્છા તેથી પૂરી પડે છે.



આ કલ્પવૃક્ષોની વાતો અશ્રદ્ધાથી વાંચનારને મનમાં સ્થિર ન થાય—તે શંકા—કુશંકાથી પોતાના અને બીજાના વિચારો ડોળી નાખે એવી છે. પણ જેની પાસે શ્રદ્ધાબળ છે, બહોળો અનુભવ છે, વિશ્વમા કેવી અદ્‌ભુતતા છે, તેનુ જેને ભાન છે, તેના હૃદયમાં આ વાતો જરી પણ અજુગતી લાગતી નથી એવી શ્રદ્ધાવાળા આત્માઓ આ વાતો અને આવી બીજી વાતો કે જે શાસ્ત્રીય છે—તે કદાચ કોઈ વખત પોતાને ન સમજાય તો પણ અસંભવિત છે એમ અંશે પણ માનતા નથી. પરિણામે આજે ન સમજાતી વાતો વખત જતાં સમજાય છે અને સાચી ઠરે છે. જ્યારે અસંભવિત ગણીને મિથ્યા માનનારને પછીથી સુધારવાનો સમય દુર્લભ થઈ જાય છે. તેમા પણ કદાગ્રહવાળા આત્માઓ તો પ્રતીતિ કરાવે એવા સાધનો મળ્યા છતાં પોતાના ખોટા પૂર્વગ્રહો છોડી શકતા નથી.

ઉપરની કલ્પવૃક્ષોની વાતોને અંશે પુષ્ટિ આપતી કેટલીક જુદાજુદા વૃક્ષોની હકીકતો અત્યારે પણ મળી આવે છે.

સ્વાદિષ્ટ પીણા અને જુદાં જુદાં પાત્રો આપતા કલ્પવૃક્ષો અંગે બહુ આશ્ચર્ય થતું નથી. અત્યારે પણ અનેક વૃક્ષોમાંથી એવા પીણાં મળે છે...ભલે પછી તેને સંસ્કાર આપીને તૈયાર કરવામા આવતા હોય પણ મૂળ કારણ તો તે તે વૃક્ષો છે. જુદા જુદાં પાત્રો પણ વૃક્ષના કાષ્ઠમાંથી બનાવવામાં આવે છે. વૃક્ષો વાજિંત્ર વગાડે છે એ વાત અદ્‌ભુત જેવી લાગે છે. પણ તે ખરેખર હકીકત છે કુદરતી રીતે એવા છિદ્રોવાળા કેટલાય હોય છે ને તેમાંથી પવન પસાર થતો હોય છે ત્યારે સારેગમની સ્વરાવલિ તાલબદ્ધ ચાલતી હોય છે ને સંગીત સર્જાતુ હોય છે.

વાસળી વાગતી હોય એવા વૃક્ષો પેરીસમા ઘણા થાય છે. કોઈ પણ ગૃહસ્થના બગીચામાં આવું વૃક્ષ મળી આવે છે આ વૃક્ષના પાંદડાઓમા એવા પ્રકારના છિદ્રો હોય છે કે જેમાંથી પવન પસાર થાય છે એટલે વાંસળી વાગતી હોય એવો સુમધુર અવાજ થાય છે.

કવિ કાલિદાસે રઘુવંશમાં વનમાં વૃક્ષો સંગીત સર્જે છે એનુ વર્ણન કર્યું છે. પ્રકાશ આપતા વૃક્ષો હિમાલયમા થાય છે. તે વૃક્ષો દૂર દૂર સુધી રાતે અજવાળુ પાથરે છે અને વૃક્ષ તો જાણે પાંદડે પાંદડે દીવાબત્તી ન કર્યા હોય એવું ઝળહળી ઊઠે છે. 'अतेलपूराः सुरतप्रदीपाः.' કહીને કાલિદાસે પણ આ હકીકતનો 'કુમારસંભવકાવ્ય'મા ઉલ્લેખ કર્યો છે.

વૃક્ષો વિવિધ પુષ્પો આપે છે અને ભોજન પણ વૃક્ષો પૂરું પાડે છે એ ચાલુ છે. પણ તૈયાર પુષ્પમાળા અને તૈયાર ભોજન વૃક્ષો આપે એ અદ્‌ભુત જેવુ લાગે. પણ અદ્‌ભુત જણાય એટલે અસંભવિત છે એમ માની લેવાની ઉતાવળ ન કરવી જોઈએ.

અમેરીકામાં એવાં વૃક્ષો થાય છે કે જેઓ ગાયના દૂધ જેવુ દૂધ આપે છે. તે વૃક્ષોમાથી એવો પ્રવાહી પદાર્થ ઝરે છે. લોકો તે વૃક્ષમાં કાપ પાડીને તે રસને વાસણમાં ભરે છે—બરાબર સ્વાદમા અને ગુણમાં તે રસ ગાયના દૂધ જેવો જ હોય છે. ભલભલા તે પારખી ન શકે કે આ ગાયનુ દૂધ છે કે ઝાડનો રસ ! વધુ તો તે વૃક્ષની છાલનો લોટ ઘઉના લોટ જેવો હોય છે ને તેની રોટલી વગેરે બને છે. લોકો પેટ પૂરવા માટે આ વૃક્ષને ખૂબ ઉપયોગી ગણે છે. આ વૃક્ષને ત્યાંના લોકો Cow–Tree ( ગો–વૃક્ષ ) કહે છે. ત્યાં એક બીજું ઝાડ એવું પણ થાય છે કે જેના ફળોમાથી બરાબર માખણને મળતો પદાર્થ નીકળે છે. આ વૃક્ષો ત્યાં દેવ જેવા ગણાય છે.

મણ્યંગ, ગેહાકાર અને અનગ્ન કલ્પવૃક્ષો જે ભૂષણ, ઘર ને વસ્ત્ર જેવાં જોઈએ તેવા આપે છે. આફ્રિકામાં અને અમેરીકામાં એવાં વૃક્ષો થાય છે કે જેના થડની જાડાઈ (ઘેરાવો) ૧૬–૧૭ ફીટ અને ઊંચાઈ નવ નવ ફીટની હોય છે તે વૃક્ષને પોલુ કરીને તેમા સારી રીતે રહી શકાય એવું ઘર બનાવી શકાય છે.

ટેનીરીફ પહાડની તલેટીમા ડ્રેગન નામનું ઝાડ છે, આ વૃક્ષની નીચેના ભાગમા એક વિશાળ બખોલ કુદરતી રીતે જ બની ગઈ હતી. તે એટલી વિશાળ હતી કે તેમાં સેંકડો મનુષ્યો સહેલાઈથી બેસી શકતા હતા. ત્યાના નિવાસીઓએ ઘણા સમય સુધી તેનો પ્રાર્થના મન્દિર તરીકે ઉપયોગ કર્યો હતો. જ્યારે પોર્ટુગીઝોએ તે સ્થાનનો કબજો મેળવ્યો ત્યારે તેમા સુધારા–વધારા કરીને તે સ્થાનને વ્યવસ્થિત પ્રાર્થના–મન્દિર તરીકે ફેરવી નાખ્યું હતું. પણ ઈ. સ. ૧૭૬૭મા ત્યા પવનની પ્રચંડ આંધી આવી ને તે વૃક્ષનો વિનાશ થયો.

વૃક્ષ કુદરતી રીતે ઘર પૂરું પાડે છે તેની પ્રતીતિ કરાવનાર આ હકીકત છે. મેક્સિકોનો પ્રદેશ કે જે દક્ષિણ અમેરીકામા આવેલ છે, ત્યાં એક એવી જાતનાં ઝાડ થાય છે કે તે ઝાડના પાંદડે પાંદડે એક સોય જેવો ઊભો કાટો હોય છે. ગમે ત્યારે તે કાટાને ખેચવામા આવે તો તેની પાછળ બે ફીટ જેટલો લામો દોરો ખેંચાઈ આવે છે ને તેનો ઉપયોગ સાધવા તરીકે થઈ શકે છે. ત્યાના લોકો એ રીતે તેનો ઉપયોગ કરે છે. આ વાત વસ્ત્ર પૂરુ પાડનારાં કલ્પ-વૃક્ષોની બાતને પુષ્ટિ આપે એવી છે.

આમ વિશ્વમા એવા એવા અદ્‌ભુત પદાર્થો છે કે જેનો ખ્યાલ એકદમ અલ્પ જાણનારા જીવોને આવી શકતો નથી. કૂવાના દેડકા જેવી સ્થિતિવાળા જીવો શાસ્ત્રની એવી વાતોને અસંભવિત ગણીને શાસ્ત્ર પ્રત્યેનો વિશ્વાસ ઓછો થાય એવા વિચારો કરે છે અને ફેલાવે છે, પણ તે ભયંકર છે. ઘણી વખત ઘણી વાતો ન સમન્વય માટે તે ખોટી છે એ માન્યતા દૂર કરવી જરૂરી છે તેમા પણ સર્વજ્ઞકથિત આગમોની વાતો અસંભવિત છે એવા પ્રકારનુ દુઃસાહસ કદી પણ કરવું નહિ. અલ્પજ્ઞ–છદ્મસ્થ જીવોનુ હિત શ્રદ્ધાપૂર્વક તે તે ભાવો સમજવામા છે. કલ્પવૃક્ષો માટે પણ એ પ્રકારની શ્રદ્ધા મજબૂત કરીને શ્રેય સાધવામા યથામતિ પ્રયત્નશીલ બનવું જોઈએ.

# સંસારી આત્મા

[ ગતાંકથી ચાલુ ]

[ ભારતીય દર્શનકારોએ 'આત્મા' વિશે જે જે માન્યતાઓ રજૂ કરી છે, તેની સાથે જૈનો કયાં કયા જુદા પડે છે તેની તલસ્પર્શી વિવેચના કરતો લેખ શ્રીયુત મોહનલાલ મહેતા, એમ. એ. શાસ્ત્રાચાર્યે 'જૈન ભારતી' સાપ્તાહિકના વર્ષ ૧, અંક: ૪૧મા 'જૈન દર્શનમેં તત્ત્વ–સંસારી આત્મા' એ શીર્ષક હિંદમા પ્રગટ કર્યો છે એ લેખ ઉપયોગી હોવાથી એનો અનુવાદ અહીં ક્રમશઃ આપીએ છીએઃ સ. ]

આત્મા 'સાક્ષાત્ ભોકતા છે'—આ વિશેષણ પણ સાંખ્યોની માન્યતાના ખંડન માટે છે. સાખ્ય લોકો પુરુષમા સાક્ષાત્ ભોકતૃત્વ માનતા નથી. તેઓ કહે છે કે બુદ્ધિનો જે ભોગ છે તેને જ પુરુષ પોતાનો માની લે છે આમ તો પુરુષમા ભોગ ક્રિયા નથી. જૈનોનું કથન છે કે, ભોગરૂપ ક્રિયા જડ બુદ્ધિમા ઘટી શકતી નથી. તેનો સબંધ સીધો પુરુષ સાથે છે–આત્મા સાથે છે. જે પ્રકારે પરિણામ અને ક્રિયાનો આશ્રય આત્મા જ હોવો જોઈએ, એ જ પ્રકારે ભોગરૂપ ક્રિયાનો આશ્રય પણ આત્મા જ હોવો જોઈએ. આના સિવાય પુરુષનુ બુદ્ધિમા પ્રતિબિબ પડી શકતું નથી. કેમકે પુરુષ આધ્યાત્મિક અને ચેતન તત્ત્વ છે જ્યારે બુદ્ધિ જડ અને ભૌતિક છે કેમકે તે પ્રકૃતિનો વિકાસ છે. ચૈતન્યનું જડ તત્ત્વમા પ્રતિબિંબ કઈ રીતે પડી શકે છે? જૈન દર્શનસમ્મત આત્મા અને કર્મના સંબધમા એ બધા દોષો લાગુ નથી પડતા, કેમકે તે સંસારી આત્માને પરિણામી અને કથચિત્ મૂર્ત માને છે. સાંખ્ય દર્શન એકાતવાદી છે. તે પુરુષને એકાતરૂપે નિત્ય માને છે. પરિણામનો પણ આત્યતિક અભાવ માને છે. એવી સ્થિતિમા પ્રકૃતિ અને પુરુષનો કોઈ પણ પ્રકારનો સબધ ઘટી શકતો નથી. સંબંધને માટે પરિવર્તન–પરિણામ અત્યત આવશ્યક છે. જ્યાં પરિણામનો અભાવ છે ત્યાં કર્તૃત્વ, ભોકતૃત્વ આદિ બધી ક્રિયાઓનો અભાવ છે.

આત્મા 'સ્વદેહ પરિમાણ છે'—આ લક્ષણ એ બધા દાર્શનિકોની માન્યતાનું ખંડન કરવા માટે છે જે આત્માને સર્વવ્યાપક માને છે નૈયાયિક, વૈશેષિક, સાંખ્ય, મીમાંસક આદિ આત્માનુ અનેકત્વ તો સ્વીકૃત કરે છે પરતુ સાથોસાથ આત્માને સર્વવ્યાપક માને છે. તેઓ કહે છે કે જે પ્રકારે આકાશ સર્વવ્યાપક છે એ જ પ્રકારે આત્મા સર્વવ્યાપક છે. ભારતીય દર્શનશાસ્ત્રમા આત્માનુ સ્વતત્ર અસ્તિત્વ માનવા છતા પણ તેને સ્વદેહ પરિમાણ માનવો એ જૈન દર્શનની જ વિશેષતા છે. જૈન દર્શન સિવાય કોઈ એવુ દર્શન નથી જે આત્માને શરીર પરિમાણ માનતુ હોય. જૈનોનુ કથન છે કે, કોઈ પણ આત્માને શરીરથી બહાર માનવો અનુભવ યા પ્રતીતિથી વિપરીત છે, આપણી પ્રતીતિ આપણને એ જ બતાવે છે કે જેટલા પરિમાણમાં આપણું શરીર છે તેટલા જ પરિમાણમા આપણો આત્મા છે. શરીરથી બહાર આત્માનુ અસ્તિત્વ કોઈ પણ પ્રમાણથી સિદ્ધ થઈ શકતું નથી. જ્યા જે વસ્તુના ગુણો ઉપલબ્ધ થાય છે તે વસ્તુ ત્યા જ હોય છે કુભ ત્યાં જ હોય છે જ્યા કુંભના ગુણ રૂપાદિ ઉપલબ્ધ છે એ જ પ્રકારે આત્માનું અસ્તિત્વ પણ ત્યાં માનવુ જોઈએ જ્યા આત્માનો ગુણ જ્ઞાન, સ્મૃતિ આદિ ઉપલબ્ધ હોય આ બધાયે ગુણો જો કે ભૌતિક શરીરના નથી, છતા ઉપલબ્ધ ત્યા જ થાય છે જ્યા શરીર હોય છે. આથી એ માનવુ ઠીક નથી કે આત્મા સર્વવ્યાપક છે.

કોઈ એ પૂછી શકે છે કે, ગંધ દૂર રહે છે છતાયે આપણે કેવી રીતે સૂંઘી લઈએ છીએ? એનો ઉત્તર એ જ છે કે ગધનાં પરમાણુઓ ઘ્રાણેન્દ્રિય સુધી પહોચે છે. એટલા માટે

આપણને ગંધ આવે છે. જો ઘ્રાણેન્દ્રિયની પાસે પહોંચ્યા વિના જ ગંધનો અનુભવ થવા લાગત તો બધી વસ્તુઓની ગંધ આવત. એમ થતુ નથી, પરંતુ જે વસ્તુના ગંધાણુઓ આપણી ઘ્રાણેન્દ્રિય સુધી પહોચે છે. તે જ વસ્તુના ગંધની પ્રતીતિ થાય છે.

આત્માના સર્વગ તત્ત્વનુ ખંડન કરવા માટે આ પ્રકારે પ્રયોગ છે—

આત્મા સર્વગત નથી કેમકે તેના ગુણો બધે મળી શકતા નથી, જેના ગુણો બધે ઉપલબ્ધ નથી તે સર્વગત નથી હોતો, જેમ ઘટ. આત્માના ગુણો સર્વત્ર ઉપલબ્ધ નથી; તેથી આત્મા સર્વગત નથી જે સર્વગત હોય છે તેના ગુણો બધે ઉપલબ્ધ થાય, જેમ આકાશ.[1]

નૈયાયિકો આ માન્યતાનુ ખંડન કરતાં કહે છે કે, આપણુ અદૃષ્ટ બધે કામ કરતુ રહે છે. તેને રહેવા માટે આત્માની જરૂરત હોય છે તે કેવળ આકાશમાં રહેતુ નથી, કેમકે પ્રત્યેક આત્માનું અદૃષ્ટ ભિન્ન ભિન્ન છે. જ્યારે અદૃષ્ટ સર્વવ્યાપક છે ત્યારે આત્મા પણ સર્વવ્યાપક જ હશે, કેમકે જ્યાં આત્મા હોય ત્યા અદૃષ્ટ પણ રહે છે. જૈન દાર્શનિકો આ વસ્તુને માનતા નથી તેઓ કહે છે કે પ્રત્યેક વસ્તુને પોતપોતાનો સ્વભાવ હોય છે, જેના અનુસાર તે કાર્ય કરે છે. અગ્નિનો સ્વભાવ બળવાનો છે તેથી તે બળે છે. જો પ્રત્યેક વસ્તુ માટે અદૃષ્ટની કલ્પના કરવામાં આવશે તો વાયુનુ ઉર્ધ્વગમન, અગ્નિનુ પ્રજ્વલન વગેરે જગતનાં જેટલાં પણ કાર્યો છે તે બધા માટે અદૃષ્ટની સત્તા માનવી પડશે. એમ માનવુ યુક્તિ–સંગત નથી, કેમકે પ્રત્યેક વસ્તુનો એક વિશિષ્ટ સ્વભાવ હોય છે, જે વડે તે કાર્ય કરે છે, તે સ્વભાવ એનું સ્વરૂપ છે અદૃષ્ટે આપેલો ગુણ નથી હોતો.

બીજી વાત એ છે કે, જો બધી વસ્તુઓના સ્વભાવનુ નિર્માણ અદૃષ્ટ દ્વારા માનવામાં આવે તો ઈશ્વરને માટે જગતમા કોઈ સ્થાન નહીં રહે.

એક પ્રશ્ન એ થઈ શકે છે કે, જો આત્મા વિભુ નથી તો શરીર નિર્માણ માટે પરમાણુઓને કઈ રીતે ખીંચશે? એનો જવાબ એ છે કે, શરીર નિર્માણ માટે વિભુત્વની જરૂરત નથી. જો આત્માને વિભુ માનવામા આવે તો તેનું શરીર જગતપરિમાણ બની જશે; કેમકે જગત્વ્યાપી હોવાથી આખા જગતના પરમાણુઓ ખેંચી લેશે આ સ્થિતિમાં કોણ જાણે તેનુ શરીર કેવુ ભયંકર થશે અને એથી કદાચ આખા જગતમા એક જ શરીર થઈ જાય.

નૈયાયિક એક બીજી શંકા ઊઠાવે છે તે કહે છે કે આત્માને શરીર પરિમાણ માનવાથી સાવયવ બની જશે અને સાવયવ થવાથી એ કાર્ય બની જશે, જેમ શરીર સ્વયં કાર્ય છે. કાર્ય હોવાથી આત્મા અનિત્ય બનશે. જૈન દાર્શનિકો આ પરિણામને ખૂબ ગર્વથી સ્વીકારે છે. તેઓ તો આત્માને કૂટસ્થ નિત્ય માનતા જ નથી. એટલા માટે આત્માને અનિત્ય માનવાનુ તેમને ઈષ્ટ છે જૈનોની માન્યતા છે કે, આત્માને પ્રદેશ હોય છે જો કે સાધારણ અર્થમાં અવયવો હોતા નથી. આત્મા પારિણામિક, સાવયવ છે, સપ્રદેશ છે એવી સ્થિતિમાં અનિત્યતાનો દોષ જૈનો ઉપર આવતો નથી આત્મા સંકોચ અને વિકાસશીલ છે. તેથી એક શરીરથી બીજા શરીરમા જતા તેના પરિમાણમા પરિવર્તન થઈ જાય છે. રામાનુજ જે રીતે જ્ઞાનને સંકોચ–વિકાસશીલ માને છે[2] એ જ રીતે જૈન દર્શન આત્માને સંકોચ–વિકાસશીલ માને છે.

[ અપૂર્ણ ]

---

१. स्याद्वादमञ्जरी ( अन्ययोगव्यवच्छेद–द्वात्रिंशिका–टीका ) पृ० ४९, कारिका ९

२. ज्ञानं धर्मः सङ्कोचविकासयोग्यम् ॥—तत्त्वत्रय, पृ० ३५



# શાસનદેવીની મૂર્તિઓ

લેખક–શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

**ચોવીશ** તીર્થંકરની પરિકરવાળી મૂર્તિઓ જોવાય છે તેમ જમણી બાજુએ યક્ષ અને ડાબી બાજુએ યક્ષિણી હોય એવી પણ નજરે આવે છે કેટલાકમાં એવું નથી પણ હોતું. મહાકોશલમાં એક તોરણ એવું હાથ આવ્યું છે કે જેમા ત્રણ તીર્થંકરની મૂર્તિઓ ઉપરાંત યક્ષિણીઓની મૂર્તિઓ છે. એનો ઇતિહાસ કુષાણ કાળથી આરંભાય છે એ વેળા યક્ષિણીઓની સ્વતંત્ર મૂર્તિઓ પણ બનતી હતી. આ માટે **અંબિકાદેવીનું** ઉદાહરણ આપી શકાય. એ દેવી બાવીશમા **અરિષ્ટનેમિની** અધિષ્ઠાતા ગણાતી હોવા છતાં **યુગાદિદેવ** ઉર્ફે **શ્રીઆદિનાથની** મૂર્તિની સાથે પણ જોવામાં આવેલ છે. ચક્રેશ્વરીના બદલે અંબિકાદેવી કોતરેલી જોવામાં આવી છે. રાજગૃહી અને કૌશાંબીના ખંડેરમાં ઉપરના પ્રકારની મૂર્તિ છે કે જેમા દક્ષિણ બાજુ ગોમેધ યક્ષ અને વામ પાસે બાળકોવાળી અંબિકાદેવી છે. મધ્યમાં આંબાનું ઝાડ એની ડાળીઓ અને જિનમૂર્તિ હોય છે. મહાકોશલમાં આવા પ્રકારની કંઇક ઉપરાંતની મૂર્તિઓ જોવામાં આવી છે.

મહાકોશલમાં **ચક્રેશ્વરી દેવીનું** સ્વતંત્ર મંદિર છે. એ દેવી ગરુડ પર વિરાજમાન છે અને મસ્તક ઉપર **શ્રીયુગાદિદેવની** મૂર્તિ છે. આ મંદિર બિલહરીના લક્ષ્મણસાગરના કાંઠા ઉપર છે બનારસના રાજઘાટ આગળના ખોદકામમાથી **ચક્રેશ્વરીની** પ્રતિમાનો અવશેષ પ્રાપ્ત થયો છે જે હાલ ભારત કલાભવનમાં છે. પ્રાચીન કાળની જેટલા પ્રમાણમાં **અંબિકાની** કળાપૂર્ણ મૂર્તિઓ મળે છે તેટલા પ્રમાણમાં મધ્યકાળની **પદ્માવતીની** મૂર્તિઓ પ્રાપ્ત થાય છે એ તો જાણીતી વાત છે કે **પદ્માવતી** એ ત્રેવીશમા **પાર્શ્વનાથ પ્રભુની** અધિષ્ઠાત્રી છે. એ દેવી સંબંધી ઘણા ઘણા મંત્રો ઉપલબ્ધ થાય છે. મંત્ર માફક યંત્રમાં પણ એ દેવીનું સ્થાન છે જ. વિન્ધ્યાચળમા એ દેવીના નામની ગુફા છે. વિન્ધ્ય પ્રદેશમાં એ દેવીની ઊભી તેમજ બેઠી અને અતિ મોટી તેમજ જુદા જુદા પ્રકારની મૂર્તિઓ મળી આવે છે. વિજયા, તેમજ કાલીની મૂર્તિઓ પણ જોવાય છે આઠ વર્ષ પૂર્વે કેમઝરમા જ્વાલામાલિની મૂર્તિ જોવામા આવી હતી જે અત્યંત સુન્દર હતી. સોળ વિદ્યાદેવીઓની સ્વતંત્ર મૂર્તિઓ આબુ પરના મધુછત્રમાં છે ચોવીશ શાસન દેવીઓની વાહન, આયુધ અને સપરિવાર પ્રતિમાઓ પ્રયાગ સંગ્રહાલયમા આજે પણ સુરક્ષિત છે. આ રીતે જેમના વર્ણન આદિની પૂર્ણ માહિતી જૈન સાહિત્યના પાને નોંધાયેલી છે એવી સોળ વિદ્યાદેવીઓ તેમજ ચોવીશ તીર્થંકરની શાસનદેવીઓની મૂર્તિઓ, જૈનધર્મની મૂર્તિકલાના ઇતિહાસ ઉપર તેમજ એના થયેલા ક્રમિક વિકાસ ઉપર સારા પ્રમાણમાં અજવાળું પાડે છે. પુરાતત્ત્વના અભ્યાસીઓને એ દ્વારા શૃંખલાબદ્ધ ઇતિહાસ તૈયાર કરવાની સુન્દર સામગ્રી પ્રાપ્ત થાય છે.

પાટણ, પ્રભાસપત્તન, શત્રુંજય અને વિન્ધ્યાચલ વગેરે કેટલાક સ્થળોમાં **પદ્માવતી** દેવીની બેઠેલી મૂર્તિઓ સારા પ્રમાણમા મળી આવે છે, પણ ઊભી પ્રતિમાઓ બહુ ઓછા

પ્રમાણમાં જોવાય છે. વર્ધા જિલ્લાના સિન્દી ગામના દિગંબર જૈન મંદિરમાં એક અત્યંત સુંદર અને કલાપૂર્ણ પદ્માવતીની ઊભી પ્રતિમા ભૂરા પથ્થર ઉપર ઉત્કીર્ણ કરાયેલી છે. મસ્તક પર ભગવાન્ શ્રી **પાર્શ્વનાથજી** વિરાજમાન છે. આ અનુપમ કલાકૃતિ ઉપેક્ષિત અવસ્થામાં ધૂળથી ઢંકાયેલી છે. આ પ્રતિમાને બારમી સદીના આભૂષણોના ભંડાર તરીકે ઓળખાવું તો એમાં જરાપણ અતિશયોક્તિ નહીં લેખાય. આ ઉપરથી ત્યાગ સંસ્કૃતિના ઉપાસકો એવા જૈનો કેટલા પ્રમાણમાં કલાપ્રેમી હતા અને પ્રાપ્ત કરેલ લક્ષ્મીનો વ્યય કલાની ઉત્તેજના અર્થે કારીગર વર્ગને નિભાવવામાં કરતા હતા એ પણ સુતરાં જણાઈ આવે તેમ છે.

ઉપર આપણે દેવીઓની મૂર્તિઓ સંબંધમાં જોઈ ગયા. હવે **સરસ્વતી** દેવી સંબંધી વિચાર કરીએ જૈન સંસ્કૃતિ મુજબ જિનેશ્વરદેવની વાણી એ જ **સરસ્વતી** તરીકે ઓળખાય **છે. જિનાગમને** એના મૂર્તસ્વરૂપે લેખી શકાય. એ કારણે મધ્યકાળમાં જૈન દૃષ્ટિ અનુસાર **સરસ્વતી**ની પ્રતિમાઓ પણ બનવા માંડી હતી, તેના મસ્તક ઉપર તેમજ પરિકરમાં જિન-જિનપ્રભુની મૂર્તિઓ કોતરવામાં આવતી હતી, અને ઉપકરણ પણ જૈન સાહિત્યમાં વર્ણવ્યા મુજબ બનાવવામા આવતાં હતાં. બિકાનેરથી પ્રાપ્ત થયેલ અને આજે દિલ્હીના ન્યૂએશિયન એન્ટીકવેરિયન મ્યુઝિયમમા રાખવામાં આવેલ મૂર્તિ, કલાના ઉત્કૃષ્ટ પ્રતીકરૂપ છે. આવી મોટી અને મનોજ્ઞ દેવીમૂર્તિ જવલ્લે જ જોવામા આવે છે. આમનો પશ્ચિમ ભારતમા જૈના-શ્રિત મૂર્તિ કલામા એનુ નિર્માણ પ્રચુર પ્રમાણમાં થયુ છે દક્ષિણ ભારતમા પણ સરસ્વતીને મૂર્તસ્વરૂપ અપાયેલુ છે.

દેવીની મૂર્તિઓ અધિક પ્રમાણમાં ટેકરીઓ પર અને પહાડની ગુફાઓમાં જોવાય છે. એના ઉપર લોકો ભક્તિના બહાને સિન્દુર ચઢાવીને એને એવા વિચિત્ર સ્વરૂપમાં બનાવી મૂકે છે કે જેથી એની મૌલિકતા ઢંકાઈ જાય છે. કેટલાક સ્થળમાં માનતાના નામે બકરાનો ભોગ ધરાવાય છે. ચાંદવાડમાં આમ થતું પ્રત્યક્ષ જોવામાં આવ્યુ છે. ચાદવાડ નજીક જે ગુફા છે એમા જૈન મૂર્તિઓ છે અને એની આગળ ઉપર વર્ણવ્યુ તેવુ કુકૃત્ય (બકરાનો ભોગ) સને ૧૯૩૯ સુધી તો ચાલુ હતુ આમ એક સમયનો આપણા પૂર્વજોએ સર્જાવેલ કળાનો અનુપમ વારસો એ સંબંધની આપણી બેદરકારીથી, દેવીઓની મૂર્તિઓ એટલે આપ-ણને જાણે કંઈ લેવા દેવા નહી એવી અણસમજથી અને જૈનેતર વર્ગની માનતા સંબંધી ઘેલછાભરી વર્તણુકથી, હાથમાથી તો સરી ગયો, પણ એ સાથે એવી વિષમ સ્થિતિમાં મુકાયો કે જ્યા કરુણાના અને દયાના ભાવો ઉભરાવા જોઈએ ત્યાં મૂકપશુઓના લોહીના રેલા વહેતા જોવાનો પ્રસંગ આવ્યો !

ભૂલ્યા ત્યાથી સવાર ગણી હજુ પણ આપણે જાગીએ, જુદુ જુદુ દુંદુભિ વગાડવાનું મૂકી, સંગઠિત બની ખંતથી કટિબદ્ધ થઈએ તો એમાથી ઘણુ બચાવી શકીએ. કાળના એંધાણ પારખી, સાચી પ્રભાવના કરવાના માર્ગે કૂચ કદમ કરીએ, તો જૈનધર્મની પ્રભા વિશ્વભરમાં પ્રસરતા વિલંબ થાય તેવુ નથી જ.

# हर्षसागर रचित
# राजसीसाह रासका सार

लेखक : श्रीयुत भंवरलालजी नाहटा

जैन कवियोंका रास-साहित्य बहुत ही विशाल है। बारहवीं शतीसे वर्त्तमान समय तक लगभग ८०० वर्षोंमें विविध प्रकारकी रचनाएं प्रचुर प्रमाणमें लोकभाषामें रची गयी है, जिनमें ऐतिहासिक रासोका महत्व भाषा और इतिहास उभय दृष्टिसे है। ऐतिहासिक रासोंकी परम्परा भी तेरहवीं शतीसे प्रारंभ हो जाती है। कुछ वर्ष पूर्व तो इनके प्रकाशनका कुछ प्रयत्न हुआ था पर अब इनका प्रचार और महत्व दिनोंदिन घटता जा रहा है इसलिए मूल रासोके प्रकाशनका तो अब कोई ढंग नजर नहीं आता, इसीलिए अपने "ऐतिहासिक जैन काव्य संग्रह" प्रकाशनके बाद जितने भी ऐतिहासिक रास या गीत आदि उपलब्ध हुए उनका संक्षिप्त सार प्रकाशित करते रहनेमें ही हम संलग्न है।

जैन रास साहित्यकी शोध स्वर्गीय मोहनलाल दलीचंद देसाईने जिस लगन और श्रमके साथ की वह चिरस्मरणीय रहेगी। जैन गुर्जर कविओकी ३ भागोंमें उन्होने हजारो रचनाओ का विवरण पकाशित करनेके साथ उन्होने अनेक महत्त्वपूर्ण रासोकी नकलें अपने हाथसे की थी। जिनमेंसे एक संग्रह बड़ौदासे प्रकाशित भी होनेवाला था पर उनके स्वर्गवासी हो जानेसे उनकी इच्छा पूर्ण न हो सकी। उनके हाथकी की हुई प्रेस-कापियां व नोध श्रीयुत मोहनलाल चोकसीने, जितने भी उन्हें प्राप्त हो सकेब म्बईके श्रीगौड़ीजीके मन्दिरस्थ श्रीविजयदेवसूरि ज्ञान-भण्डारमें रख छोड़े है। कुछ वर्ष पूर्व श्रीयुत काकाजी अगरचंदजीके बम्बई जाने पर समय समय पर उपयोग करने व प्रकाशनके लिए सामग्रीका थोडासा अंश वे बीकानेर ले आये थे, जिनमेंसे हर्षसागर रचित साह राजसी नागड़ाका रास भी एक है। इस रासका उल्लेख जैन गूर्जर कविओंके तीनों भागोंमें नही देखनेमें आया। रासकी प्रतिलिपिके अंतमें देसाईजीके किये हुए नोट्सके अनुसार अनंतनाथ भंडारके नं. २६२२ के चौपडेसे उन्होंने ता. २७-९-४२ को यह कृति उद्धृत की थी। राजसी रासके समाप्त होनेके बाद इसमें उनकी दो पत्नियोंके सुकृत्योंका वर्णन भी पीछेसे जोड़ा गया है और उसके पश्चात् हरिया साहके वंशजोके घृतलंभनिकादि वर्णन करनेवाला एक रास है जो अपूर्ण रह गया है। देसाईजीके संग्रहमें एक अन्य ऐतिहासिक रास—ठाकुरसी साह रास (अपूर्ण) भी नकल किया हुआ है जिसका संक्षिप्त सार अन्य लेखमें दिया जायगा।

जिस ऐतिहासिक रासका सार प्रस्तुत लेखमें दिया जा रहा है वह नवानगरका अंचल-गच्छीय श्रावक था और वहां उन्होने एक विशाल मन्दिरका निर्माण करवाया था। इनके संबन्धमें अंचलगच्छ पट्टावलीमें तो वर्णन मिलता ही है व इस राससे पहलेका मेघकवि रचित

एक अन्य रास सं. १६१० में रचित सिन्धीया ओरिण्टियल इन्स्टीट्यूट, उज्जैनमें प्राप्त है जिसकी प्रतिलिपि मंगाकर जैन सत्य प्रकाशके वर्ष १८ अंक ८ में सार प्रकाशित किया जा चुका है उस राससे यह रास बड़ा है और पीछेका रचित है इसलिए वर्णन कुछ विस्तृत व अधिक होना स्वाभाविक ही है। कविताकी दृष्टिसे प्रथम प्राप्त राससे यह रास हीन कोटिका ही है। कई जगह भाव स्पष्ट नहीं होते पर लंबी नामावली उबा देती है। साह राजसी कारित नवानगरके जिनमंदिरकी नींव डालनेके समयमें भी मतभिन्नता है। प्रथम रासमें सं. १६६८ अक्षयतृतीया और दूसरे रासमें सं. १६७२ अष्टमी तिथिको खातमुहूर्त्त होना लिखा है। इस रासमें राजसीके पिता तेजसी द्वारा सं. १६२४ में नवानगरमें शांति जिनालयके निर्माणका भी उल्लेख है। राजसी साहके मन्दिरका भी विस्तृत वर्णन इस रासमें है जैसे—९९×३५ गज तथा ११ स्तरोंके नाम व शिल्प–स्थापत्यका भी अच्छा परिचय दिया है। शत्रुंजय यात्रा तथा पुत्र रामूके गौड़ी पार्श्वनाथ यात्राका अभिग्रह होनेसे संघयात्राका वर्णन तथा लाहणकी विस्तृत नामावलि एवं दोसौ गोठी मूढ ज्ञातीय लोगोंको जैन बनानेका प्रस्तुत रासमें महत्त्व-पूर्ण उल्लेख है। सं. १६९६ में नवानगरकी द्वितीय प्रतिष्ठाका तथा ब्राह्मणोको दान व समस्त नगरको जिमाने आदिका वर्णन भी नवीन है। इसके बाद दो छोटे रास राजसी साहकी स्त्रियोंसे सम्बन्धित है जिनके संक्षिप्त सार भी इसके बादमें दे दिया है। सरीयादेके रासमें तीर्थयात्रा, संघ निकालने तथा राणादेके रासमें स्वधर्मी–वात्सल्यादिका वर्णन है।

नवानगरके इस मंदिरका विशेष परिचय व शिलालेख आदि प्रकाशमें आने चाहिए। वहांके अन्य मंदिर भी बहुत कलापूर्ण व दर्शनीय है। इन सबका परिचय फोटो व शिला-लेखादिके साथ वहांके संघको प्रकाशित करना चाहिए।

### राजसी साहके रासका सारः

कवि हर्षसागरने हंसवाहिनी सरस्वती एवं संखेश्वर व गौड़ी पार्श्वनाथको नमस्कार करके नागड़ा साह राजसीका रास प्रारंभ किया है। भरतखंडमें सुंदर और विशाल 'नाग नयर' नामक नगर है जहां यदुवंशियोका राज्य है। राउल जामके वंशज श्रीवीभो, सत्तोजी, जसो-जाम हुए जिनके पाट पर लाखेसर जाम राज्य करते है। इनके राज्यमें प्रजा सब सुखी, मन्दिर, जलाशय और बागबगीचोंका बाहुल्य है। चौमुख देहरी जैनमन्दिर, नागेश्वर, शिवालय, हनुमान, गणेश आदिके मन्दिर है। श्रीलखपति जामकी प्रिया कृष्णावती और पुत्र रणमल व रायसिंह है। राजाके थारगिर और वसंतविलास बागमें नाना प्रकारके फलादिके वृक्ष फले रहते हैं। बड़े बडे व्यापारी लखपति और करोड़पति निवास करते है। नगरमें श्रीमाली बहुतसे है एक हजार घर श्रावकोंके हैं। छःसौ पांच घर ओसवालोके है, नगरसेठ सवजी हैं उनके भ्राता

नैणसी है। यहां नागड़ वंशका वड़ा विस्तार है जिसका वर्णन किया जाता है।

अमरकोटके राजा रा. मोहणके कुलमें ऊदल–जाहल–सधीर–सूंटा–समरथ–नरसंग–सकजू–वीरपाल–कंधोधर–हीरपाल और क्रमशः भोज हुआ। भोजके तेजसी और उनके पुत्र राजसी (राजड़) कुलमें दीपकके समान यशस्वी हुए थे। धर्मकार्यमें जगसी, जावड़, जगड़ू, भाभा, राम, कुंरपाल, आसकरण, जसू, टोडरलाल, भाल, कर्मचंद, वस्तुपाल और विमलसाह-की तरह सुकृतकारी हुए।

नागड़साह राजसीके भाई नैणसी व नेता धारा मूला आदि तथा मूलाके पुत्र हीरजी, हरजी, वीरजी और राजा थे। रतनसीका पुत्र अमरा, अमराका पुत्र सवसी व समरसी थे। मंगल भी मतिवान थे। धनराजके पोमसी और जेठाके पुत्र मोहणसी हुए। साह तलाके खीमसी, गोधु थे। अभाके पुत्र हाथी, विद्याधर और रणमल थे। ठाकरसी और भाखरसी भी पुण्यवान थे। इस कुटुंबमें साह राजसी प्रधान थे, भाई नैणसी और पुत्र रामा और सोमकरण महामना थे। नैणसीके पुत्र कर्मसी हुए। इन प्रमार वंश दीपकोंने परामर्श कर जोसी माधरको वुलाया उससे जिनालयके लिए उत्तम मुहूर्त्त मांगा।

भोजाके पांच पुत्रोंमें चतुर्थ तेजसी थे, इन्होंने आगे सं. १६२४ में नौतनपुरमें शांति-नाथ प्रभुका मन्दिर निर्माण कराया था अब विशाल मन्दिर बनानेके लिए विचार किया तो चांपाके पुत्र मूलसी शाहने कितनाक हिस्सा दिया। वीजलदेके पुत्र राजसी और स्वरूपदेनंदन रामसीनेजिनालयका निश्चय किया। सरियादेका भर्त्तार मनमें वहुत उत्साहवान् है। ये दोनों भाई व रामसी व मूला जाकर राउल सत्रुसलके नंदन जसवतसे आज्ञा मांगी कि हमें नलिनी विमानके सदृश जिनालय निर्माणकी आज्ञा दीजिये। राजाज्ञा प्राप्त कर सानंद घर आये और गजधर जसवंत मेधाको वुलाकर जिनालय योग्य भूमिकी गवेषणा की और अच्छा स्थान देखकर जिनालयका मण्डाण प्रारंभ किया। [क्रमशः]



# સાભાર-સ્વીકાર

**૧. અવધાનની કળા :** **લેખક :** શ્રીજયંત મુનિ. **પ્રકાશક :** કાનજી શામજી ખીદડાવાળા, **પ્રાપ્તિસ્થાન :** દલીચંદ લહેરાભાઈ વસાણી, જનતા હિતવર્ધક પ્રીંટીંગ પ્રેસ, રાણપુર. **મૂલ્ય :** એક રૂપિયો બાર આના.

**૨. પંજાબ કેસરી આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી: સંપાદક:** કેશવલાલ શાહ, **પ્રકાશક:** શ્રીખીમજી હેમરાજ છેડા, શ્રીઆત્માનંદ જૈન સભા, ૪૧ ધનજી સ્ટ્રીટ, મુંબઈ ૩.

**૩. માતર તીર્થનો ઇતિહાસ : પ્રકાશક :** શ્રીમાતર સાચાદેવ તીર્થ કમીટીની વતી જીવણલાલ છોટાલાલ ઝવેરી, C/o શ્રી સુબાજી રવચંદ જયચંદ જૈન વિદ્યાશાળા, ઠે. ડોસીવાડાની પોળ, અમદાવાદ.

**૪. પ્રભુ મહિમા સ્તવ : પ્રેરક :** પૂ. મુ. શ્રીમહિમાવિજયજી, **પ્રકાશક :** મહેતા કાંતિલાલ રાયચંદભાઈ, સાણંદ, ( જિ. અમદાવાદ ).

**૫. વર્ધમાન તપ મહિમા : પ્રકાશક :** શા. મોતીચંદ નરશી, શા. ચત્રભુજ તેજપાલ ધર્મસિંહ જૈન જ્ઞાન મંદિર, હુબલી ( એસ. રે. ) પૂ મુનિરાજના ૫૦૦ આયંબિલ તપ નિમિત્તે ભેટ.

**૬. સ્નાત્ર પૂજા, દાદાસાહેબ પૂજા, ઘંટાકર્ણવીર પૂજા :** શ્રીમહાવીરજી જૈન દેરાસર અંતર્ગત શ્રીજિનદત્તસૂરિ જ્ઞાન ભંડાર, પાયધુની, મુંબઈ.

**૭. દીપમાલ : લેખક :** પૂ. પં. શ્રીકનકવિજયજી ગણિવર, **પ્રકાશક :** શ્રીજૈન સાહિત્ય પ્રચારિણી સભા, પાલીતાણા—જૂનાગઢ, **મૂલ્ય** એક રૂપિયો ચાર આના.

**८. मानवता :** ( હિંદી ) **લેખક :** પૂ. પં. શ્રીપ્રવીણવિજયજી મ , **અનુવાદક :** રંજન પરમાર, **પ્રકાશક-પ્રાપ્તિસ્થાન :** મહેતા કાંતિલાલ રાયચંદભાઈ, સાણંદ, (જિ. અમદાવાદ.)

**९. संगीत सुधा** . ( હિંદી ) **સંપાદક :** શ્રીહજારીલાલ જૈન પ્રેમી, સાહિત્ય ભૂષણ, કાવ્યકોવિદ, **પ્રકાશક :** શ્રીવ્રજમોહનલાલ મહાવીરપ્રસાદ જૈન, આગરા.

**१०. जैन दार्शनिक संस्कृति पर एक विहगम दृष्टि :** ( હિંદી ) **લેખક :** શ્રીકરણસિંહ બી એ , **પ્રકાશક :** નાહટા બ્રધર્સ, ૪ જગમોહન મલિક લેન, કલકત્તા—૭, **મૂલ્ય** . બાર આના

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને માસિક કાયમને માટે મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનુ સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનુ સરનામુ માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતા પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩ માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫ ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨ લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારાવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ

# विषय–दर्शन









॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १९ | વિક્રમ સં. ૨૦૧૦ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ. ૧૯૫૪ | क्रमांक |
| अंक : ८ | વૈશાખ સુદ ૧૩ : શનિવાર : ૧૫ મે | २२४ |


# ધૂપ દીપ

## [ સત્તાને શોભાવતા રહેજો ! ]

**લેખક. પૂજ્ય પં. શ્રીકનકવિજયજી**



**સત્તા** એ સંસારની મોહક શક્તિ છે. ધન, દૌલત, સમૃદ્ધિ કે વૈભવો કરતાં યે સત્તા ખરેખર મહાન છે. એક જ્ઞાની પુરુષે સત્તાને કલ્પવૃક્ષની ઉપમા આપી છે સત્તાને પામેલો માનવ જો ન્યાયપૂર્વક હૃદયની સરળતાથી તેનું પાલન કરે તો કહેવું જોઈએ કે સત્તા માનવ લોકનું સ્વર્ગ બની શકે છે. સત્તાને પામનાર માનવે પોતે સત્તાનો માલિક છે, એ હમેશને માટે ભૂલી જવું જોઈએ. ડગલે ને પગલે પોતાની સત્તાનું કડપપૂર્વક પ્રદર્શન કરનારો સત્તાધીશ સહુ કોઈને માટે ઉપહાસને પાત્ર બને છે.

પૂર્વની પુણ્યાઈના યોગે આત્માને જે સારી-સારી સામગ્રીઓ પ્રાપ્ત થાય છે, તેમાં બુદ્ધિ, બલ, ધન તેમજ સત્તા આ ચારને મુખ્ય રીતે ગણી શકાય. બુદ્ધિ એ જરૂર પુણ્યાઈનો પ્રકાર છે. પણ બુદ્ધિવાન માનવ, પોતાની બુદ્ધિદ્વારા કેવળ જાતનાં જ સુખ, ભોગ કે સ્વાર્થને જોનારો, તથા વિચારનારો જો બને તો તે બુદ્ધિ સંસારભરના આત્માઓ માટે તેમજ તેની પોતાની જાતને માટે ભયંકર અહિત કરનાર બને છે. ધન, શરીરબલ તેમજ સત્તા આ ત્રણને માટે પણ ઉપર મુજબ જ કહી શકાય.

તેમાંયે સત્તા માટે કાંઈક વિશિષ્ટતા છે. બુદ્ધિ, સંપત્તિ કે શરીરબળ કેવળ સાપેક્ષ છે. એકાંગી છે. જ્યારે સત્તા સર્વવ્યાપી શક્તિ છે. સત્તા ધન, બુદ્ધિ કે બળની સામે ઊભી રહી શકે છે. સત્યને ક્ષણવારમાં અસત્યરૂપે જાહેર કરવામાં જે રીતે સત્તા ફાવી શકે છે, એવી તાકાત અન્ય કોઈ શક્તિમાં નથી. પણ સત્તા એ શ્રાપ છે અને આશીર્વાદ પણ છે.

નીતિમાન, સેવાભાવી અને સ્વાર્થત્યાગી તેમજ વિવેકી આત્માને પ્રાપ્ત થતી સત્તા ખરેખર સંસારની શોભા બને છે આજે જ્યાં જૂઓ ત્યાં સત્તા મેળવવા મથતા માનવો આપણી ચોમેર દૃષ્ટિગોચર થાય છે, સત્તાને પામેલાંનાં સુખની કલ્પના કરી તેની ઇર્ષ્યા કરનારા આપણા સંસારમા આજે ક્યાં ઓછા છે! પણ સત્તા એ કાચો પારો છે, એ રખે તેઓ ભૂલે! જો તેને મારતાં આવડે તો તે અમૃત બને છે, નહિતર સત્તાને નહિ જીરવી શકનારા અનેક રીતે ખુવાર થયાના દૃષ્ટાંતો ઇતિહાસના પાને નોંધાયેલા આપણી સામે છે.

સત્તાના સ્થાને રહેલાઓને માટે પણ કેટકેટલી કસોટીના પ્રસંગો આવે છે, જે વેળા તેનો ન્યાયપ્રિય આત્મા સત્તાનો સદુપયોગ કરી. સંસારને માટે ભવ્ય આદર્શ ખડો કરી જાય છે. આવો જ એક પ્રસંગ ઇતિહાસના પાના પર નોંધાયેલો પડ્યો છે.

**કાશી**નાં મહારાણી કરુણાદેવી ગંગાના કિનારા પર શિયાળાની એક સાંજે ફરવા નીકળ્યાં છે. ગંગાસ્નાન કરીને તેઓએ વસ્ત્રો એક કોર જઈ બદલ્યાં ધીરે ધીરે અંધારું થતું જાય છે, ઠંડીની અસર વધવા માંડી. મહારાણીના શરીર પર થોડાં મુલાયમ વસ્ત્રો અને શાલ સિવાય કાંઈ નથી. તાજું સ્નાન કરેલું હોવાથી શરીર પર ઠંડી વધુ લાગવા માંડી. ધ્રૂજતા શરીરે મહારાણીએ પોતાના સેવકોને આદેશ કર્યો 'જાઓ તપાસ કરો તાપણું કરવા માટે કાંઈ સાધન મળે તો લઈ આવો.' મહારાણીના હુકમને માથે ચડાવીને સેવકોએ ત્યાં બાળવાના બળતણની શોધ કરવા માંડી. એટલામા મહારાણીની નજર ત્યાં નદી કિનારે ઘાસની નાનીશી ઝૂંપડીઓ કરી એને જ પોતાનો આવાસ માનીને રહેલા ગરીબ માણસો જણાયા એ ઝૂંપડીઓના ઘાસને મહારાણીએ મંગાવ્યું. પેલા નિરાધાર ગરીબોએ જવાબ આપ્યોઃ 'એ નહિ બને. આ ઘાસની ઝૂંપડીઓ એ તો અમારો આધાર છે. આવી ઠંડીમાં અમે ક્યાં જઈએ?'

કાશીનાં મહારાણીને કવેળાએ પોતાની સત્તાનો ગર્વ આવ્યો. સત્તાના ઘેનમાં એ ભાનભૂલાં બન્યાં. સેવકોને તેમણે કહ્યું 'જોઈ શું રહ્યા છો' તમને ખબર નથી કે આ ફૂટી બદામના માણસો મારુ અપમાન કરી રહ્યા છે? આ બધી ઝૂપડીઓ હમણા જ સળગાવી મૂકો. ઠીક થશે. ઠંડીમાં તાપણુ કરવા આ કામ લાગશે.' સત્તાનો ભાર માથા પર લઈને ફરનાર મહારાણીની માનવતા અત્યારે મરી પરવારી પોતાની સત્તાનું ઘમંડપૂર્વક પ્રદર્શન કરવાનો તેમને આ મોકો મળી ગયો.

હુકમના તાબેદાર સેવકોએ બીજાજથી પેલા ગરીબ લોકોને બાળ-બચ્ચાં સાથે કડકડતી ઠંડીમા ઢસડી ઢસડીને બહાર કાઢયા, તે લોકોની ઘરવખરી જેમ તેમ ફેંકી દીધી, ને ઝુંપડીઓને સળગાવી મૂકી.

મહારાણીને પોતાની સત્તા માટે ક્ષણભર મદ ચઢયો. સત્તાના સ્વપ્નોમાં રાચતાં મહાદેવી તે સાંજે સેવકોની સાથે ગુમાનપૂર્વક પાલખીમાં બેસી રાજમહેલમા આવ્યાં.

બીજે દિવસે સવારે કાશી શહેરમાં વાત વાયુવેગે ફેલાઈ ગઈ મહારાણીએ ગરીબ નિરાધાર પ્રજાજનો પર વરસાવેલા અત્યાચારના સમાચાર કાશીનરેશ સ્વરૂપસુંદર મહારાજા પાસે આવ્યા. મહારાજા સ્વભાવે ઉદાર તથા ન્યાયનિષ્ઠ હતા તેમણે જાતે તપાસ શરૂ કરી. જે લોકોની ઝુંપડીઓ બાળી નાખવામા આવી હતી તેમને ખુદ મહારાજાએ બોલાવ્યા.

તે ગરીબ-લોકોને કાશીનરેશે પૂછ્યું. 'તમારી ઝુંપડીઓ, કોણે બાળી?'

આ લોકો જવાબ ન આપી શક્યા. તેઓ મૂઝવણમાં મૂકાયા, તે બિચારાઓનું ગજું કેટલું કે સાચી વાત હામ ભીડીને કહી શકે પણ? કાશીનરેશને ન્યાય કરવો હતો, પોતાના રાજ્યમાં કોઈના પ્રત્યે પણ સહેજ નાનો સરખો અન્યાય થઈ ગયો હોય તો જ્યાંસુધી એનો પ્રતીકાર ન થાય ત્યાંસુધી જંપીને બેસવું એ આવા મહારાજાઓને મન શરમભર્યું કલંક હતું તેઓ બેસી ન રહ્યા. સેવકોને બોલાવી, સાચી વાત પૂછી અને ઝુંપડીઓના માલિક બિચારા ગરીબ લોકો પર થઈ ગયેલા અન્યાયથી તેઓ સમસમી ઊઠ્યા.

મહારાજાએ આદેશ કર્યો 'જાઓ, રાણીને અત્યારે ને અત્યારે અહીં બોલાવી લાવો!' મહારાજાનો હુકમ થતાં મહારાણી કરુણા ત્યાં આવ્યા તેમણે પૂછ્યું. 'કેમ મારું શું કામ પડ્યું છે?' મહારાણીનું ખંડિત ગુમાન છેલ્લો દાવ ફેંકવા સજ્જ બન્યું. મહારાજાએ રાણીના અન્યાયનો જવાબ માગ્યો. રાણીએ તુમાખી રીતે કહ્યું: 'મારા સંતોષની ખાતર મારા આનંદ માટે મેં આમ કર્યું છે. મારા આનંદ કરતા ઝુંપડીઓની કિંમત કાંઈ વધારે છે? ઠંડી દૂર કરવા મેં તેમ કર્યું તેમા કયો અન્યાય થઈ ગયો?'

કાશીનરેશ અત્યારે ન્યાય તોળવા બેઠા હતા ન્યાય એ જ એમને મન જીવનસર્વસ્વ હતું. ન્યાયની ખાતર પોતાના જનનો ભોગ આપવો પડે તો તેમ કરવાને પણ તેઓ તૈયાર હતા. આસન પર બિરાજેલા અધિકારીની અદાથી કડક બનીને તેમણે રાણીને કહ્યુ. 'વારુ, કાશીના મહારાણીપદે તમને આ બધુ નહિ સમજાય! તમારે એ ભૂલવું જોઈતું નથી કે જેવું તમારું હૃદય છે જેવો તમારા હૃદયનો આનંદ છે, તે રીતે મારા રાજ્યમાં વસનાર પ્રત્યેક પ્રજાજનોને પણ હૃદય છે અને એને પણ આનંદ મેળવવાની ઈચ્છા હોય એ સહજ છે. રાણી! તમારા આનંદ ખાતર કોઈના પણ હૃદયને કે તેના આનંદને કચડવાનો તમને અધિકાર નથી. આજે તેવા અધિકારને ભૂલીને અન્યાય કરવામાં તમે પાછી પાની કરી નથી. માટે જ હું તમને કાશીનરેશ તરીકે આદેશ કરું છું કે, આજથી એક વર્ષ પર્યંત તમને કાશીના મહારાણીપદ પરથી મુક્ત કરવામા આવે છે. તમે હવે કાશીના મહારાણી નથી, હવેથી મારા રાજ્યમાં મહેનત મજૂરી કરીને પૈસા ભેગા કરો, તેમાથી આ ગરીબ પ્રજાજનોની ઝુંપડીઓ ફરી બાંધી આપો ત્યારે જ સત્તાનો મોહક નશો જે રીતે તમને ચઢ્યો છે, તેનું ઘેન ઊતરી જશે તે સિવાય નહીં.'

ન્યાયનું મૂલ્ય કેટ-કેટલું મહાન છે અને ન્યાયની કિંમત ચૂકવતી વેળા સત્તાના સ્થાને રહેલા માનવને કેટ-કેટલા કડક રહેવાનું હોય છે, તે આ પ્રસંગ પરથી સહેજ સમજી શકાય છે. ન્યાયનિષ્ઠ અધિકારી એ સત્તાની શોભા છે, તો જ સત્તા સંસારમા આશીર્વાદ રૂપ બની કલ્પવૃક્ષની ગરજ સારે છે, નહિતર અન્યાય, સ્વાર્થ તેમજ જાતઘમંડના નશામાં ભાનભૂલા બનેલાઓના હાથમા રહેલી સત્તા એ ખરેખર સંસારનું નર્ક બની રહે છે.

માનવો! સત્તાની શોભા બની રહેજો!!



# રાજ-કારભાર પર

## ધર્માચાર્યની વિચારણા

લેખક : પં. શ્રીયુત લાલચંદ્ર ભગવાન ગાંધી, વડોદરા

**વિક્રમની** તેરમી સદીના ઉત્તરાર્ધમાં થઈ ગયેલા મહાન ધર્મોપદેશક આચાર્ય શ્રી. વિજયસેનસૂરિજીએ સુપ્રસિદ્ધ મંત્રીશ્વર વસ્તુપાલને ઉદ્દેશી રાજ-કારભાર પર મહત્ત્વના વિચારો જણાવ્યા હતા, તે તેમના શિષ્ય ઉદયપ્રભસૂરિએ 'ધર્માભ્યુદય' નામના સંસ્કૃત મહાકાવ્યમાં (સં. ૧૨૯૦ માં લિ. તા. પુસ્તકમાં) પ્રકટ કર્યા છે, તે વિચારવા યોગ્ય છે. ગુરુજીએ દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારના ધર્મમાં ભાવનાની પ્રધાનતા અને તેના વડે દાન, શીલ અને તપની સફલતા પ્રતિપાદન કરી હતી.

'મંત્રીએ જણાવ્યું કે-'ભગવન્! આ ઉચ્ચ પ્રકારની પવિત્ર ભાવના રાજ-વ્યાપાર (રાજ-કારભાર)થી કલુષિત થયેલા અમારા હૃદયમાં વાસ કરતી નથી' ગુરુજીએ ગૌરવને ઉચિત એવું વચન ઉચ્ચાર્યું કે-'મંત્રિન્! રાજ-કારભારને તમારા વડે શા માટે દૂષિત કરવામાં આવે છે? કારણ કે આ રાજ-કારભાર, તુચ્છ ચિત્તવાળા, અજ્ઞ, ક્રૂર કર્મ કરનારા, પરદારાપ્રેમી, પર-દ્રોહ અને પરને પીડા કરવામાં પરાયણ એવા આત્માઓને, તેમજ તત્કાલીન ક્ષણિક સુખમાં આદરયુક્ત ચિત્તવાળા જનોને, તેમજ નરકને જોવામાં અંધ, હિત સાંભળવામાં બહેરા, અપજશરૂપ કીચડમાં પડનારા એવા ક્ષુદ્ર સત્ત્વોને આ લોક અને પરલોકમાં અનર્થ-સંબંધોના અદ્વિતીય કારણરૂપ થાય છે.

પરંતુ જેઓ પુણ્ય (પવિત્ર) કર્મ કરનારા, મહેચ્છ (ઉદાર) સ્વચ્છ 'પવિત્ર' બુદ્ધિવાળા છે, જેઓએ પરોપકારની પ્રવૃત્તિઓથી જીવિતને સફલ કર્યું છે, ગુરુના ઉપદેશામૃતના પૂરથી જેમના મન પવિત્ર બનેલા છે, જેઓ વૈભવ અને ભવ પ્રત્યે ભંગુર (અનિત્ય) ભાવ ભાવનારા છે, તથા ઉજ્જવલ યશ અને ધર્મમાં સ્થિરતાભરી બુદ્ધિને કરનારા છે, જેમણે અરિ-ષડ્વર્ગ (કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષને જીત્યા છે, જેઓ સ્વયં ઉત્તરકાલ (પરિણામ)ને જોનારા છે, તેવા અદ્ભુત સત્ત્વશાલી, લોકોત્તર (અલૌકિક) આત્માઓને આ રાજકારભાર જ આ લોકમાં અને પરલોકમાં સિદ્ધિ માટે થાય છે. કારણ કે તીર્થંકરોએ ફરમાવેલ એ ધર્મ અલૌકિક પ્રકારનો છે, જે સ્વર્ગ અને મોક્ષની સામ્રાજ્ય-લક્ષ્મીને વરવાના સ્વયંવર-મંડપ જેવો છે. મહાસત્ત્વ સિવાયના ઇતર નરોને એ અત્યંત દુષ્કર છે, બીજું શું? તીર્થંકર લક્ષ્મીનાં—કારણોમાં જે શિરોમણિ જેવો છે, તે પ્રભાવના નામનો ધર્મ પણ, રાજકારભારરૂપી તેજ વડે દુરિત (વિઘ્ન-અનિષ્ટ) અંધકારના વિધ્વંસથી દેદીપ્યમાન શોભાને પામે છે." *

* "पावनी नावनीनाथ-व्यापारकलुषे हृदि ।
आस्माकीये वसत्युच्चैर्भावना भगवन्नसौ ॥२९॥

इत्युक्ते मन्त्रिणाऽवोचन्, गुरवो गौरवोचितम् ।
मन्त्रिन्! **नृपस्य व्यापारः**, किमर्थं दूष्यते त्वया? ॥४०॥ युग्मम् ।

यदयं तुच्छचित्तानामज्ञानां क्रूरकर्मणाम् ।
परदार–परद्रोह–परपीडापरात्मनाम् ॥४१॥

तादात्विकसुखास्वादसादरीकृतचेतसाम् ।
नरकालोकनेऽन्धानां, बधिराणां हितश्रुतौ ॥४२॥

जायते क्षुद्रसत्त्वानामयशःपङ्कपातिनाम् ।
ऐहिकामुष्मिकानर्थसम्बन्धैकनिबन्धनम् ॥४३॥ विशेषकम् ।

ये पुनः पुण्यकर्माणो, महेच्छाः स्वच्छबुद्धयः ।
परोपकारव्यापारसफलीकृतजीविताः ॥४४॥

गुरूपदेशपीयूषपूरपावितमानसाः ।
वैभवे च भवे चास्मिन्, भङ्गुरीभावभाविनः ॥४५॥

शुचौ यशसि धर्मे च, स्थैर्यबुद्धिविधायिनः ।
विनिर्जितारिषड्वर्गाः, स्वयमायतिदर्शिनः ॥४६॥

भवत्यद्भुतसत्त्वानां, तेषां लोकोत्तरात्मनाम् ।
**नृपव्यापार** एवायमिहामुत्र च सिद्धये ॥४७॥ कलापकम् ।

येन लोकोत्तरः कोऽपि, धर्मस्तीर्थेशदेशितः ।
स्वर्गापवर्गसाम्राज्यश्रीस्वयंवरमण्डपः ॥४८॥

सुदुष्करतरः कामं, महासत्त्वेतरैर्नरैः ।
किमन्यत् तीर्थकृल्लक्ष्मी–कारणानां शिरोमणिः? ॥४९॥

**प्रभावनाभिधः** सोऽपि, **नृपव्यापार**–तेजसा ।
दुरितध्वान्तविध्वंसाद्, भास्वरां श्रयति श्रियम् ॥५०॥ विशेषकम् ।"

—ધર્માભ્યુદય મહાકાવ્ય (સર્ગ ૧, શ્લો૦ ૩૯ થી ૫૦)
[—સિંઘી જૈન ગ્રંથમાળા ગ્રં. ૪માં પ્રકાશિત]



# માયાજાળ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીમહાપ્રભવિજયજી

> અસંતોષ માણસને માયાની જાળમાં કેવી રીતે ફસાવે છે અને સંતોષી માણસ કેવો ઉન્નત બને છે એ વાત આ કથા કહી જાય છે.

**ભદ્ર**નગરમાં પૂર્ણચંદ્ર નામે એક શેઠ રહેતા હતા. એમને પરસન નામે શેઠાણી હતાં, સંપત્તિ હતી પણ સંતાન નહોતુ એમની નામનામાં નિ:સંતાનનુ કલંક ઘણીવાર એમને ડંખ્યા કરતુ. લોકજીભે વાંઝિયાનુ મેણું એમના હૃદયને કોરી ખાતુ

શેઠ વિચારના ઝોલે ચડતા ત્યારે બબડતાઃ 'આ સંપત્તિ શુ કામ લાગશે ? આ હવેલીને કોણ ભોગવશે ? રાત-દહાડો મહેનત કરીને એકઠું કર્યું છે તે પારકા માટે ?' ચારે બાજુએ નિરાશાનો હાઉ એમની સામે ઘૂરકયા કરતો હવા, દોરા-ધાગા ને મંત્રતંત્રાદિ ઘણા કર્યાં પણ શેર માટીના એમને સાં વખા હતા.

શેઠાણી આશ્વાસન આપતાંઃ 'તમે ધીરજ રાખો. ધીરજનાં ફળ મીઠાં છે. આવા વિચારોથી શરીરને શુ કામ સુકાવો છો ?'

'સુકાય નહિ તો શું થાય ! પૂરા પચાસની ઉમર થઈ. હવે શી આશા ?' શેઠે નિરાશાનો સૂર કાઢ્યો.

'હશે, કુદરતને જે ગમ્યું તે ખરુ. કઈ વિચારોથી વેળા વળશે ?' શેઠાણીએ ગંભીરપણે જવાબ વાળ્યો.

સમય પલટાયો, બધી ચીજોના ભાવ બેસી ગયા. શેઠે અનાજની વખારો ભરી રાખેલી તે બેસા ભાવે વેચવી પડી એમની સંપત્તિનાં પૂર ઓસરવા માંડયાં. શેઠે બજાર ઉપર ધ્યાન આપવા માંડ્યું ત્યારે એમના નિ:સંતાનનું કલંક ધોવાવા લાગ્યું. શેઠાણીને પૂરા નવ માસે એક બાળકનો જન્મ થયો એક દુ:ખ જતાં બીજુ દુ:ખ એમને ઘેરી વળ્યું. બાળક દરિદ્રતા લઈને જન્મ્યો. સંતાનની ઝંખના હવે પૈસામાં વળગી

શેઠ હવે જેમતેમ કરીને પોતાનુ ગુજરાન કરતા અને બાળકને ઉછેરવામાં ભવિષ્યની આશાએ દિવસો વ્યતીત કરતા. શેઠ અને શેઠાણી હવે ધર્મની આરાધના તરફ પણ વળ્યાં હતાં બાળકમાં સારા સંસ્કારો પડે એની ચીવટ રાખતા. બાળકનુ નામ પ્રતાપ રાખવામાં આવ્યું.

પ્રતાપ ગરીબીમાં ઉછર્યો અને ભણ્યો. એને એક સરખી વયનો મિત્ર મળી ગયો. એનું

નામ ભૂષણ. ભુવનચદ્ર નામના શ્રેષ્ઠીનો એ પુત્ર હતો તેઓ પૈસેટકે સુખી નહોતા, છતાં વેપાર-ધંધામાં જે કંઈ મળે એમા સતોષ માની પોતાનો જીવનપથ કાપતા.

પૂર્ણચંદ્ર અને ભુવનચંદ્રના સ્વભાવમા તફાવત હતો. ભુવનચદ્ર સંતોષી હતા તો પૂર્ણચંદ્રના હૃદયમાં અસતોષનો મહાસાગર ખળભળી રહ્યો હતો. ભુવનચંદ્રમાં ધર્મસંસ્કારો નાનપણથી હતા, જયારે પૂર્ણચદ્રને તો સજોગોએ ધર્મિકતા તરફ વાળ્યા હતા.

પ્રતાપ દિવસનો મોટો ભાગ ભૂષણને ત્યાં જ ગાળતો આથી બને મિત્રોમા ખાનદાની, કુલીનતા અને ઉચ્ચ સસ્કારો તાણાવાણાની જેમ વણાયા હતા. સેવા અને સમર્પણના ગુણો વિકસાવવામાં એ તત્પર રહેતા અને પોતાની ગરીબીને આશીર્વાદ સમાન લેખતા. બંને જણ વીશ વર્ષના થયા ને પોતાના કુટુબને આધારરૂપ થવા લાગ્યા.

બંને મિત્રોએ પોતાનુ ભાગ્ય અજમાવવા પરદેશ જવાનો નિર્ણય કર્યો અને સારે દિવસે તેઓએ નંદિવર્ધન નગર તરફ પ્રયાણ કર્યું.

વૈશાખનો મહિનો હતો સવારનો ઠડો વાયુ એમના પ્રયાણને પ્રેરણા આપતો. બપોરે તેમણે એક કૂવા પાસેના ઝાડ આગળ વિસામો કર્યો એવામાં સામેથી આવતા એક પ્રવાસીએ પૂછ્યું: 'ભાઈ! ભદ્રનગર કેટલુ દૂર હશે?'

'માંડ દશેક માઈલ હશે; પણ નદિવર્ધન નગર અહીથી કેટલુ થાય?'

'હુ ત્યાંથી જ આવી રહ્યો છુ પૂરા પચીશ ગાઉ તો મે કાપી નાખ્યા છે.'

'શેઠ! આ બળતા બપોરે ચાલવા કરતાં થોડો વિસામો લઈને નમતા પહોરે આગળ વધજો.' યુવકોને આ પ્રવાસી પાસેથી નંદિવર્ધન નગરની માહિતી મળશે એવા ઈરાદે શેઠને આવકારતાં એમણે કહ્યું.

પ્રવાસી નંદિવર્ધન નગરનો એક વેપારી હતો. આ નાનચંદ શેઠનો ભદ્રનગર સાથે વેપારી સંબંધ હતો. એણે આ બને યુવકોની આવકારભરી પૂછવાની રીત ઉપરથી કેટલુંક અનુમાન કરી લીધુ શેઠને પણ આ યુવકો સાથે વાત કરવાનું મન થયુ

સૌએ પોતપોતાનાં ભાતા ખોલ્યાં અને ખાવા બેઠા. એક જ જ્ઞાતિના હોવાથી એક બીજાએ ખાવાની ચીજોની આપ-લે કરી સૌ સાથે બેઠા અને વાતે વળગ્યા

વાતવાતમાં શેઠે આ બને યુવકોની પરિસ્થિતિ વિશે જાણી લીધું અને યુવકોને નદિવર્ધન નગરમાં કોઈ ધધે લગાડી દેવાનું પણ આશ્વાસન આપ્યુ. શેઠે વધારામાં જણાવ્યું: 'ભદ્રનગરમાં મારે એકાદ દિવસનું કામ છે. એ પતાવીને તરત પાછા ફરવું છે તમે મારી સાથે પાછા આવો તો આપણે આવતી કાલે સાથે જ નદિવર્ધન જઈશું'

બંને યુવકોને તો એ જ જોઈતુ હતુ નમતા પહોરે ત્રણેજણા ભદ્રનગર આવી પહોંચ્યા. ભૂષણ શેઠને પોતાને ઘેર લઈ ગયો અને એમનુ આદરભર્યું આતિથ્ય કર્યું વાતચીતથી બંને યુવકોએ શેઠના હૃદયમાં સ્થાન મેળવી લીધુ.

શેઠે ભૂષણના બાપ ભુવનચદ્ર સાથે વાતચીત કરતાં પોતાને જાણવાયોગ્ય હકીકત જાણી લીધી, પછી શેઠે ભુવનચંદ્રને કહ્યુ. 'શેઠ! મારી એક વિનંતિ છે મારો બોલ પાછો તો નહિ ઠેલાય ને?'

ભુવનચંદ્ર તો શેઠની આ વાતથી સંકોચ પામ્યા એમને થયુ કે શેઠ કેવીયે માગણી કરશે? મોટા માણસોની માગણી મારા જેવો ગરીબ કઈ રીતે પૂરી કરી શકશે?

નાનચંદ શેઠ ભુવનચંદ્રના સંકોચને પામી ગયા. એમણે કહ્યું: 'શેઠ! સંકોચ પામવા જેવું નથી. મારી વિવેકભરી માગણી છે. તમારા કરતાં વધુ પૈસાદાર મને મળી રહેશે પણ તમારા ભૂષણ જેવો વિવેકી યુવક મને નહિ મળે. મારી દીકરી માટે હું ભૂષણની માગણી કરું છું.'

ભુવનચંદ્ર તો આ સાંભળીને આભાજ બની ગયા. એમણે શું જવાબ વાળવો એ જ એમને સૂઝયું નહિ. એમણે નીચે મોંએ જવાબ આપ્યો: 'શેઠ અમે ગરીબ માણસો છીએ. તમારી સાથે અમારી સરખામણી ક્યાંથી ઘટે?'

'શેઠ! એ બધું મારે જ સમજવાનું છે. તમે માત્ર હા કહી દો એટલે પત્યું અને જુઓ, બીજી કન્યા આ પ્રતાપ સાથે આપવી છે. એના બાપને મળીને હું એનો પણ નિર્ણય કરી લેવા જ ઇચ્છું છું.'

ભુવનચંદ્ર શેઠે કહ્યું: 'શેઠ! તમે પ્રતાપને ત્યાં જઈ આવો ત્યાં સુધીમાં જવાબ આપી દઈશ.'

'ના, મારે તો અત્યારે જ જવાબ જોઈએ. માત્ર હા કહી દો પછી જ મને શાંતિ વળશે.'

'ભલે, શેઠ! જેવી તમારી મરજી.' એમ કહી નાનચંદ શેઠ પ્રતાપને ત્યાં ગયા.

શેઠને પૂર્ણચંદ્રને ત્યાં સત્કાર મળ્યો. વાતવાતમાં એ તો જૂના ઓળખીતા નીકળ્યા. એમણે પ્રતાપ માટે તેમની આગળ વાત મૂકી અને પૂર્ણચંદ્રની સમ્મતિ મેળવી.

*

બીજે દિવસે આ બંને યુવકો અને નાનચંદ શેઠ નંદિવર્ધન તરફ વિદાય થયા. નાનચંદ શેઠે બંને જમાઈઓને પોતાના ધંધામાં લગાડી દીધા. ભદ્રનગરમાં અને નંદિવર્ધનમાં આ બંને યુવકોની સગાઈ સંબંધની વાત પણ વહેતી થઈ.

નાનચંદ શેઠની બંને કન્યાઓ ખૂબ સંસ્કારી હતી. રૂપાળી અને તેજસ્વી હતી. શેઠે પોતાની પુત્રીઓને ભણાવવા માટે ખાસ પ્રબંધ કરેલો તેથી વિદ્યાસપન્ન પણ હતી.

દાઝે બળતા લોકોમા આ સગાઈ–સબંધ ઈર્ષ્યા ઉપજાવે એવો હતો. પૂર્ણચંદ્ર અને ભુવનચંદ્ર જેવા ગરીબને ત્યાં શેઠ નાનચદની દેવરૂપ જેવી કન્યાઓ જાય એ ત્રણેની ઈર્ષ્યા કરનારા માણસોને ડંખતુ હતું. નાનચંદ શેઠને કેટલાકે કહ્યું: 'શેઠ! તમે આપણા નગરનું નાક કાપી નાખ્યુ.'

ભુવનચંદ્ર અને પૂર્ણચંદ્ર આજે પોતપોતાના પુત્રોના લગ્ન દિવસ જોવરાવવા વિશે મસલત કરી રહ્યા હતા. મુહૂર્ત કઢાવવા માટે જોશીને બોલાવ્યો અને એક જ દિવસે બંનેનાં લગ્ન થાય એ રીતે દિવસ જોવામાં આવ્યો

ભદ્રનગરથી નંદિવર્ધન જવા માટે જાન નીકળી, તે અગાઉ પૂર્ણચંદ્ર શેઠ પાસે એક માણસે આવીને કહ્યું: "શેઠ! કંઈ જોઈતુ કરતું હોય તો મારે ત્યાંથી ખુશીથી લઈ જજો. અને હા, કન્યાને દાગીના ચઢાવવા હોય તો મારે ત્યા તૈયાર પડ્યા છે. પછીથી લઈ લેવાશે."

આ વાતથી પૂર્ણચંદ્ર શેઠ તો હર્ષથી ફૂલાવા લાગ્યા કંઈક ગર્વની આછી રેખા એમના હૃદયપટ ઉપર અંકાઈ ગઈ, તેઓ કેટલાક દાગીના અને ખાસ ખાસ વસ્તુઓ એ શેઠને ત્યાંથી લઈ આવ્યા અને લીધેલી વસ્તુઓનું લખાણ પણ કરી આપ્યું.

ભુવનચંદ્ર શેઠને ત્યાં પણ એ માણસ ગયો હતો. એમને પણ કંઈ દરદાગીના જોઈતા હોય તો તે લઈ જવા તેમને આગ્રહ કર્યો હતો પરંતુ ભુવનચંદ્ર શેઠને તો પારકાનું લઈને ખોટો દેખાવ કરવો એ જ ખટકતું હતું. તેઓ તો પોતાને ત્યાં જે કંઈ સામગ્રી હતી તે લઈને પોતાના પુત્રની જાન લઈને નંદિવર્ધન નગર તરફ વિદાય થયા.

નંદિવર્ધન નગરમાં નાનચંદજી શેઠે પોતાની હવેલીને ખૂબ ઠાઠમાઠથી સજાવી હતી. મોટા મોટા લોકોને તેમણે આમંત્રણ આપ્યું હતુ, વાજિંત્રોના નાદથી મહોલ્લો આખો ગાજતો હતો. મંડપ સુંદર રીતે શણગારમાં આવ્યો હતો.

જાનને માટે સારા ઉતારાની સગવડ કરવામાં આવી હતી. ભાતભાતનાં પકવાન લોકોને પીરસવામાં આવ્યાં અને રાતના સમયે બંને યુવકનાં લગ્ન થઈ ગયાં. બીજે દિવસે સાંજના જાનને વિદાય આપવામાં આવી.

લગભગ અડધી રાતનો પ્રસંગ હશે. જંગલની વાટ હતી. ચારેકોર અંધકાર હતો. વીસ ગાડાઓના આ સથવારા ઉપર બુકાનીધારી શસ્ત્રસજ્જ ધાડપાડુઓ ત્રાટકી પડયા.

બંને વરરાજાઓ પૈકી ભૂષણ જે વેલમાં બેઠો હતો તે આબાદ બચી ગઈ પણ પ્રતાપની વેલ ઉપર એ લોકો તૂટી પડયા વરવધૂને ઉપાડીને તેઓ દૂર લઈ ગયા. પ્રતાપને મોઢે ડૂચો મારી કન્યા ઉપરના બધા દાગીના ઉતારી લેવામાં આવ્યા. કન્યા તો ભયની મારી બેબાકળી બની ગઈ અને બધુંયે ઘરેણું ઉતારીને ધાડપાડુને આપી દીધું.

એ પછી એ લોકોએ પ્રતાપને લાકડીના પ્રહારોથી અધમૂઓ બનાવી મૂક્યો. કન્યાની બૂમાબૂમથી જાનના બધા લોકો એકઠા થાય એ પહેલાં તો પેલા ધાડપાડુઓ પલાયન કરી ગયા.

ઘેર પહોંચ્યા ત્યારે પ્રતાપની દશા વિચિત્ર હતી. ઘણા ઉપચારો કર્યા પણ પ્રતાપની સ્થિતિ સુધારા ઉપર ન આવી. માતા, પિતા અને પત્નીએ ખૂબ સેવા કરી પણ કંઈ જ વળ્યું નહિ. ચારેક દિવસ પીડાઈને એ મરણ પામ્યો.

પૂર્ણચંદ્ર શેઠને પાછળથી ખબર પડી કે પેલા માયાવી શેઠ, જેણે દરદાગીના આપ્યા હતા તેનું જ આ કાવતરું હતું

શેઠે પોતાની એક માત્ર મૂડી સમાન પુત્રને માયાની જાળમાં આવી જઇ ખોઈ નાખ્યો. પોતાની પાસે હવે એક મકાન બચ્યું હતુ તેના પર પેલા મયાવી શેઠે જપ્તી બેસાડી.

ભુવનચંદ્ર શેઠ પૂર્ણચંદ્રની આ સ્થિતિ જોઈ ખૂબ દુઃખી થયા. પોતાનો એકનો એક મિત્ર જતાં ભૂષણ ખૂબ સંતપ્ત બન્યો. એની પત્ની પોતાની બેનની અકાળે બનેલી આ સ્થિતિથી અકળાઈ ગઈ. એણે બેનને પોતાની પાસે રાખીને આશ્વાસન આપવા માડયું. આવી સ્થિતિમાં ધીરજ આપવા સિવાય બીજો શો ઇલાજ હોય!

પૂર્ણચંદ્ર શેઠનું મકાન હરાજ થયું, પતિનું મોં જુએ એ પહેલાં જ કન્યા વિધવા બની. નાનચંદજી શેઠ આ વાત સાભળી ભરે હૈયે ભદ્રનગર આવ્યા પોતાની કન્યાને જોઈને એમના માથે તો જાણે પહાડ તૂટી પડયા જેવી સ્થિતિ થઈ પણ શેઠ આ બધી કર્મની વિચિત્ર ગતિ સમજીને શાંત થયા. અને સંસારથી ઉદ્વિગ્ન બની ગયા

પૂર્ણચંદ્ર, નાનચંદ શેઠ, તેમની પત્નીઓ અને વિધવા કન્યા — આ સૌ માટે શાંતિનો માત્ર એક જ માર્ગ હતો. એ સૌએ સંસારની આવી દુઃખદ નાટકલીલા જોઈ ધર્મગુરુ પાસે દીક્ષા જઈ આત્મકલ્યાણ કર્યું.

# મૂર્તિઓના વિવિધ પ્રકારો

લેખક: શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

**યક્ષ પ્રતિમાઓ**–'ખંડહરોંકા વૈભવ' નામા હિંદી પુસ્તકમાં મુનિરાજ શ્રીકાન્તિસાગરજીએ પોતાના અભ્યાસના જોરે પુરવાર કરી આપ્યું છે કે હાલ જે ખંડેરો તરીકે ઓળખાય છે, તે સ્થાનો કિંવા તે વસ્તુઓનું મૂલ્યાંકન ઐતિહાસિક દૃષ્ટિએ કરવામાં આવે તો ખરેખર એ વૈભવનાં મૂર્તિમંત સ્વરૂપો જ છે. આપણે જેમને યક્ષ તરીકે ઓળખીએ છીએ તે સંબંધમાં થોડું જાણી લઈએ.

યક્ષપ્રતિમાઓ આમ તો બહુ ઓછી જોવામાં આવે છે છતાં ક્ષેત્રપાલ અને મણિભદ્ર યક્ષની કેટલીક મૂર્તિઓ જોવામાં આવી છે. યક્ષોમાં–ગોમુખ ષણ્મુખ, યક્ષરાજ, ધરણેન્દ્ર, કુબેર, ગોમેધ, બ્રહ્મશાન્તિ અને પાર્શ્વયક્ષની સ્વતંત્ર મૂર્તિઓ મળી આવે છે. પાર્શ્વયક્ષની મૂર્તિને ઓળખવામાં ભારે સ્ખલના થઈ જાય છે કેમકે એનું ઉદર તેમ આયુધ ગણેશમૂર્તિના જેવાં જ હોય છે. પરિકરોમાં યક્ષ-મૂર્તિઓ સ્પષ્ટ નથી હોતી જ્યારે આવી સ્વતંત્ર મૂર્તિઓમાં વ્યક્તિત્વની સુંદર આભા જોવાય છે. પ્રત્યેક મંદિરમાં રક્ષક તરીકે ક્ષેત્રપાલનું સ્થાન હોય છે અને અધિષ્ઠાતા તરીકે જિનમૂર્તિમાં પણ એ ઓળખાય છે. આમ છતાં એની ઉચ્ચ કોટિની મૂર્તિ 'શ્રવણબેલગોલ'માં છે બાકી ઘણીખરી જગાએ તો નાલિયેરની સ્થાપના કરી એના ઉપર સિન્દૂર ચઢાવાય છે.

**શ્રમણોની પ્રતિમાઓ**–પૂજ્ય પુરુષોના સ્વર્ગવાસ પછી ઉપાસકો ભક્તિ દર્શાવવા–એવા મહાત્માઓની સ્મૃતિ જાળવવા–અગ્નિસંસ્કાર સ્થાને સમાધિ, સ્તૂપ, યા દેવકુલિકાઓ ચણાવે છે. ભારતવર્ષમાં આ જાતની પ્રવૃત્તિ સર્વ ધર્મોમાં જોવાય છે જૈન સાહિત્યમાં આ માટે 'નિસિદિયા, નિષીદિકા, નિસીધિ, નિશિદ્ધિ' આદિ શબ્દો ઉપરના ભાવને વ્યક્ત કરવા વપરાયેલા દૃષ્ટિગોચર થાય છે. મધ્યકાલીન જૈન મુનિઓ અંગે રચાયેલ પ્રશસ્તિ યાને નિર્વાણગીતોમાં 'થૂભ' 'થંભ' જેવા શબ્દો જોવાય છે જે 'સ્તૂપ'નો પર્યાયવાચી છે. શિલાલેખો ઉપરથી પણ ઉપર વર્ણવેલ સ્મારક પ્રથા પર ઠીક ઠીક પ્રકાશ પડે છે

મહામેઘવાહન મહારાજ **ખારવેલ**ના હાથીગુફાવાળા લેખની ચૌદમી પંક્તિમાં 'કાયનિસીદીયાય' શબ્દનો જે પ્રયોગ કરાયો છે તે અર્હત્–સમાધિ અથવા તો સ્તૂપનો સૂચક છે કલિંગ એક સમયે શ્રમણ સંસ્કૃતિનું મોટું ધામ હતું. ત્યાં આ પ્રકારનાં સ્મારકો મોટા પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે. ડો. બેનીમાધવ બરુઆ પાસે (ઈ. સ. ૧૯૪૭માં) એવાં કંઈક સ્મારકોનાં ચિત્રો જોવામાં આવેલાં. એમાંના કેટલાક સ્થાને તો મેળા અથવા યાત્રાઓ ભરાય છે. અન્વેષકોના મોટા ભાગને જૈનધર્મ અને બૌદ્ધધર્મ વચ્ચેના મૌલિક તફાવતની સાચી સમજ ન હોવાથી ઘણા જૈન સ્તૂપોની ગણના બૌદ્ધ સ્તૂપો તરીકે કરી દીધી છે. હજુ પણ એ જાતની ગેરસમજ કેટલાક શોધકો કરતા જોવાય છે.

પ્રાચીન જૈન સાહિત્યમાં આલેખાયું છે કે, 'ધર્મચક્ર ભૂમિ' તરીકેના સ્થાન ઉપર મહારાજ સંપ્રતિએ એક સ્તૂપ બનાવ્યો હતો. એ જ પ્રમાણે **મથુરાનો** કુષાણકાળનો **જૈન સ્તૂપ** તો અત્યંત પ્રસિદ્ધ છે. **'રાજાવલીકથા'**ના આધારે કહી શકાય તેમ છે કે કોટિકાપુરમાં અંતિમ કેવલી **શ્રીજંબૂસ્વામીનો** સ્તૂપ હતો. **આર્ય સ્થૂલભદ્રનો** સ્તૂપ પાટલિપુત્ર (પટના)માં આજે પણ છે. અજાયબી તો એ છે કે જૈન પુરાતત્ત્વજ્ઞોનું ધ્યાન આવા મહત્ત્વના વિષય પર ખેંચાયું જણાતું નથી! પુરાણા સમયના યાત્રાવર્ણનોમાં આ સ્તૂપોના ઉલ્લેખ થયેલા નજરે ચડે છે.

**શ્રીસ્થૂલભદ્રજીનું સ્મારક**—શ્રીસ્થૂલભદ્રજી આચાર્ય ભદ્રબાહુસ્વામી નેપાલમાં 'વાચના' મેળવવા ગયા હતા અને આખર સુધી ટકી રહ્યા હતા. તેઓ પટનાના નિવાસી મંત્રીશ્વર શકડાલના પુત્ર હતા અને તેમનો સ્વર્ગવાસ પણ પાટલિપુત્ર યાને પટનામાં જ વીર. નિ સંવત ૨૧૯ એટલે ઈ. સ. પૂર્વે ૩૧૧માં થયો હતો. દાહસ્થાન પર શિષ્યો દ્વારા (ઉપાસકો મારફત) સ્તૂપ બનાવાયો; જે આજ પણ **ગુલજારબાગ** સ્ટેશનના પાછલા ભાગમાં આવેલો છે. આ સ્થળને લોકો **કમલદહ** તરીકે ઓળખે છે એનું મૂળ નામ **કમલહ્રદ** હોવું ઘટે. પટણામાં આ એક જ જળાશય છે કે જ્યા કમળોની ઉત્પત્તિ થાય છે. મિથિલાના પ્રસિદ્ધ કવિ **વિદ્યાપતિજીને** આ સ્થાન અત્યંત પ્રિય હતું. પોતાની સાહિત્ય કૃતિઓમાં આનો ઉલ્લેખ તેમણે કરેલો છે. આજે પણ સરોવરનો જે ભાગ બચ્યો છે તેમાં કમળો ઉત્પન્ન થાય છે. પુરાતન પાટલિપુત્રની સ્મૃતિ સુરક્ષિત રાખવાવાળો **અગમકૂવો,** જૂનાં ખંડિયેર તેમજ જ્યાં બુદ્ધદેવની પધરામણી થતી એ **આમ્રવન** આદિ સ્થાનો સ્થૂલભદ્રજીના ઉપર વર્ણવેલા સમાધિ સ્થાનની નજીકમાં જ આવેલાં છે. એ કાળે આ સ્થાન નગરના એક છેવાડાનો ભાગ ગણાતું.

સાંસ્કૃતિક નજરે આ સમાધિ સ્થાનનું મહત્ત્વ વિશેષ છે ઉભય સંપ્રદાય એને માને છે. સુપ્રસિદ્ધ યાત્રી **હ્યુઆન-ચુયાંગે** પોતાના યાત્રાપ્રવાસમાં ઉપરના સ્થાનનો ઉલ્લેખ કર્યો છે. આ સ્થળને પાખંડીઓના સ્થાન તરીકે ઓળખાવ્યું છે. એ કાળે ધાર્મિક અસહિષ્ણુતા પ્રવર્તતી હતી કે જેથી આ પ્રકારનો ઉલ્લેખ સહજ ગણાય. એથી સમજાય છે કે એ કાળે આ સ્થળ આજના કરતાં ઘણું મોટું હશે. વળી, મુનિગણ માટે નિવાસની અહીં વ્યવસ્થા પણ હશે. કેમકે ચાલીશ વર્ષ પૂર્વે આ સમાધિ સ્થાન કેટલાક એકરોના પ્રમાણનું ગણાતું, પણ આપણી ઉદાસીનતા આવા મહત્ત્વના સ્થાનો જાળવવાની અગત્ય સંબંધે બેપરવાઈના કારણે થોડો ભાગ જ જળવાઈ રહ્યો છે! ચીની યાત્રીના લખાણ ઉપરથી એ કાળે આ પાટલિપુત્રમાં જૈનોની વસ્તી સારા પ્રમાણમા હતી તેમજ એનું મહત્ત્વ પણ વિશેષ હતું એમ પુરવાર થાય છે સ્થૂલભદ્ર મગધના રાજવી નંદના પ્રધાનના પુત્ર હતા અને સાથોસાથ મગધની સાંસ્કૃતિક લોકચેતનાના ઉત્તમોત્તમ પ્રતીકરૂપ

પણ હતા. જે ટેકરા ઉપર સ્થૂલભદ્રની સમાધિ બની છે એના એક ભાગમાં કેટલાંક વર્ષો પૂર્વે ખોદકામ કરવામાં આવેલું ત્યારે એમાંથી તેર હાથ કરતાં પણ વધુ લંબાઈનું માનવ અસ્થિપિંજર નીકળ્યું હતું. બીજી પણ ઐતિહાસિક સામગ્રી પ્રાપ્ત થઈ હોય એવો સંભવ છે. ગુપ્તકાલીન ઈંટો તો આજે પણ અહીંથી નીકળે છે. સત્તરમી સદી પછી તો આ સ્થાનમાં જૈન યાત્રીઓ અને મુનિરાજોના આવાગમન ચાલુ રહ્યાં જણાય છે. શ્રીવિજયસાગર, શ્રીજયવિજય અને શ્રીસૌભાગ્યવિજય નામના મુનિ મહારાજોએ પોતાની તીર્થમાળામાં સ્થૂલભદ્રના સ્તૂપનો ઉલ્લેખ કર્યો છે

સ્થૂલભદ્રના સ્થાનની સમીપે જે સુદર્શન શેઠની સમાધિ છે તે શિયળવ્રત પાલનમાં અડગતા ધરનાર આ શેઠના વૃત્તાન્તથી ભાગ્યે જ કોઈ જૈન અજાણ હોય. શેઠશ્રીએ છેવટે ચારિત્ર ગ્રહણ કર્યું હતું. મૂળ એ ચંપાપુરીના વતની. દધિવાહન ભૂપની રાણી અભયાએ તેમની પ્રત્યેના વૈરની પૂર્તિ અર્થે તેઓ જ્યારે આ સ્થાનમાં કાયોત્સર્ગ ધ્યાનમાં લીન હતા ત્યારે અહીં ઉપસર્ગ કર્યો હતો. એની સ્મૃતિરૂપે અહીં આજે એક છતરી (દેરી) વિદ્યમાન છે.

એક કાળે મગધ અને તિરહુત પ્રદેશમાં જૈનધર્મનું પ્રાબલ્ય હતું. એ સંબંધે મી. સ્મિથની નોંધ મળે છે કે—

'જૈનધર્મના અનુયાયી પટના, ઉત્તર વૈશાલી, પૂર્વ બંગાળમાં આજકાલ ઘણા ઓછા જોવાય છે પણ ઈ. સ. સાતસોમાં અહીં તેમની સંખ્યા મોટા પ્રમાણમાં હતી. હ્યૂઆન-ચુઆંગે એ સમયમાં જ આ પ્રદેશમાં ભ્રમણ કર્યું હતું અને એના અહેવાલમાં ઘણા જૈન સ્મારકો અંગે નોંધ છે. પુરાતત્ત્વ ગવેષકોને જૈનધર્મ અને એની સંસ્કૃતિ સંબંધી પૂર્ણ જ્ઞાન ન હોવાથી ઉચ્ચતમ જૈનાશ્રિત કલાકૃતિઓને બૌદ્ધ ધર્મની જણાવેલી છે.'

શ્રવણબેલગોલમાં સર્વ પ્રાચીન સમાધિમરણ અંગેનો લેખ શક સંવત ૫૭૨ નો છે. કણ્હ મુનિની મૂર્તિ મથુરામાંથી જડી આવી છે.

દશમી શતાબ્દિ પહેલાંનાં સ્મારકોમાં વિશેષ સંખ્યામાં ચોતરા અને ચરણોનો સમાવેશ થાય છે ધારવાડ જિલ્લામાંથી મળી આવેલ શિલાલેખથી પણ જણાય છે કે એ તરફ પણ અર્હન્તોની 'નિષીદિકાઓ' બનતી હતી. અગિયારમી શતાબ્દિ પછી તો મુનિઓની, આચાર્યોની સ્વતંત્ર મૂર્તિઓ બનવા લાગી હતી એ પછી જે ગ્રન્થો બન્યા છે એમાં જૈનાશ્રિત મૂર્તિકલા વિષયમાં ઠીક જાણવાનું મળે છે. આમ છતાં સ્તૂપ પ્રથાનો તદ્દન લોપ થયો નહોતો.

ચૌદમા સૈકામાં રચાયેલા 'આચાર–દિનકર' નામક ગ્રન્થમાં આચાર્યની મૂર્તિનું પ્રતિષ્ઠા વિધાન સ્વતંત્ર રૂપમાં દર્શાવેલ છે. એ સદીના સુપ્રસિદ્ધ વિદ્વાન ઠક્કુર ફેરુએ રચેલા 'જ્યોતિષ સાર' નામક પુસ્તકમાં આચાર્યપ્રતિષ્ઠા અંગે જુદા મુહૂર્તો પણ દર્શાવ્યાં છે એ ઉપરથી ગુરુમૂર્તિઓ બનાવવાની પ્રથા જોર પકડતી ગઈ હોય એમ જણાય છે.

પ્રાકૃત ભાષાના ધુરંધર કવિ શ્રીજિનવલ્લભસૂરિ, અપભ્રંશ સાહિત્યના મર્મજ્ઞ શ્રીજિનદત્તસૂરિ, સંસ્કૃત સાહિત્યની સર્વ શાખાઓના પારગામી વિદ્વાન અને અનેક ગ્રંથોના રચયિતા આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિ, શ્રીદેવચંદ્રસૂરિ, શ્રીજિનપતિસૂરિ, સુપ્રસિદ્ધ દાર્શનિક અમરચંદ્રસૂરિ, શ્રીજિનપ્રબોધસૂરિ, શ્રીજિનકુશળસૂરિ, મહમદ તઘલખને પ્રતિબોધનાર શ્રીજિનપ્રભસૂરિ, યુગપ્રધાન જિનચંદ્રસૂરિ, જગદ્‌ગુરુ શ્રીહીરવિજયસૂરિ, શ્રીવિજયદેવસૂરિ આદિ ઘણા ઘણા આચાર્યોની સ્વતંત્ર મૂર્તિઓ જોવામાં આવી છે. પુરાતન જેટલી મૂર્તિઓ મળી આવી છે એ સર્વ બારમી સદી પછીની છે અને અધિક પ્રમાણમાં એ આચાર્યો પણ એ સદી પછીના છે. ગુરુમૂર્તિઓ સંબંધમાં શાસ્ત્રીય નિર્ધારિત સ્વરૂપ ન હોવાથી એ સર્વમાં એકરૂપતા રહી નથી.

આ પ્રથા માત્ર શ્વેતાંબર સમાજ પૂરતી મર્યાદિત નથી રહી. દિગંબર સમાજમાં પણ એનો પ્રવેશ થયો છે. કારકલના જૈન સ્મારકો અંગે પરિચય આપતાં કુન્થુનાથ ભગવંતની બાજુમાં બેસાડેલી કેટલીક મૂર્તિઓનાં નામ પંડિત કે. ભુજબલી શાસ્ત્રીએ આ પ્રમાણે આપ્યાં છે; —૧ કુમુદચંદ્ર, ૨. ભ. હેમચંદ્ર, ૩. ચારુકીર્તિ પંડિત દેવ. ૪. શ્રુતમુનિ. ૫. ધર્મભૂષણ.

**ગૃહસ્થ મૂર્તિઓ**—રાજાઓની જે પુરાણી મૂર્તિઓ પ્રાપ્ત થઈ છે એમાં સૌથી જૂની અજાતશત્રુ અને નન્દિવર્ધનની છે. એ બન્ને જૈનધર્મના ઉપાસક હતા. ઈતિહાસમાં તેમનું સ્થાન અહત્ત્વપૂર્ણ છે. નંદિવર્ધને જ્યારે કલિંગ જીત્યું ત્યારે ત્યાંથી એક જૈન મૂર્તિ તે ઉઠાવી લાવ્યો હતો. એ વાતથી તે પોતે જૈન હતો એમ પુરવાર થાય છે. આમ તો જૈન પ્રતિમાઓના પરિકરમાં યક્ષ, યક્ષિણીઓની હેઠળના ભાગમાં ગૃહસ્થ યુગલોની મૂર્તિઓ જોવામાં આવે છે પણ વસ્તુપાલ–તેજપાલ પોતાની પત્નીઓની સાથે, વનરાજ ચાવડો, મોતીશાહ શેઠ આદિની કેટલીક મૂર્તિઓ સ્વતંત્રપણે હાથ જોડી મંદિરોમાં સ્થાપન કરાયેલી જોવાય છે આબુ પર્વત ઉપરના દેવાલયમાં તો મંત્રીશ્વર વિમલના પૂર્વજોની મૂર્તિઓ પણ દૃષ્ટિગોચર થાય છે. એ ઉપરથી એમ સમજવાનું નથી કે તેઓની પૂજા કરવી. એ તો ભક્તિસૂચક મુદ્રામાં ઊભેલી મૂર્તિઓ માત્ર છે.

આ પ્રમાણે તીર્થંકર-પ્રભુની પ્રતિમાઓ, તેઓનો પરિકર, દેવીની મૂર્તિઓ, યક્ષ–યક્ષિણીઓનાં બિંબ, અને એ પછીથી ગુરુમૂર્તિઓ તેમજ ગૃહસ્થબિંબો એ સર્વ કેવળ ધાર્મિક દૃષ્ટિએ મહત્ત્વના છે. એટલું જ નહીં પણ **ભારતીય મૂર્તિકલાના** ક્રમિક વિકાસના અધ્યયન અંગે મૂલ્યવાન સામગ્રી પૂરી પાડતાં સાધનો છે. સામાજિક રહેણીકરણી, પહેરવેશ, તેમજ આર્થિક વિકાસ આદિનો પણ એ ઉપરથી તાગ કાઢી શકાય છે. એના સૌન્દર્ય સંબંધે વિચાર કરતાં મુગ્ધ બની જવાય છે શિલ્પાચાર્યોએ ખંત રાખી જે કલાકૃતિઓનો વારસો ભેટ આપ્યો છે એમાં આનંદ આપવાની અનુપમ શક્તિ છે અને એના દર્શનથી આત્મા શાન્તિ પ્રાપ્ત કરે છે–સ્વવિકાસ સાધી શકે છે.



# વિહાર-નોંધ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીવિશાળવિજયજી
( ધર્મજયંતોપાસક )

[ પૂ. મુ. શ્રી વિશાળવિજયજી મહારાજશ્રીએ પોતાના વિહારમાં આવતાં ગામોનું વર્ણન જૈન દૃષ્ટિએ આલેખ્યું છે; તે ભૌગોલિક ઇતિહાસની દૃષ્ટિએ ઉપયોગી હોવાથી અહીં આપ્યું છે. સંપા૦ ]

**કરજણ :** આ ગામ કેટલું જૂનું હશે એ જાણવામાં નથી. અહીંનાં જૂના અને નવા બજારમાં કુલે શ્રાવકોના ૭૫ ઘર વિદ્યમાન છે. શ્રાવકો ભક્તિવાળા છે. કેટલાંક કુટુંબો મારવાડના વાસા, નીતોડા, કાછોલી વગેરે ગામોથી વેપાર–વાણિજ્ય માટે આવીને વસી ગયા છે અને કેટલાક આસપાસના મીયાગામ વગેરેના પણ છે.

ગામમાં જૂના બજારમા શ્રીકુંથુનાથ ભગવાનનું સુંદર જિનમંદિર છે. શ્રાવક તેમજ શ્રાવિકાના જુદા જુદા ઉપાશ્રયો પણ છે.

**મીયાગામ** · અગાઉ આ ગામનુ નામ મહિયાનગર હતુ જતે દહાડે મહિયાનું મીયાગામ થઈ ગયું. પહેલાં ખૂબ વસ્તી હતી. લગભગ પોણાબસો વર્ષ પહેલાં રાધનપુરથી સાડાત્રણસો કુટુંબીઓનાં ઘર મીયાગામમાં રહેવા આવ્યાં હતાં પરંતુ ગામના ઠાકોરે આ ગામમાં રેલ્વે નાખવાની ના પાડવાથી વેપાર-ધંધા પડી ભાગતાં લોકો કરજણ, પાલેજ, ઠીકરીઆ, સમની, કીસનાડ, કારેલા વગેરે આસપાસના ગામોમાં રહેવા ચાલ્યા ગયા અને વસ્તી ઓછી થઈ ગઈ.

આજે અહીં શ્રાવકોનાં ૪૦ ઘરની વસ્તી વિદ્યમાન છે. શેઠ નેમચંદ ઝવેરચંદ વગેરે પં. હરગોવિંદદાસ રાધનપુરવાળાના કુટુબીઓ આજે પણ વસે છે. અહી ત્રણ દેરાસરો વિદ્યમાન છે, જેમાંથી ૧. શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર રાધનપુરના સુરજી શેઠ તેમજ તેમના પુત્ર શેઠ રગજીભાઈએ બધાવી, નવી મૂર્તિઓ ભરાવી, પ્રતિષ્ઠા સં ૧૮૫૧ના વૈશાખ સુદિ ૬ના દિવસે કરાવી છે. એ જ સુરજી શેઠે રાધનપુરના શ્રીશાંતિનાથ દેવાલયની પ્રતિષ્ઠામાં પણ સારો સાથ આપ્યો હતો એમ એક સ્તવનના આધારે પણ જણાય છે.[1] એ સ્તવનમાં મીયાગામ અને રાધનપુરના દેરાસરોનું વર્ણન કરેલું છે. શ્રીશાંતિનાથના દેરાસરમાં આરસની કુલ ૩૪ જિનપ્રતિમાઓ છે.

૨ બીજુ દેરાસર શ્રીસંભવનાથ ભગવાનનું છે અને ૩ ત્રીજું દેરાસર શ્રીમનમોહન પાર્શ્વનાથના નામથી ઓળખાય છે ખરું પણ મૂળનાયક તો શ્રીસંભવનાથ ભગવાન છે. મૂળનાયકનો ફેરફાર ક્યારે થયો એ જાણવુ બાકી રહે છે

બે ઉપાશ્રયો છે. ગામની કુલ વસ્તી ૩૦૦૦ માણસોની છે.

**પાલેજ :** આ ગામ પ્રમાણમાં ઠીક છે. વેપાર રોજગારનું સારું મથક છે શ્રાવકોનાં ઘર છે. શ્રી મહાવીરસ્વામી ભગવાનનું વિશાળ અને ભવ્ય મંદિર ત્રણ માળનુ છે. સં. ૨૦૧૦

---

૧. 'શ્રી જૈન સત્ય પ્રકાશ' વર્ષ: ૧૨ અંક: ૨મા પૂ. ગુરુમહારાજ શ્રીજયંતવિજયજી સંપાદિત.

ના વૈશાખ સુદિ ૫ ના દિવસે આ શ્રી વિજયધર્મસૂરીશ્વરજીના હાથે અહીં પ્રતિષ્ઠા થઈ છે મંદિરના ભોંયરામાં શ્રી મુનિસુવ્રતસ્વામી વગેરેની પાંચ મૂર્તિઓ હીકરીઆથી લાવીને પધરાવવામાં આવી છે.

અગાઉ હીકરીઆમા ૨૦–૨૫ મારવાડી શ્રાવકોની વસ્તી હતી. તેમણે મંદિર બંધાવી પ્રતિષ્ઠિત કરાવ્યું હતુ પરતુ વેપાર પડી ભાંગવાથી શ્રાવકોની વસ્તી રહી નહિ એટલે એ મૂર્તિઓ અને દેરાસરની રકમ પાલેજના મદિરને અર્પણ કરવામા આવી છે.

અહી આત્માનંદ જ્ઞાનમંદિર, પાઠશાળા અને ઉપાશ્રય વગેરે છે.

**સમની :** આ ગામમાં શ્રાવકનાં ૧૦ ઘર વિદ્યમાન છે તેમાં ચારેક ઘર રાધનપુરીનાં છે. લોકો ભક્તિવાળા છે. એક દેરાસર છે. તેમા આરસની બે મૂર્તિઓ છે. મૂલનાયક સિવાયની બીજી મૂર્તિ ઘણાં વર્ષો પહેલાં પાદરીઆથી લાવીને પધરાવેલી છે.

**કેરવાડા :** પ્રાચીન નામ કયરવાડા. પ્રતિમા લેખોમાં કયરવાડા નામ૦૮ ઉલ્લેખાયું છે. અપભ્રંશ થતાં કેરવાડા નામ આજે પ્રસિદ્ધિ પામ્યુ છે. પહેલા અહીં શ્રાવકની વસ્તી ઘણી હતી. સં. ૧૯૭૨ માં લગભગ ૨૦–૨૫ શ્રાવકોનાં ઘરો હતાં. આજે માત્ર ત્રણ ઘર વિદ્યમાન છે.

અહી શ્રી આદીશ્વર ભગવાનનું એક દેરાસર છે દેરાસરના કપાઉંડમાં ડાબી બાજુએ કન્યાશાળા છે અને જમણી બાજુએ ઉપાશ્રય છે. અદર કૂવો પણ છે. કોટની બહાર મહાજનોની જગા છે. રસ્તા ઉપર એક નવો ઉપાશ્રય પણ બંધાવેલ છે.

દેરાસર શિખરબંધી છે ત્રણે બાજુએ એકેક ચોકી છે. દેરાસરની સામે એક દેરી છે, જેમાં શ્રીઆદીશ્વર ભગવાનનાં પગલાં બિરાજમાન છે. સં. ૧૯૦૫ માં તેની પ્રતિષ્ઠા થયેલી છે. દેરાસરમા મૂળનાયક સાથે પાંચ મૂર્તિઓ આરસની છે. બધી મૂર્તિઓ લગભગ ત્રણેક ફૂટની સપ્રમાણ છે દરેક ભગવાનની પલાંઠીમા લેખ છે. કેરવાડાના લાડવા શ્રીમાલી સઘે પ્રતિમાઓ ભરાવેલી છે. સં ૧૮૪૪ ના વૈશાખ સુદિ ૧૦ ના રોજ તેની અંજનશાલકા શ્રી વિજયલક્ષ્મીસૂરિજીએ કરેલી છે

પહેલાં અહી ઘણી મૂર્તિઓ હતી પણ લોકોએ બહારગામ આપી દીધી છે, અત્યારે ભરૂચ અને વેજલપુરમાં જે ત્રિગડુ બિરાજમાન છે તે અહીથી આપવામાં આવેલું છે. એક સરસ્વતી દેવીની મૂર્તિ ડભોઈમાં આપેલી છે. દેરાસરમા ભોયરુ છે પણ ખાલી છે.

કેરવાડામાં વિદ્યમાન પ્રતિમાઓ ઉપર સં. ૧૮૪૪ ના લેખો વિદ્યમાન છે. પરંતુ એ વર્ષથી ૧૬૧ વર્ષ પહેલાં શ્રી વિજયાણંદસૂરિએ કેરવાડાના શ્રાવકોએ ભરાવેલી મૂર્તિઓ ભરૂચ અને વેજલપુરમાં વિદ્યમાન છે. સ ૧૬૮૩ ના ચાર લેખો અમે લીધેલા છે

આ ઉપરથી જણાય છે કે, સત્તરમા સૈકામાં કેરવાડામાં લાડવા શ્રીમાલી શ્રાવકોની વસ્તી સારા પ્રમાણમાં હતી

**આમોદ :** પહેલાં આ ગામમાં ઘણી વસ્તી હતી. જૈનોનાં બસો ઘરની વસ્તી હોવાનું કહેવાય છે. એ સમયે આ ગામ નગરરૂપે પ્રસિદ્ધ પામ્યુ હતુ. 'સોહમકુલપટ્ટાવલી'કારે પણ આનો નગરરૂપે ઉલ્લેખ કર્યો છે :—

**"રાનેર સીનાર ને કેરવાડે, આમોદ નયર મોઝાર"**

આજે અહીં કુલ વસ્તી ૯૦૦૦ માણસોની છે. તેમાં જૈનોના દશા, વીશા અને લડવા શ્રીમાળીનાં મળીને ૧૦૦ ઘરની વસ્તી છે. તેમાં કુલ ૬૦૦ માણસો છે.

અહી ત્રણ દેરાસર છે. તેમાં ૧. શ્રી. અજિતનાથ ભગવાનનું દેરાસર ત્રણ માળનું છે. મૂળનાયકજી સં. ૧૬૫૮ માં શ્રી વિજયસેનસૂરિ હસ્તક પ્રતિષ્ઠા થયેલી છે. એવો લેખ પલાંઠીમાં છે. ભોંયરામાં શ્રીભીડભંજન પાર્શ્વનાથ અને શ્રીઆદીશ્વર ભગવાન છે તેમના ઉપર સં. ૧૮૪૪ ના લેખો છે. શ્રી વિજયલક્ષ્મીસૂરિએ પ્રતિષ્ઠા કરી છે.

૨. બીજુ શ્રી મુનિસુવ્રતસ્વામીનું દેરાસર સરિયાપોળમાં છે અને ૩ ત્રીજું શ્રી અજિતનાથ ભગવાનનુ મંદિર આંટામા આવેલુ છે. ત્રીજા મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો છે.

અહીં ધર્મશાળાનો, આંટાનો અને મણિભદ્રનો એમ ૩ ઉપાશ્રયો છે. મણિભદ્રના ઉપાશ્રયમા અગાઉ યતિજી રહેતા ત્યારે ગોખલામાં ભગવાનની મૂર્તિ સ્થાપન કરેલી હતી.

**આછોદ :** આમોદથી ૩ માઇલ દૂર પશ્ચિમ દિશામાં આછોદ ગામ છે. પહેલા અહીં જૈન શ્રાવકોનાં પંદરેક ઘરની વસ્તી હતી, ત્યારે ઘર દેરાસર બનાવેલુ હતુ પણ જૈનોની વસ્તી ઘટી જતાં દેરાસરની મૂર્તિ, જેના ઉપર સં ૧૬૭૦ નો અમદાવાદના શ્રાવકોએ ભરાવ્યાનો અને શ્રી વિજયસેનસૂરિએ પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે, તે મૂર્તિ આમોદમાં લાવવામાં આવી છે.

અહીં મોટા ભાગે મુસલમાનોની વસ્તી છે.

**ખુવા :** આમોદથી ૩ માઇલ દૂર દક્ષિણ દિશામાં ખુવા ગામ આવેલું છે. અગાઉ અહીં ત્રણેક જૈન ઘરની વસ્તી હતી. એક ઘર દેરાસર બનાવેલું, જેમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનની શ્યામવર્ણી પ્રતિમા હતી. પરંતુ શ્રાવકો આમોદમાં રહેવા આવ્યા ત્યારે એ પ્રતિમા આમોદના શ્રી અજિતનાથ ભગવાનના દેરાસરમાં પધરાવી દેવામાં આવી છે.

[ અનુસંધાન પૃષ્ઠ : ૧૩૯ થી ચાલુ ]

પદાર્થોના સંયોગથી વૃદ્ધિની પ્રાપ્તિ કરીએ છીએ. આ વૃદ્ધિ કાર્મિક છે અને પૌદ્‌ગલિક પદાર્થોના સંયોગથી થાય છે માટે કર્મ પૌદ્‌ગલિક છે.

૪. કર્મ પૌદ્‌ગલિક છે, કેમકે તેનુ પરિવર્તન આત્માના પરિવર્તનથી ભિન્ન છે. કર્મોનુ પરિણામિત્વ (પરિવર્તન) તેના કાર્ય શરીર વગેરેના પરિણામિત્વથી જાણી શકાય છે શરીર વગેરેનું પરિણામિત્વ આત્માના પરિણામિત્વથી ભિન્ન છે, કેમકે આત્માનુ પરિણામિત્વ અરૂપી છે, જ્યારે શરીરનુ પરિણામિત્વ રૂપી છે. આથી કર્મ પૌદ્‌ગલિક છે

સંસારી આત્માનો કર્મોની સાથેનો સંયોગ એટલા માટે જ થાય છે કે કર્મ મૂર્ત છે અને સંસારી આત્મા પણ કર્મયુક્ત હોવાથી કથંચિત્ મૂર્ત છે. આત્મા અને કર્મનો આ સંયોગ અનાદિ છે, એટલા માટે જ એ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી કે, પહેલાં આત્મા અને કર્મનો સંયોગ કેવી રીતે થયો ? એકવાર આ સંયોગ સર્વથા સમાપ્ત થઈ જતાં ફરી સંયોગ થતો નથી, કેમકે એ સમયે આત્મા પોતાના શુદ્ધ અમૂર્ત રૂપમાં પહોંચી જાય છે એ જ મોક્ષ છે એ જ સંસારથી નિવૃત્તિ છે એ જ સિદ્ધ અવસ્થા છે એ જ ઈશ્વર અવસ્થા છે એ જ અંતિમ સાધ્ય છે. એ જ દુઃખની આત્યંતિક નિવૃત્તિ છે. એ જ સુખનું અંતિમ રૂપ છે. એ જ જ્ઞાન, દર્શન, સુખ અને વીર્યની પરાકાષ્ઠા છે.

# સંસારી આત્મા

[ ગતાંક : ૭, પૃષ્ઠ : ૧૧૫ પૂર્ણ ]

**આત્મા** 'પ્રત્યેક શરીરમાં ભિન્ન છે.' આ વાત તે દાર્શનિકોની માન્યતાના ખંડનરૂપે કહેવામાં આવી છે, જેઓ કેવળ એક આધ્યાત્મિક તત્ત્વ માને છે. જેમની માન્યતાનુસાર પ્રત્યેક આત્માની સ્વતંત્ર સત્તા નથી. જૈન દર્શનની માન્યતા અનુસાર એક જ શરીરમા અનેક આત્માઓ રહી શકે છે. પરંતુ એક આત્મા અનેક શરીરોમાં રહી શકતો નથી. નૈયાયિક વગેરે દાર્શનિકો પણ અનેક આત્માઓની સ્વતત્ર સત્તામાં વિશ્વાસ કરે છે. આ અનેકતાની દૃષ્ટિએ જૈન દર્શનમાં અને તેમાં મતૈક્ય છે. (સ્વદેહપરિમાણની દૃષ્ટિએ જે મતભેદ છે તેનો વિચાર કરી ચૂક્યા છીએ.) અદ્વૈત વેદાંત માને છે કે, આધ્યાત્મિક તત્ત્વ એક જ છે, તે સર્વવ્યાપક છે અને સર્વત્ર સમાનરૂપે રહે છે અવિદ્યાના પ્રભાવના કારણે આપણે એમ સમજીએ છીએ કે, આત્માઓ ભિન્ન ભિન્ન છે, જે રીતે એક જ આકાશ ઘટાકાશ, પટાકાશ આદિ રૂપોમાં પ્રતિભાસિત થાય છે એ જ પ્રકારે અવિદ્યાના કારણે એક જ આત્મા અનેક આત્માઓના રૂપમાં પ્રતિભાસિત થાય છે. એક જ પરમેશ્વર કુટસ્થ, નિત્ય, વિજ્ઞાનધાતુ અવિદ્યાના કારણે એક પ્રકારે માલમ પડે છે. [1]

આ માન્યતાનું ખંડન કરતાં જૈનાચાર્યો કહે છે કે જ્યાં સુધી આકાશનો પ્રશ્ન છે, ત્યાં સુધી એમ કહેવું ઉચિત છે કે તે એક છે; કેમકે અનેક વસ્તુઓને પોતાની અંદર અવગાહના દેતાં પણ તે એક રૂપ રહે છે. તેમાં કોઈ ભેદ દૃષ્ટિગોચર થતો નથી. અથવા આકાશ પણ એકાંતરૂપે નથી; કેમકે તે પણ ઘટાકાશ, પટાકાશ, મઠાકાશ આદિ અનેક રૂપમાં પરિણત થતું રહે છે. દીપકની માફક તે પણ કથંચિત્ નિત્ય છે અને કથંચિત્ અનિત્ય, આમ છતાં માની લો કે આકાશ આકાશ એક રૂપ છે, પરતુ જ્યા સુધી આત્માનો પ્રશ્ન છે ત્યાં સુધી એવી કોઈ પણ એકતા માલમ પડતી નથી, જેના કારણે બધા ભેદો સમાપ્ત થઈ જાય. એ બરાબર છે કે, તેનું સ્વરૂપ એક સરખું છે આમ છતા યે એમા એકાંતિક અભેદ નથી. માયાને વચ્ચે નાખીને ભેદને મિથ્યા સિદ્ધ કરવો યુક્તિસગત નથી; કેમ કે માયા સ્વયં અસિદ્ધ છે આત્મા પ્રત્યેક શરીરમાં ભિન્ન છે, પ્રત્યેક પિંડમાં અલગ છે. સસારના બધા જીવિત પ્રાણીઓ ભિન્ન ભિન્ન છે, કેમ કે તેમના ગુણોમા ભેદ છે, જેમ ઘટમા હોય છે. જ્યા કોઈ પણ વસ્તુના ગુણોમાં અન્ય વસ્તુના ગુણોથી ભેદ નથી થતો ત્યાં તે વસ્તુ તેનાથી અલગ નથી હોતી, જેમ આકાશ હોય છે.

બીજી વાત એ છે કે, જો સમગ્ર સસારનુ અંતિમ તત્ત્વ એક જ આત્મા છે તો સુખ, દુઃખ, બંધન, મુક્તિ વગેરે કોઈની પણ જરૂરત રહેતી નથી. જ્યા એક હોય ત્યાં ભેદ બની શકતો નથી. ભેદ હમેશાં અનેક હોય ત્યા જ હોય છે ભેદનો અર્થ જ અનેકતા છે. માયા અથવા અવિદ્યા પણ આ સમસ્યાનું સમાધાન કરી શકતુ નથી, કેમકે જ્યા કેવળ એક તત્ત્વ

---

१. तेषां सर्वेषात्मैकत्व सम्यग्दर्शनप्रतिपक्षभूतानां प्रतिबोधायेद शारीरिकमारब्धम्। एक एव परमेश्वरः कूटस्थनित्यो विज्ञानधातुरविद्यया मायया मायाविवदनेकधा विभाव्यते नान्यो विज्ञान धातुरस्ति ॥

—शारीरिकभाष्य, १, ३, १९.

છે ત્યાં માયા અથવા અવિદ્યા નામની કોઈ વસ્તુ જ હોઈ શકતી નથી તેને માટે કોઈ સ્થાન રહેતું નથી તાત્પર્ય એ છે કે, એક તત્ત્વવાદી ભેદનું સંતોષજનક સમાધાન કરી શકતો નથી. એ અમારા અનુભવની વસ્તુ છે કે, ભેદ હોય છે માટે ભેદનો અપલાપ કરી શકાતો નથી. એ દશામાં સુખ, દુ.ખ, જનન, મરણ, બંધન, મુક્તિ વગેરે અનેક દશાઓના સંતોષપ્રદ સમાધાન માટે અનેક આત્માઓની સ્વતંત્ર સત્તા માનવી અત્યંત આવશ્યક છે. [૨]

આત્માના ગુણોમાં ભેદ કેવા છે, તેનો જવાબ દેતાં કહેવામા આવ્યુ છે કે, આત્માનુ સામાન્ય લક્ષણ ઉપયોગ છે. પરંતુ આ ઉપયોગ અનંત પ્રકારનો હોય છે, કેમકે પ્રત્યેક આત્મામાં ભિન્ન ભિન્ન ઉપયોગ હોય છે. કોઈ આત્મામાં ઉપયોગનો ઉત્કર્ષ હોય છે તો કોઈમાં અપકર્ષ હોય છે. ઉત્કર્ષ અને અપકર્ષની અંતિમ અવસ્થાઓની વચ્ચે અનેક પ્રકારો છે. આત્માઓ અનંત છે, તેથી આત્માના ભેદથી ઉપયોગના ભેદ પણ અનંત છે. [૩]

અહી સાખ્ય દર્શનના ત્રણ હેતુઓનો નિર્દેશ કરી દેવો જોઈએ જેનાથી પુરુષબહુત્વની સિદ્ધિ કરવામા આવી છે. એ ત્રણે હેતુઓ આત્માના બહુત્વની સિદ્ધિ માટે ખૂબ ઉપયોગી છે. પહેલો હેતુ છે 'जननमरणकरणानां प्रतिनियमात्' અર્થાત્ ઉત્પત્તિ, મૃત્યુ અને ઈંદ્રિયાદિ કરણોની વિભિન્નતાથી પુરુષબહુત્વનુ અનુમાન થઈ શકે છે બીજો હેતુ છે 'अयुगपत् प्रतीते॰' અર્થાત્ અલગ અલગ પ્રવૃત્તિને જોઈને પુરુષબહુત્વની કલ્પના થઈ શકે છે ત્રીજો હેતુ છે त्रैगुण्यविपर्ययात्' અર્થાત્ સત્ત્વ, રજસ્ અને તમસ્‌ની અસમાનતાથી પુરુષબહુત્વની સિદ્ધિ થઈ શકે છે. [૪] 'સત્ત્વ, રજસ અને તમસની અસમાનતા' ના સ્થાને 'કર્મની અસમાનતા'નો પ્રયોગ કરી શકાય છે. આત્માના બહુત્વની સિદ્ધિ માટે આટલી ચર્ચા ઘણી છે.

આત્મા 'પૌદ્‌ગલિક કર્મોથી યુક્ત છે,' આ લક્ષણ બે વાત પ્રગટ કરે છે. પહેલી વાત તો એ છે કે લોક કર્મ વગેરેથી સત્તામાં વિશ્વાસ રાખતા નથી, તેમના સિદ્ધાંતનું ખંડન કરે છે. બીજી વાત એ છે કે, જે લોકો કર્મને માને છે, પરંતુ તેને પૌદ્‌ગલિક અર્થાત્ ભૌતિક માનતા નથી તેમના મતને દૂષિત ઠરાવે છે. 'કર્મ' પદથી જ પહેલી વાત નીકળે છે અને 'પૌદ્‌ગલિક' પદથી બીજી વાત સ્પષ્ટ થાય છે.

ચાર્વાક લોકો કર્મની સત્તામાં વિશ્વાસ કરતા નથી. તેમની માન્યતાનું ખંડન કરતાં કહી શકાય કે, સુખ–દુઃખ આદિની વિષમતાઓનું કોઈ ને કોઈ કારણ અવશ્ય છે કેમકે આ એક પ્રકારનુ અંકુરની માફક કાર્ય છે કેવળ આત્મા એનુ કારણ બની શકતો નથી, કેમકે આત્મામાં સુખ–દુઃખ આદિની વિષમતા હોતી નથી તે તો અનંત સુખાત્મક છે અને વળી ચાર્વાક તો આત્માને માનતા જ નથી. ભૂતોનો વિશિષ્ટ સંયોગ પણ આ વિષમતાનુ કારણ બની શકતો નથી, કેમકે તે સયોગની વિષમતાની પાછળ કોઈ ને કોઈ અન્ય કારણ અવશ્ય હોવુ જોઈએ. જે કારણે સયોગમાં વૈષમ્ય ઉત્પન્ન થાય છે, તે કારણ શું છે? એ કારણની શોધમા વર્તમાનને છોડીને ભૂતકાળ સુધી પહોંચવુ પડે છે. એ જ કારણ કર્મ છે જો કોઈ એમ કહે કે

---

૨. विशेषावश्यकभाष्य, १५८२

३. विशेषावश्यकभाष्य, १५८३

४ जननमरणकरणाना प्रनिनियमादयुगपत् प्रवृत्तेश्च ।
पुरुषवहुत्व सिद्ध त्रैगुण्यविपर्ययाच्चैव ॥ —साख्यकारिका, १८

અમને કર્મો પ્રત્યક્ષ નથી એટલા માટે કર્મોને માનવાની કોઈ જરૂરત નથી એવી અવસ્થામાં તેને એ ઉત્તર આપી શકાય કે, જે વસ્તુ ઇંદ્રિય પ્રત્યક્ષનો વિષય ન હોય તે છે જ નહિ એમ કહી ન શકાય. અન્યથા ભૂત અને ભવિષ્યના જેટલા કોઈ પણ પદાર્થો છે તે બધા અસત્ બની જશે; કેમકે તે આપણને આ સમયે પ્રત્યક્ષ નથી આ સ્થિતિમાં બધા વ્યવહારો નષ્ટ થઈ જશે. પિતાના મરણ પછી 'હું મારા પિતાનો પુત્ર છું' એમ કહી શકાશે નહિ; કેમકે પિતા પ્રત્યક્ષ નથી. આ મુશ્કેલીને દૂર કરવા માટે અનુમાનનો આધાર લેવો પડે છે 'પુત્ર' કાર્ય છે એટલા માટે તેના કારણ 'પિતા' અવશ્ય હોવા જોઈએ. એજ રીતે કર્મોના કાર્યને જોઈ કારણરૂપ કર્મોનું અનુમાન લગાડવું જ પડે છે. આ વસ્તુને બીજી રીતે જોઈએ પરમાણુ ઇન્દ્રિય પ્રત્યક્ષનો વિષય નથી; પરંતુ ઘટ વગેરે કાર્યોને જોઈને તેના કારણરૂપ પરમાણુઓનું અનુમાન કરી શકાય છે. એ જ પ્રકારે સુખ–દુઃખ વગેરેના વૈષમ્યને જોઈને તેના કારણરૂપ કર્મોનું અનુમાન યુક્તિસંગત છે.

અહીં એ પ્રશ્ન થાય છે કે, ચંદન, અંગના વગેરેના સંયોગથી વ્યક્તિને સુખની પ્રાપ્તિ થાય છે અને વિષ, કંટક, સર્પ વગેરેથી દુઃખ મળે છે. આ પ્રત્યક્ષ જોવાતાં કારણો જ સુખ અને દુઃખનાં કારણો છે. એવી સ્થિતિમાં આપણે અદૃશ્ય કારણોની કલ્પના શા માટે કરીએ? જે કારણો જોવાય છે તેને છોડીને અપ્રત્યક્ષ કારણોની કલ્પના કરવી એ ઠીક નથી. પ્રશ્ન સાચો છે, પણ તેમાં થોડોક દોષ છે દોષ એ છે કે, તે વ્યભિચારી છે એ આપણા પ્રતિદિનનો અનુભવ છે કે, એક જ પ્રકારનાં સાધનો હોવા છતાં એક વ્યક્તિ અધિક સુખી થાય છે, જ્યારે બીજો ઓછો સુખી થાય છે, ત્યારે ત્રીજો દુઃખી થાય છે. સમાન સાધનોથી બધાને સમાન સુખ મળતુ નથી. આ જ વાત દુઃખનાં સાધનોના વિષયમાં પણ કહી શકાય છે. આના માટે કોઈ અદૃષ્ટની કલ્પના કરવી જ પડે છે.

જે રીતે આપણે યુવાવસ્થાના દેહને જોઈને બાળદેહનું અનુમાન કરીએ છીએ એ જ રીતે બાળદેહને જોઈને કોઈ બીજા દેહનું અનુમાન કરવું જોઈએ આ શરીર 'કાર્મણ શરીર'[1] છે. આ પરંપરા અનાદિકાળ સુધી ચાલી જાય છે.

આપણે શરીરરૂપ કાર્યથી કર્મરૂપ કારણનું અનુમાન કરીએ છીએ અને શરીર તો ભૌતિક છે—પૌદ્ગલિક છે એવી સ્થિતિમાં કર્મ પણ પૌદ્ગલિક જ હોવા જોઈએ જૈન દર્શન તર્કની આ માગણીનું સમર્થન કરે છે કર્મને પૌદ્ગલિક સિદ્ધ કરવા માટે નીચેના હેતુઓ ઉપસ્થિત કરે છે—

૧. કર્મ પૌદ્ગલિક છે, કેમકે તેનાથી સુખ–દુઃખાદિનો અનુભવ થાય છે જેના સંબંધથી સુખ–દુઃખાદિનો અનુભવ થાય છે તે પૌદ્ગલિક હોય છે, જેમ ભોજન વગેરે. જે પૌદ્ગલિક નથી હોતાં તેના સંબંધથી સુખ–દુઃખ વગેરે પણ નથી થતા, જેમ આકાશ

૨. જેના સંબંધથી તીવ્ર વેદના વગેરેનો અનુભવ થાય છે તે પૌદ્ગલિક હોય છે, જેમ અગ્નિ કર્મના સંબંધથી તીવ્ર વેદના વગેરેની પ્રતીતિ થાય છે, આથી કર્મ પૌદ્ગલિક છે.

૩. પૌદ્ગલિક પદાર્થના સંયોગથી પૌદ્ગલિક પદાર્થની જ વૃદ્ધિ થઈ શકે છે, જેમ ઘડો. તેલ વગેરેના સંયોગથી વૃદ્ધત્વ-મુખ બને છે. એવી જ સ્થિતિ આપણી છે. આપણે બાહ્ય

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૧૩૬ ]

---

१ विशेषावश्यकभाष्य; १६१४.



# प्रवर्तिनी मेरुलक्ष्मी के स्तोत्र

**सं. पू. उपा. विनयसागरजी** साहित्याचार्य, दर्शनशास्त्री, साहित्यरत्न, काव्यतीर्थ तथा शास्त्रविशारद

प्रस्तुत दोनों स्तोत्रोंकी प्रणयित्री प्रवर्तिनी मेरुलक्ष्मी गणिनी साध्वी है। मेरे संग्रहकी ६ पत्रों की प्रति जो अनुमानतः १६ वीं शताब्दिकी लिखी हुई है, उसमें चार स्तोत्र अञ्चलगच्छेश शीलरत्नसूरिकृत हैं, और दो प्रवर्तिनी मेरुलक्ष्मी गणिनीके। अतः संभवतः रचयित्रीका समय १६ वीं शती या तत्पूर्व है, और प्रवर्तिनी अंचलगच्छकी ही होंगी! इनके सम्बन्धमें विशेष कुछ भी ज्ञात नहीं है। 'प्रवर्तिनी, गणि' शब्द होने से इतना तो स्पष्ट है कि साध्वी महोदया गणनायिका अवश्य थी और यह रचना उनकी प्रौढावस्था की ही है।

ये दोनो स्तोत्र आदिनाथ और तारंगामण्डन अजितनाथके है। ७ और ५ पद्य संख्याकी दृष्टि से तो स्तोत्र बहुत ही छोटे है परन्तु लघुकाय होते हुए भी सरस और प्रवाहपूर्ण है, इनकी भाषा भी प्राञ्जल है। प्रथम स्तोत्रमें द्रुतविलंबित, वंशस्थ, वसन्ततिलका और शार्दूलविक्रीडित आदि छन्दोंकी योजना होनेसे मालूम होता है कि प्रणयित्री छन्दःशास्त्र और साहित्यशास्त्रकी भी विदुषी थी।

## १. आदिनाथ-स्तवनम्।

---

सकलमङ्गलदं रुचिरच्छविं, दुरितशैलविभेदनसत्पविम्।
जिनवरं नृपनाभितनूरुहं, विपुलसौख्यकरं प्रणमाम्यहम् ॥१॥

स्वर्णाभं गुणभासुरं धृतशमं ज्ञानश्रियालङ्कृतं,
सम्यक्पुण्यपथप्ररूपणपरन्यायव्रतत्यम्बुदम्।
शक्रव्रातसुसेव्यमानचरणाम्भोजद्वयं सन्ततं,
वन्देऽहं त्रिजगद्गुरुं गुरुतरं मोहान्धकारे रविम् ॥२॥

निखिलसौख्यमहार्णवसद्विधुं, गुणसितच्छदखेलनमानसम्।
प्रशमसिन्धुरवन्ध्यमहीधर, जिनपतिं प्रणमामि वृषाङ्कितम् ॥३॥

यशः श्रिया निर्जितचन्द्रदीधितिं, ध्यानामलज्वालितकर्मसन्ततिम्।
नीरागतादूरितभावविद्विषं, सेवे युगादीशजिनं महात्विषम् ॥४॥

वैराग्यमानससरोवरराजहंसं, प्रौढप्रभासुरनरेशशिरोऽवतंसं,
इक्ष्वाकुवंशतिलकं भुवनाभिरामं, कामं दधामि हृदये प्रथमं जिनेशम् ॥५॥

सन्ततं जलजतायुतमत्र, पङ्कजं च शशिनं च विमुच्य ।
अद्वितीयकमलापदपद्मं, सेवे ते तव विभो ! गतदोषम् ॥६॥

एवं श्रीऋषभं गुरूत्तमगुणं यः स्तौति भक्त्यान्वहं,
भव्याम्भोजविकाशनग्रहपतिं स्फारप्रभाशालिनम् ।
तस्यानन्दविधायिनी प्रतिदिनं **मेरु**स्थितिस्थेयसी,
**लक्ष्मी**र्वेश्मनि रंरमीति जनता पुण्यप्रतिष्ठोदया ॥७॥

इति प्रव० मेरुलक्ष्मीगणिकृतं श्रीआदिनाथस्तवनम् ।

## २. तारङ्गामण्डन–

### श्रीअजितनाथस्तवनम् ।

( अनुष्टुप् छन्दः )

केवलज्ञानसम्पूर्णं, वन्देऽहमजितं जिनम् ।
इक्ष्वाकुवंशशृङ्गारसारमुक्ताफलोपमम् ॥१॥

जितशत्रुकुलाम्भोजे, विजयाकुक्षिपल्वले ।
सुस्वरः शुद्धपक्षोऽयं, राजते राजहंसवत् ॥२॥

मोहमल्लविजेतारं, रागद्वेषविवर्जितम् ।
स्तौमि श्रीअजितं देवं, सुरासुरनमस्कृतम् ॥३॥

अनन्तगुणधातारं, सन्तोषसुखसागरम् ।
प्रणमामि महाभक्त्या, वैजयेयं जिनेश्वरम् ॥४॥

एवं स्तुतो मया भक्त्या, तारणाद्रिविभूषणम् ।
श्रीमान् श्रीअजितस्वामी, दद्यान्मे वाञ्छितं फलम् ॥५॥

इति प्रवर्त्तनी वा० मेरुलक्ष्मीगणिकृतं तारङ्गामण्डनश्रीअजितनाथस्तवनम् ।

---

भुजपुर, कोठारे, सारुठ, भुजनगर, सिन्ध-सामही वदीना, सारण अमरपुर, नसरपुर, फतेबाग, सेवा-णस, उच्च, मुलतान देराउर, सरवर रोहली, गौरगढ, हाजीखानदेरा, सढला मिहरुक, सलावुर, लाहोर, नगरकोट, बीकानेर, सरसा, भटनेर, हांसी, हसार (?) उदिपुर, खीमसर, चित्तुड, अजमेरि, रणथंभर, आगरा, जसराणा, बडोद्रे, तजारे, लोद्राणी, खारडी सामोसण, महीआणी, मोद्रे, वरडी, पारकर, विहिराणे, सातलपुर, वहुइवारु, अहिवालि, वाराही, राधनपुर, मोही, वाव, थिराद्र, सूराचद, राडद्रह, साचोर, जालोर, वाहडमेर, भाद्रेस, कोटडे, विशाले, शिववडी, समीयाणे, जसुल, महेवा, आशणकोट, जेसलमेर, पुहुकरण, जोधपुर, नागौर, मेडता ब्रह्मावाद, सकन्द्रावाद, फतेपुर, मेवात, मालपुरा, सागानेर, नड्डुलाई, नाडोल, देसूरी, कुंभलमेर, सादडी, मीमावाव, कुंभलमेर, सादडी, राणपुर, खिखे, गुदवच, पावे, सोझित, पाली, आउवा, गोढे, रोहीठ, जितारण, पदमपुर, उदीआ, भीनमाल, भमराणी खाडप, घणसा, वाघोडे, मोरसी, ममते, कूकती नरता, नरसाणू, त्रूमडी, गाहृइ, आंवलीआल, झारुली, सीरोही, रामसण, मडाहड, आवू, विहिराणे, ईडरगढ, वीसलनगर, अणहलपुर-पाटण, रसूहदि, लालपुर, सीधपुर, महिसाणा, गोटाणे, वीरमगाम, सखीसर, माडल, अघार, पाटडी, बजाणे, लोलाडे, घोलका, धधूका, वीरपुर, अमदावाद, तारापुर, मातर, वडोदरा, बांमरि (?), हांसुट, सूरति वराह, जालण, कतडी, वीजापुर, खडकी, मांडवगढ, दीवनगर, घोघा, सरवा, पालीताणा, जूना-गढ देवकापाटण, ऊना, देलवाडा, मांगलुर, कूत्तीआणे, राणावाव, पुर, मीआणी, भणवड, राणपर, भणगुरे, खभावीए, वीसोतरी, तथा सांढ़िके गोठी महाजन व झांखरिके नागडावशी जो राजडके निकट कुटुंबी हैं तथा छीकारीमें भी लाहण वांटी। महिमाणे, कच्छी ओसवालोंमें हालीहर, उसवरि, तसूए, गढकानो, तीकावाहे, कालावडे, मलआ, हीणमती, भणसारणि इत्यादि कच्छके सभी गांवोंमें अचलगच्छीय महाजनोंके घर लाहण वितीर्ण की।

राजडके भ्राता नैणसी तथा उसके पुत्र सोमाने भी बहुतसे पुण्य कार्य किये। राजडके पुत्र कर्मसी भी शालीभद्रकी तरह सुन्दर और राजमान्य थे। इन्होंने विक्रमवश-परमारवशकी शोभा वढाई। शत्रुंजय पर इन्होंने शिखर (-बद्ध जिनालय) बनवाया।

वीरवशवाणे सालवीउडक गोत्रके पाचसौ घर अणहिलपुरमें तथा जलालपुर, अहिमदपुर, पंचासर, कनडी, वीजापुर आदिस्थानोंमें भी रहते थे। गजसागर, भरतऋषि तथा श्रीकल्याणसागर सूरिने उपदेश देकर प्रतिबोध किया। प्रथम यशोधन शाखा हुई। नानिग पिता और नामलदे माताके पुत्र श्रीकल्याणसागरने सयमश्रीसे विवाह किया वे धन्य हैं। इन गुरुके उपदेशसे लाहण भी बांटी गयीं तथा दूसरेभी अनेक पुण्य प्राप्त हुअे।

अब राजडसाहने द्वितीय प्रतिष्ठाके लिए निमित्त गुरुश्रीको बुलाया। स. १६९६ मिती फाल्गुन शुक्ला ३ शुक्रवारके दिन प्रतिष्ठा सपन्न हुई। उत्तर दिशिके द्वारके पास विशाल मण्डप बनाया। चौमुख छत्री व देहरी तथा पगथिया बनाये। यहासे पोले प्रवेश कर चैत्यप्रवेश होता है दोनों ओर ऐरावण गजों पर इन्द्र विराजमान किये। साह राजडने पुत्र पौत्रादिकयुक्त प्रचुर द्रव्यव्यय किया।

प्रतिष्ठाके प्रसगसे साह राजसीने नगरके समस्त अधिवासी वालगोपालको भोजन कराया। प्रथम ब्राह्मणोंको दस हजारका दान दिया व भोजन कराया। नाना प्रकारकी भोजनसामग्री तैयार की गई थी। इन्हों चतुर्थव्रत ग्रहण करनेके प्रसंग पर भी समस्त महाजनोंको जिमाया। पर्यूषणके पारणेका भोजन तथा साधु साध्वीए, चौरासी गच्छके महात्मा महासतियोंको दान दिया। छत्तीस राजकुली लोगोंको जिमाया। फिर सूत्रधार, शिलाव, सुथार, क्षत्री, ब्रह्मक्षत्री, भावसार, राजगरोसू,

नारोह, भाटीया लोहाणा, खोजा, कसारा, भाट भोजक, गन्धर्व, व्यास, चारण, तथा अन्य जातिके याचकोंको एव लाडिक, नाउक, सहिता, धूइआ तीनो प्रकारके कणवी, सतूआरा, भणसाली, तम्बोली, माली, मणियार, भडभूजे, आरुआ, लोहार, सोनी, कदोई कमाणगिर, धूधू, सोनार पटोली गाची, छीपा, धोबी, हजाम मोची, भिसाइत, वधारा, चूनारा, प्रजापति, आदि सभी वर्णके लोगोंको पक्वान्न भोजन द्वारा सतुष्ट किया।

अब कवि हर्षसागर राजड़ शाहकी कीर्तिसे प्रभावित देशोंके नाम वताते हैं। जिस देशमें लोग अश्वमुखा, एकलपगा, श्वान-वानरमुखा, गर्दभखगा तथा हाथीरूप, सूअरमुखा तथा स्त्रीराजके देशमें, पच भर्त्तागी नारीवाले देशमें, राजड साहके यशको जानते हैं। सिर पर सगड़ी, पैरोंमें पावडी तथा हाथसे अग्नि घड़ीभर भी नहीं छोड़ते ऐसे देशमें, चीन-महाचीन, तिलग, कलिंग, वरेश, अंग, बग, चितौड़ जेसलमेर, मालवा, शवकोट, जालोर, अमरकोट, हरजम, हीगलाज, सिंध-ठठा, नसरपुर, हरमज, वदीना, आदन, वखुस, रेडवाही, कनडी, बीजापुर, खंभात, अहमदावाद, दीव, सोरठ, पाटण, कच्छु पंचाल, वागड़, हालाहर, हरमति इत्यादि देशोंमें विस्तृत कीर्तिवाला राजड साह सपरिवार आनंदित रहे।

स. १६९८ में विधिपक्षके मेरुतुगसूरि-बुधमेरु-कमलमेप भोमाकी परपरामें उदयसागरके शिष्य हर्षसागरने इस रास-प्रवधकी वैशाख सुदि ७ सोमवारके दिन रचना की।

## सरिआदेके रासका सार

साह राजड़ के सघके बाद किसीने सघ नही निकाला। अब सरीयादेने साह राजडके पुण्यसे गिरनारतीर्थका सघ निकाला और पाच हजार द्रव्यव्यय कर स. १६९२ के अक्षयतृतीयाके दिन यात्रा कर पचधार भोजनसे सघकी भक्ति की। रा मोहनसे नागडा चतुर्विधकी उत्पत्तिको हीं पूर्वाश्रापके अनुमार पुत्री असुखी तथा जहां रहेंगे खूब द्रव्य खरचके पुण्य कार्य करेंगे व तीनोंको तारेंगे।

सरियादेने स. १६९२ में यात्रा करके मातृ पितृ व श्वसुर पक्षको उज्ज्वल किया। उसने मातप क्षमणस पूर्ण करके छ'री पालते हुए आबू और शत्रुजयकी भी यात्रा की। ३०० सिजवाला तथा ३००० नर-नारियोंके साथ जुनागढ गिरनार चढी। भाट, भोजक, चारण आदिका पोपण किया, फिर नगर लौटी।

इनके पूर्वज परमारवंशी रा मोहन अमरकोटके राजा थे जिन्हें सद्गुरु श्रीजयसिंहसूरिने प्रतिबोध देकर जैन बनाया था। कर्मयोगसे इनके पुत्रपुत्री नहीं थे। आचार्यश्रीने इन्हें मद्य, मांस और हिंसा त्याग करवाके जैन बनाया। गुरुने इन्हें आशिस दी जिससे इनके ८ पुत्र हुए पाचवा नाग हुआ। बाल्यकालमें व्यतरोपद्रवसे बालक डरने लगा। बहुतसे उतारणादि किये बादमे एक पुरुपने प्रकट होकर नागसे नागडा गोत्र स्थापित करनेका कहा और सब कामोंकी सिद्धि हुइ।

## राणादेके रासका सार

राजड़ साहने स्वर्गसे आकर मानवभवमे सर्व सामग्री सपन्न हो वडे वडे पुण्य कार्य किये। अपनी अर्द्धांगिनी राणादेके साथ जो सुकृत किये अपार हैं उसने स्वधर्मीवात्सल्य करके ८४ ज्ञातिवालोंको जिमाया। इसमें सतरह प्रकारकी मिठाइया—जलेबी, पेंडा, वरफी, पतासा, गेवर दूधपाक, साकरियाचना, इलायची पाक, मरकी, अमृती, मोतीचूर, सालूणी इत्यादि तैयार किये गये थे। ओसवाल, श्रीमाली आदि महाजनोंकी स्त्रिया भी जिमनवारमे बुलाई गयी थी। इन सबको भोजनोपरान्त पान, लवग, सुपारी, इलायची, आदिकी मनुहारकी केसर, चदन, गुलाबके छाटणे देकर श्रीफलसे सत्कृत किया गया था। भाट-भोजक व चारण आदि याचकजनोंको भी जिमाया तथा दीन हीन व्यक्तियोंको प्रचुर दान दिया। राणादेने लक्ष्मीको शुभ कार्योंमें व्यय कर तीनों पक्ष उज्ज्वल किये।

# हर्षसागर रचित
# राजसी साह रासका सार

लेखक - श्रीयुत भंवरलालजी नाहटा

[ गतांकसे पूर्ण ]

राजड़के मनमें बड़ी उमंग थी। उसने विमल, भरत, समरा, जियेह्ल, जावड, बाहड और वस्तुपालके शत्रुञ्जयोद्धारकी तरह नाग नयरमें चैत्यालय करवाया। सं. १६७२ में उसका मंडाण प्रारंभ किया। वास्तुक जसवंत मेधाने अष्टमीके दिन शुभ महूर्त्तमें ९९ गज लंबे और ३५ गज चौड़े विशाल जिनालयका पाया लगाया। पहला थर कुंजाका, दूसरा किलधु, तीसरा किवास, चौथा भांको, पांचवां गजड़बंध, छट्ठा डोढिया, सातवां स्तरभरणी, आठवां सगवट, नवां मालगिर, दसवां स्तर छाज्जा, ग्यारहवां छेपार और उसके उपर कुंभिविस्तार किया गया। पहला दूसरा जामिस्तर करके उस पर शिला—शृंग बनाये। महेन्द्र नाम चौमुख शिखरके ६०९ श्रृंग और ५२ जिनालयका निर्माण हुआ। ३२ पुत्तलियां नाट्यारंभ करती हुई, १ नेमिनाथ चौरी, २६ कुंभि, ९६ स्तंभ चौमुखके नीचे तथा ७२ स्तंभ उपरिवर्त्ती थे। इस तरह नागपद्म मण्डपवाले लक्ष्मीतिलक प्रासादमें श्रीशांतिनाथ मूलनायक स्थापित किये। द्वारके उभय पक्षमें हाथी सुशोभित किये। आबूके विमलप्रासादकी तरह नौतनपुरमें राजड़ साहने यशोपार्जन किया। इस लक्ष्मीतिलक प्रासादमें तीन मण्डप और पांच चौमुख हुए। वाम पार्श्वमें सहसफणा पार्श्वनाथ, दाहिनी और संभवनाथ (२ प्रतिमा, अन्य युक्त) उत्तर दिशिकी मध्य देहरीमें शांतिनाथ, दक्षिणदिशिके भूंयरेमें अनेक जिनबिंब तथा पश्चिमदिशिके चौमुखमें अनेक प्रतिमाएँ तथा पूर्वकी ओर एक चौमुख तथा आगे विस्तृत नलिनी एवं शत्रुञ्जयकी तरह ३२ पूतलियां स्थापित की। तीन तिलखा तोरणवाला यह जिनालय तो नागनयर—नौतनपुरमें बनवाया। तथा अन्य जो मन्दिर बने उनका विवरण बताया जाता है।

भलशारणि गांवमें फूलझरी नदीके पास जिनालय व अंचलगच्छकी पौषधशाला बनाई। सोरठके राजकोटमें भी राजड़ने यश स्थापित किया। वासुदेवकृष्णका प्रासाद मेरुशिखरसे स्पर्धावाला था। यादववंशी राजकुमर वीभोजी कुमार (भार्या कनकावती व पुत्र जीवणजी-- महिरामण) सहितके भावसे ये कार्य हुआ। कांडाबाण पाषाणका शिखर तथा पासमें उपाश्रय बनवाया। कालावड़ेमें यति-आश्रम—उपाश्रय बनवाया, मांढिमें शिखर किया और पंचधार भोजनसे भूपेन्द्रको जिमाया। दोसौ गोठी जो मूढ थे वे सुज्ञानी श्रावक हुए। कांडाबाणि पाषाणसे एक पौषधशाला बनवाई। कच्छ देशमें ओसवालोके माढा स्थानमें एक राजड़ चैत्य है और बड़ी प्रसिद्ध महिमा है।

नागनयरके उत्तरदिशामें अन्न-पाणीकी परब खोली। कच्छके मार्गमें बिड़ी तट स्थानमें

–બિચારો ચાર્વાક સારો કે જે ખુલ્લે ખુલ્લો નાસ્તિક છે પણ વેદવચન અને તાપસ બે માયા–કપટ નીચે છૂપાયેલો જૈમિનિ રાક્ષસ સારો નથી.

ચાર્વાક કરતાં પણ જૈમિનિને ભયંકર કહેવાનુ મહત્ત્વનુ કારણ તો એ જ છે કે તે ધર્મને નામે અધર્મને ચલાવનાર છે, જ્યારે ચાર્વાક અધર્મને અધર્મરૂપે ચલાવે છે

આમ હિંસાની પ્રાથમિક ભૂમિકા જોઈએ તો નીચે પ્રમાણે તેનુ પૃથક્કરણ થઈ શકે—

૧. અજ્ઞાનથી થતી હિંસા.
૨. સ્વાર્થથી થતી હિંસા.
૩. હિંસામાં દોષ નથી એમ માનીને થતી હિંસા.
૪. ધર્મને નામે થતી હિંસા
૫ અશક્તિથી થતી હિંસા

ઉપરના પાંચ પ્રકારોને ટૂંકમાં આ પ્રમાણે સમજી શકાય—

## (૧) અજ્ઞાનથી થતી હિંસા:

વિશ્વમા ઘણા જીવો એવા છે કે જેઓ હિંસાને સમજતા જ નથી અજ્ઞાનવશ એવી પ્રવૃત્તિઓ કરે છે કે જેમા જીવોની પારાવાર હિંસા થાય છે. જેમ નાના બાળકો તળાવ કે નદીને કાંઠે બેસીને દેડકાને કાકરાથી મારે તેમા બાળક અજ્ઞાનદશામા છે અને દેડકાના પ્રાણ જાય છે. એ પ્રમાણે અનેક જીવો અજ્ઞાનથી હિંસા કરે છે

## (૨) સ્વાર્થથી થતી હિંસા:

શક્તિનો વિકાસ થતો જાય છે તેમ સ્વાર્થનો પણ વિકાસ થતો જાય છે. જો મોહનો પ્રબલ ઉદય હોય તો સ્વાર્થ સાધવા માટે જીવ ગમે તેવા કર્મ કરતા અચકાતો નથી વિશ્વમાં શક્તિવાળા જીવોને હાથે થતી હિંસામા સ્વાર્થ એ પ્રધાન ભાગ ભજવે છે સ્વાર્થ એક પ્રકારનો હોતો નથી, જુદા જુદા અનેક પ્રકારનો હોય છે ધન પ્રાપ્ત કરવા માટે, પેટ ભરવા માટે, વાસના સતોષવા માટે વિશ્વમા ડગલે ને પગલે હિંસા થાય છે. તે સર્વ હિંસાઓ સ્વાર્થથી થતી હિંસાઓ છે

## (૩) હિંસામાં દોષ નથી એમ માનીને થતી હિંસા:

કેટલાએક જીવો હિંસા–ભયંકર હિંસા આચરે છે છતા એમ માનતા હોય છે કે આ હિંસા જ નથી વિવિધ પ્રકારના જીવોની તેઓ હસ્તી માનતા નથી ને તેથી તે તે જીવોની હિંસા કરવા છતા ત્યા હિંસા નથી એમ માનતા હોય છે કદાચ એવા જીવોની હિંસા થતી હોય તો પણ તેમા કંઈ પણ દોષ નથી એમ તેઓની માન્યતા હોય છે. ઈશ્વરે આ બધુ શા માટે બનાવ્યુ છે? એવા પ્રશ્નો કરીને પોતાની વિચિત્ર વાસનાઓની તૃપ્તિ કરવા માટે નાની હિંસાથી લઈને મોટી હિંસાઓ કરતા તેઓ અચકાતા નથી

કેટલાએક વિચિત્ર વિચારો ધરાવતા જીવો એમ માનતા હોય છે ને કહેતા હોય છે કે આ આત્મા મરતો નથી અને કોઈને મારતો પણ નથી, એમ માનીને ગમે તેવુ આચરણ કરતા તેઓ ખચકાતા નથી મોટી મોટી લડાઈઓ લડનાર અને તેમા જોડાયેલા સૈનિકોના મનમા એવું ઠસ્યુ ને ઠસાવ્યુ હોય છે કે લડાઈમા મરવામા અને મારવામા પાપ લાગતુ નથી.

## (૪) ધર્મને નામે થતી હિંસા:

હિંસામાં ધર્મ છે એમ માનનારા પણ વિશ્વમાં ઘણા છે તેઓ જુદા જુદા જીવોનું બલિદાન આપે છે. યજ્ઞમા થતી હિંસા ધર્મને નામે થાય છે. દેવદેવીઓને અપાતા ભોગોમાં જે હિંસા થાય છે તે ધર્મને નામે થાય છે. કુરબાનીને નામે કરવામાં આવતી હિંસા ધર્મને નામે થાય છે મોટે ભાગે ધર્મને નામે થતી હિંસામા સ્વાર્થનુ એવુ મિશ્રણ થઈ ગયું હોય છે કે તે તે હિંસાને સ્વાર્થહિંસા કહેવી કે ધર્મહિંસા કહેવી એ કોયડો થઈ જાય છે ખરેખર જોવામા આવે તો એ સ્વાર્થ–હિંસા છે પણ હિંસા કરનારા અને કરાવનારાઓએ પોતાના સ્વાર્થને ધર્મનો અચળો ઓઢાડયો હોય છે. એટલે અહિંસા ધર્મને નામે કહેવાય છે આ હિંસાનુ સામ્રાજ્ય જગત્મા એટલું વ્યાપક બન્યુ છે કે તેમાંથી જીવોને છોડાવવા એ કપરુ કાર્ય છે પૃથ્વી પણ આવી હિંસાથી '**त्राहि मां त्राहि मां**' પોકારી ઊઠે છે.

## (૫) અશક્તિથી થતી હિંસા:

કેટલાએક જીવો જગત્મા એવા હોય છે કે તેઓને હિંસા ગમતી નથી પણ કર્યા સિવાય ચાલતુ નથી તેઓ અશક્ત છે–પરવશ પડેલા છે. બીજી બાજુ કેટલાક જીવો એવા છે કે તેમનુ જીવન હિંસામા જતુ હોય છે પણ તે હિંસા સાથે તેઓને સીધો કાંઈ સંબધ હોતો નથી, એ સર્વ જીવો જે હિંસા આચરે છે તે અશક્તિથી થતી હિંસામાં ગણાય છે.

ઉપરની પાચે પ્રકારની હિંસા પાપ બધાવે છે, તેથી જીવો દુર્ગતિના દુખો ભોગવે છે.

એ હિંસાથી છૂટવા માટે શક્તિવાળા જીવોએ સતત પ્રત્નશીલ રહેવું જોઈએ

હિંસાની સામે અહિંસા રહેલી છે તેનું સાચુ સ્વરૂપ સમજવાથી હિંસાથી જીવ છૂટી શકે છે–તેનુ સ્વરૂપ હવે પછી જણાવવામા આવશે (ક્રમશઃ)

[ અનુસધાન પૃષ્ઠ : ૨૧૬ ]

दातुः शुभं भवतु मङ्गलमस्तु पाठोत्कण्ठाजुषां श्रवणकर्म्मणि लालसानाम् ।
भद्राणि पाणिकमले विलसंतु सन्तु कल्याणधोरणियुजो भुवि संघपादा' ॥ ४१ ॥

मंगलं महाश्री' । कृतिरियं श्री**गुणसमुद्रसूरी**णाम् ॥

अक्षरमात्रपदस्वरहीनं व्यंजनसन्धिविवर्जित रेफम् ।
साधुभिरेव मम क्षमितव्यं कोऽत्र न मज्जति शास्त्रसमुद्रे ॥ १ ॥
दग्भ्रान्तितो वा लिखनातिरेकाद् व्यासंगतो वाऽन्यविधेरलीकम् ।
अत्रालिखं वर्णापदांह्रिगद्यश्लोकादि यत्तन्निपुणैर्न दूष्यम् ॥

संवत् १६१२ वर्षे आश्विन शुदि ११ दिने **तालध्वजनगरे** श्री**आनंदविमलसूरि**शिष्य-श्री**कर्णगणि**ना लिखितं श्रीशान्तिनाथचरित्रमिदम् ॥ श्री ॥

[जोधपुर महावीरस्वामी मंदिरे ज्ञानभंडार पोथी० नं. १९ प्रति ११० न. १४४]



# ખંભાતમાં પ્રગટ થયેલી

# ૪૧ જિનપ્રતિમાઓ



લેખક · પૂજ્ય મુનિરાજ શ્રીવિશાળવિજયજી



**ખંભાત** પુરાણુ બદર છે. ઠેઠ ૧૨મા સૈકાથી લઈને ૧૭મા સૈકા સુધી એની જાહોજલાલી પુરબહારમા હતી ગુજરાતના પાટનગર પાટણ કે અમદાવાદ પછી બીજા નબરનુ આ શહેર ગણાતુ રહ્યુ છે. ખાસ કરીને સ્તભન પાર્શ્વનાથ તીર્થ તરીકેની એની પ્રસિદ્ધિ થઈ ત્યારથી આ શહેર વિશેષ ઉન્નત બનતુ ગયુ છે આ તીર્થની એ પ્રભાવશાળી પ્રતિમાનો પુરાતન ઇતિહાસ શ્રીજિનપ્રભસૂરિએ ' વિવિધ તીર્થકલ્પ'મા આ રીતે આલેખ્યો છે.—

દ્વારિકામા સમુદ્રવિજય દશાર્ણે શ્રીનેમનાથ ભગવાનના મુખથી મહાપ્રભાવશાળી રત્નમયી શ્રીપાર્શ્વનાથની પ્રતિમા જાણીને પ્રાસાદમા સ્થાપન કરી પૂજા કરી. દ્વારકાનો દાહ થયો ત્યારે એ મૂર્તિ સમુદ્રમા પધરાવી. કાળાતરે કાતિનગરીનો ધનેશ નામનો વહાણવટીઓ એ સ્થળે વહાણ લઈને જતો હતો ત્યારે એ પ્રતિમાના સ્થળ આગળ એનુ વહાણ થભી ગયુ દેવવાણીથી જ્યારે એણે જાણ્યુ કે અહી જિનબિબ છે ત્યારે તેણે નાવિકો દ્વારા એ મૂર્તિ બહાર કઢાવી, પોતાના નગરમા લઈ જઈ એક પ્રાસાદમા સ્થાપન કરી અચિત્ય લાભથી ખુશી થયેલો ધનપતિ રોજ એ મૂર્તિની પૂજા કરતો હતો એવામા નાગાર્જુને આ મૂર્તિનો અતિશય જાણ્યો ત્યારે તેણે રસસિદ્ધિ માટે એ મૂર્તિ ગ્રહણ કરી, અને શેઢી નદીના કિનારે સ્થાપન કરી નાગાર્જુન એ મૂર્તિને રસસિદ્ધિ માટે રોજ ચદ્રલેખા નામની સતી સ્ત્રી પાસે રસમર્દન કરાવતો હતો એમ કરતા છેવટે એને રસસિદ્ધિની પ્રાપ્તિ થઈ અને એ સ્થળે રસ સ્તભિત થતા સ્થભન ( થાભણા ) નામે ગામ વસ્યુ કાળાતરે એ મૂર્તિ નવાગીવૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિના હાથે એ સ્થળેથી બારમા સૈકામા પ્રગટ થઈ એ મૂર્તિ પાછળથી ખંભાતમા લાવવામા આવી અને ખભાતને સ્તભન તીર્થની નામના મળી

બારમા સૈકામા ને તે પછી અહી દેરાસરો બધાતા ગયાં ૧૭મા સૈકાના કવિ શ્રીઋષભદાસે અહીના ૮૫ ઉત્તુગ જિનપ્રાસાદોની ઝળહળતી ધ્વજાઓ અને સભળાતા ઘટાનાદની વાત નોધી છે. શ્રીહીરવિજયસૂરિ અને શ્રીવિજયસેનસૂરિના સમયમા અસલ ગધારના રહેવાસી અને પાછળથી ખભાતમા રહેતા વજિયા અને રાજિયા નામના બધુઓએ

૧૬૪૪માં બંધાવેલા ચિંતામણિ પાર્શ્વનાથના ભવ્ય મંદિરનું વર્ણન એક શિલાલેખમાંથી પ્રકારે જાણવા મળે છે—

મૂળનાયક શ્રીચિંતામણિ પાર્શ્વનાથની પ્રતિમા ૪૧ આંગળ ઊંચી અને શેષનાગથી વેત હતી તેમજ મસ્તક ઉપર સર્પની સાત ફણાઓ કોતરેલી હતી.

એ મંદિરમા બાર સ્તંભો અને ૭ દ્વાર હતાં. સાત નાની નાની દેવકુલિકાઓ હતી, ને દ્વારપાલની મૂર્તિઓ હતી મૂળ પ્રતિમાની આસપાસ બીજી પચીશ ઉત્તમ મૂર્તિઓ સ્થાપન હતી વળી, એ મંદિરમા એક ભવ્ય ભોંયરું હતું, જેને ૨૫ પગથિયાં હતાં એ પગ-યાની સામે જ સુંદર આકૃતિવાળી ગણેશની મૂર્તિ બેસાડેલી હતી એ ભોંયરું ચોરસ હતું તે ૧૦ હાથ જેટલું ઊંચું હતું. એની અંદર બીજી નાની નાની ૨૬ દેવકુલિકાઓ હતી ને એને પાંચ દ્વાર હતા એ ભોયરામા પણ બે દ્વારપાલો તેમજ ચાર ચામરધારકો હતા ની વેદિકા ઉપર ૩૭ આંગળ પ્રમાણ શ્રીઆદિનાથની, ૩૩ આંગળ પ્રમાણ શ્રીમહાવીરદેવની તે ૨૭ આંગળ પ્રમાણ શ્રીશાંતિનાથની પ્રતિમાઓ સ્થાપન કરેલી હતી વળી, એ ભોંયરામાં હાથીઓ અને ૮ સિંહો કોતરેલા હતા આવી રીતે સ્થંભતીર્થ (ખંભાત)મા ભૂષણ માન અને જોવાલાયક એ મંદિર ઉક્ત બંને ભાઈઓએ બંધાવ્યું હતું

આ મંદિર શેઠ અંબાલાલ પાનાચંદની ધર્મશાળા પાસે આવ્યું છે પરંતુ આ ાસરમાં ઘણો ફેરફાર થઈ ગયો છે. દ્વારપાલ, હાથી, સિંહ, કે દેવકુલિકાઓ વગેરે કંઈ જ યાત નથી.

બીજું શ્રીમહાવીરસ્વામીનું મંદિર પણ એ બંને ભાઈઓએ જ બંધાવ્યું હતું તે મંદિર યાં આવ્યું તે હજી માલમ પડ્યું નથી

મતલબ કે, ૧૭મા સૈકામાં બંધાયેલું મંદિર એના મૂળસ્વરૂપે રહેવા પામ્યું નથી ત્યારે પમી શતાબ્દીના કે તે પહેલાંનાં મંદિરો એના તત્કાલીન સ્વરૂપમા જોવા ન મળે એ સ્વાભા-ેક છે કેટલાક મંદિરો નષ્ટ થયા કે જીર્ણ થયા ને કેટલાકને એક બીજામા ભેળવી લેવાયાં. ાડા વર્ષો પૂર્વે જ અહીંના ચાર દેરાસરોને વધાવી લઈ એક જ મંદિરમા પ્રતિમાઓ પધરા-ાવામા આવી હતી

મંદિરોની મૂર્તિઓ મુસ્લિમ કાળમા ભંડારી દેવામાં પણ આવતી, જે અત્યારે ઘણે સ્થળે ઘણી વખત પ્રગટ થતી જાણવા–જોવા–સાંભળવામા આવે છે ખંભાતમા આ રીતે ઘણી વખત જમીનમાથી મૂર્તિઓ મળી આવેલી છે હાલમાં જ ૪૧ જિનપ્રતિમાઓ પ્રગટ થઈ છે, એ વિશે જ અહીં વક્તવ્ય છે

સઘવીની પોળમાં શ્રીકુંથુનાથજીના દેરાસરની સામે શ્રી અમૃતલાલ ફૂલચંદ ઠાકરસીનું મકાન છે પૂર્વ દિશામા સામા દ્વારનું એક મકાન છે તેની ઉત્તરે ખુલ્લી જગાના ચોકમાં કોઠી નાખવા માટે ખાડો ખોદવામા આવ્યો ને કોઠી મૂકતા જ તે ભાગી ગઈ આથી પાસે જ કૂવો કરવા માટે ૧૫ ફૂટ ખોદતા તા ૧૦–૬–૫૪ના જેઠ સુદિ બીજ ૯ના દિવસે ૯–૫૦ મિનિટે પ્રથમ ૪ પ્રતિમા નીકળી આવી અને પછી એક પછી એક એમ સાંજ સુધીમાં તો કુલ ૪૧ જિનપ્રતિમાઓ નીકળી તેમા એક પ્રતિમાજી ખંડિત થયાં છે, એક ચૌમુખજી નીકળ્યા છે અને એક શેઠ–શેઠાણીની મૂર્તિ પણ નીકળી આવી છે. આ મૂર્તિઓ

ભવ્ય અને તેજસ્વી છે. કેટલીક મૂર્તિઓ ૧॥ ફૂટ, ૧। ફૂટ, ૧ ફૂટ અને ૦॥। ફૂટની છે. લગભગ બધી મૂર્તિઓ ઉપર લેખ છે. મોટે ભાગે ૧૫મા સૈકાના લેખો છે. નમૂનારૂપે પાંચેક મૂર્તિઓના લેખો આ પ્રકારે છે:—

१. संवत् १४६० वर्षे आषाढ सुदि १० दशम्यां वुधे सोनि वीसलपुत्र सोनी त्रिलोक्यसिंहेन भार्या तेजलदेश्रेयोर्थं श्रीपार्श्वनाथबिंबं कारितं प्रतिष्ठितं उपकेशगच्छे श्रीदेवगुप्तसूरिभिः ॥

२. सं. १४२९ माघ व. ७ सा० चांपा भार्या षीमीश्रेय० श्री आदिनाथबिंबं का० प्र० श्रीदेवगुप्तसूरिभिः ॥

३. संवत् १४२८ वैशाख वदि १ सोमे पाल्हाउतगोत्रीय संघपतिभार्यया सं. पाल्हादेव्याः सुतगोवलश्रेयसे श्रीआदिनाथबिंबं कारितं प्रतिष्ठितं मलधारिगच्छे श्रीराजशेखरसूरिपट्टे श्रीमुनिशेखरसूरिभिः ॥

૪. શ્રી ચૌમુખજીની મૂર્તિઓ બહુ સુંદર છે મૂર્તિઓ એક વેતની છે. ચારે બાજુએ બબ્બે ગંધર્વો ફૂલની માળા ધારણ કરતા બતાવ્યા છે બને પડખે ચામરધારકો પણ છે ચારે ભગવાનના પબાસનની નીચે હાથી, સિંહ, દેવી છે ઉપરનુ શિખર તૂટી ગયુ છે. ચારે બાજુએ ખાના છે, જેથી ઉપરના ભાગમા ચદરવો બાંધવો હોય તો બાંધી શકાય. ચૌમુખજીની નીચે ભગવાન દેશના આપતાં ગઢની રચના કરેલી હોવી જોઈએ તે નથી. એના ઉપરનો લેખ આ પ્રકારે છે—

પહેલી તરફ—**श्रीमहावीरदेव     राणकश्रीमुञ्जलदेवस्य**

બીજી તરફ—**श्रीमहावीरदेव     राणककर्पूरादेव्याः**

ત્રીજી તરફ—**श्रीमहावीरदेव     राणकश्रीझांझणः**

ચોથી તરફ—**श्रीमहावीरदेव     माताश्रीजयतलदेव्याः**

૫ એક જ પથ્થરમાં ઉપરના ભાગમા જિનબિંબ અને નીચે શેઠ–શેઠાણીની મૂર્તિઓ છે. શેઠના હાથમા ફૂલની માળા છે શેઠાણીના હાથમાં પૂજાનો સામાન છે. તેમની બને પડખે બાળક અને બાળિકા હાથ જોડીને ઊભા છે. તેમની નીચે આ પ્રકારે લેખ છે:—

सं. १४३२ साधुश्रीसारंगभार्या सिंगारदेव्याः स्वपुत्रेण साधुसायरेण पुत्र्या केर्वातदेव्या सहितेन का० प्र० श्री देवगुप्तसूरिभिः ॥

[ આ ૪૧ જિનમૂર્તિઓના લેખો શ્રી ચીમનલાલ ડી દલાલે મહાવીરશાસન'ના તા ૧૬–૭–૫૪ ના અકમા આપ્યા છે તેનો ઉતારો 'જૈન'ના તા ૩૧–૭–૫૪ ના અકમાં પ્રગટ થયો છે. જિજ્ઞાસુઓને તે અકોમાથી લેખો જોઈ લેવા ભલામણ છે **સંપા.** ]



# કર્મ મીમાંસા

લેખક . શ્રીયુત માસ્તર ખુબચંદ કેશવલાલ, શીરોહી

[ લેખાંક—ત્રીજો ]

**આ પ્રમાણે જૈનેતર** દર્શનોમાં દર્શાવેલ કર્મના અસ્તિત્વ અંગેની વિચારણા અગાઉ કરી છે આથી કોઈ પણ મનુષ્યને કર્મનું અસ્તિત્વ માન્યા વિના ચાલે એમ નથી. કર્મના અસ્તિત્વ વિષે શંકા ધરાવતા વર્ગને પણ તેમના જીવનમાં કેટલીક વખતે ઇચ્છિત ધારણાઓ અનેકવિધ પ્રયત્નો કરવા છતાંય જ્યારે વિપરીતપણું પામે છે ત્યારે યેન કેન પ્રકારે પણ તેમના હૃદયમા કર્મ અંગેની શ્રદ્ધા જરૂર ઉદ્દ્ભવે છે જીવ અને કર્મના સબંધને લીધે જ બંધ—વિશ્વ-પ્રપંચ છે, અને તેમના વિયોગને લીધે જ જીવનો મોક્ષ છે બંધની તરતમતાને આધારે જ દેવ—નારકની કલ્પના છે, પુણ્ય—પાપની કલ્પના છે, અને આ ભવનુ પરભવ સાથે સાદૃશ્ય છે કે નહિ એ શંકાનો આધાર પણ જીવ—કર્મનો સબંધ જ છે સંક્ષેપમાં સંસાર અને મોક્ષની કલ્પના પણ જીવ અને કર્મની કલ્પના ઉપર જ આધાર રાખે છે જગતમા જીવ અને જડ એ બેનુ તોફાન છે જડની સંગતિથી આત્મા દુઃખી થઈ રહ્યો છે. એ સંગતિ ટાળવા માટે આત્મા અને કર્મની ઓળખાણ કરવી આવશ્યક છે. એ ઓળખાણ કરવા પહેલાં તેના અસ્તિત્વની શ્રદ્ધા પહેલી પ્રગટ થવી જોઈએ.

કર્મની સત્તા ઘણી પ્રબળ છે, કોઈનુ ત્યા ચાલી શકતુ નથી આ કર્મ શુ છે અને કર્મની સાથે કર્મફળનો સબંધ શુ છે તે અહી ટૂંકામાં બતાવવાનો ઉદ્દેશ છે કર્મના અસ્તિત્વ અંગે તો પૂર્વોક્ત દરેક દર્શનોમા જે બ્યાન છે તે જોતાં માલમ પડશે કે—સંસ્કાર, વાસના, અવિજ્ઞપ્તિ, માયા, અપૂર્વ, કર્મ એવા નામો પૈકી કોઈ પણ નામે કર્મનુ માનવાપણુ તો દરેકમા છે કર્મ તે પુદ્‌ગલ દ્રવ્ય છે કે ગુણ છે કે ધર્મ છે કે બીજુ કંઈ સ્વતંત્ર દ્રવ્ય છે એ બાબતમા દાર્શનિકોમાં વિવાદ છતા વસ્તુગત ખાસ વિવાદ નથી એ તો સ્પષ્ટ જણાઈ આવે છે આમ છતા તેના અસ્તિત્વ અંગે અશ્રદ્ધા રાખનાર આત્માએ પોતાનુ દુર્ભાગ્ય જ ગણવુ જોઈએ

જ્યાં સુધી આત્માને એક સ્વતંત્ર દ્રવ્ય તરીકે માનવામા ન આવે ત્યા સુધી આ લોક સિવાયના પરલોકમાં તેના ગમનની માન્યતા કે તેના કારણ પુણ્ય—પાપરૂપ કર્મની માન્યતાને અવકાશ નથી રહેતો પણ જ્યારે આત્માને સત્ય તત્ત્વરૂપે સ્વીકારવામા આવે ત્યારે જ એ બધા પ્રશ્નોનો વિચાર કરવાનુ સ્વતં પ્રાપ્ત થઈ જાય છે. આમ હોવાથી જ આત્મવાદ અને કર્મવાદ અંગે અતિવિસ્તૃતપણે સૂક્ષ્મરીતે વિચાર કરવામા આવે ત્યારે જ અનાદિકાળથી સંયુક્ત આત્મા અને કર્મના સબંધને મુક્તતા પ્રાપ્ત કરવાનો માર્ગ મળશે કર્મની સાથે કર્મના ફળોનો ચોક્કસ સબંધ છે અને ભૂતકાળના સંચિત કર્મવર્ગણાના પ્રતાપે જ જીવ વર્તમાન અવસ્થા ભોગવે છે એ વાત બધા દર્શનોને માન્ય છે, પણ રીતસર એનો વિચાર કોઈએ કર્યો નથી

આથી કર્મવાદની જે પ્રકારની વ્યવસ્થા જૈનોના ગ્રથમાં મળે છે તે પ્રકારની વિસ્તૃત વ્યવસ્થા અન્યત્ર દુર્લભ છે કર્મની વિવિધતા અને તેનું વિસ્તૃત વર્ણન પ્રાચીન કાળથી જૈન પરંપરામા અતિસુંદરપણે આલખેલુ છે કર્મની સ્થિતિ, અને કર્મના પુદ્દગલો કેમ ભોગવાય ? કેમ બંધાય ? કેમ છૂટે તેનુ સર્વાંગપૂર્ણ તત્ત્વજ્ઞાન માત્ર જૈન દર્શનમા જ છે.

અન્ય દર્શનકારો આત્માના ગુણો અને તેને રોકનાર કર્મના સબધમાં ઊતર્યા જ નથી. આત્મા ચેતનાથી ઓળખાય, ઉપયોગ હોય ત્યાં જીવ અવશ્ય છે ઉપયોગ, ચેતના, જ્ઞાન એ જીવનુ લક્ષણ છે. તે કોનાથી આવરાય, કોના જવાથી વધે, તે માટેનુ વિવેચન જૈનો સિવાય અન્ય દર્શનોમા નથી આત્માનો મુખ્ય સ્વભાવ જ્ઞાન, તેને રોકનાર તે જ્ઞાનાવરણીય કર્મ એવી માન્યતા બીજા મતોએ માનેલી નથી ભણ્યા પછી સભાળી રાખવુ કેમ પડે છે ? વગર સભાળ્યુ ટકતું નથી માટે જેનુ જ્ઞાન આપણને થયુ છે તે અત્યારે યાદ કરવું છે તોપણ કેટલીક વખત યાદ નથી આવતુ, વિસ્મૃત થઈ જાય છે, થોડીવારે પાછુ યાદ આવી જાય છે. વિસ્મૃત થવાના સમયે જ્ઞાન છે તો ખરુ જ, અને જો ન હોય તો થોડીવાર પછી યાદ આવી જાય છે તે આવે નહિ. હવે જ્ઞાન છે અને વિસ્મૃત થયુ તેનુ શુ કારણ ? એનો જવાબ એ જ છે કે યાદ ન આવ્યુ. તે વખતે કોઈક રોકનાર ચીજ હતી, યાદ આવ્યું તે વખતે રોકનાર ચીજ ખસી ગઈ જરૂર વખતે યાદ નથી આવતુ તેથી માનવું પડશે કે જ્ઞાનને રોકનાર કોઈક કર્મો છે, જેને જૈન દર્શનમા જ્ઞાનાવરણીય કર્મ તરીકે ઓળખાવ્યુ છે જેને જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ થયો હોય તેને લગીર વારમા આવડી જાય છે, ક્ષયોપશમ ન હોય તેને યાદ કરતાં ઘણી વાર લાગે છે. આ દિશામા બીજા મતવાળાઓ ઊતર્યા નથી.

આઠે કર્મો તપાસી લો, અને આઠ કર્મના વિભાગો, કર્મકારણો, બધની રોકાવાની, નિર્જરવાની દશા બીજા મતમા નથી જે મતવાલાએ જ્ઞાનાવરણીય કર્મ ન માન્યુ તે તોડવાના રસ્તા બતાવે કયાથી ? આત્માનો જ્ઞાન સ્વભાવ જણાવે ત્યારે જ્ઞાનની અધિકતા, ન્યૂનતા જણાય, જ્ઞાનમાં તરતમતા–ઓછાવત્તાપણુ શાથી છે ? જીવમા સ્વભાવ સરખા છે છતા અધિક ન્યૂનતા કેમ હોય છે ? કહેવુ પડશે કે, જ્ઞાન એ આત્માનો સ્વભાવ છતાં પણ કઈક રોકનારી ચીજ છે મિલકત સરખી છે છતા ધરાકમા દબાઈ ગયેલાનો હાથ છૂટો હોતો નથી તેમ દરેક જીવ કેવળ જ્ઞાનમય છતા જ્ઞાન સ્વભાવને રોકનારા કર્મ વડે કેવળ સ્વરૂપ આવરાઈ ગયુ છે આ રીતે જૈનદર્શન સિવાય બીજાઓએ જ્ઞાન સ્વભાવને રોકવાનુ કમ માન્યુ નથી, અને રોકાવાના કારણો તથા તોડવાના પ્રકારો ત્યા બતાવ્યા નથી ધર્મને બતાવનારા આત્માના સ્વભાવને રોકનારાં કર્મ ન બતાવી શકે તો આત્મસ્વભાવ પ્રગટ શી રીતે કરી શકાય ?

જ્ઞાન આત્માનો ગુણ માનીએ તો દર્શન આપોઆપ માનવું પડે દર્શન એટલે સામાન્ય બોધ. કોઈ વસ્તુનુ સામાન્ય જ્ઞાન થાય અને પછી વિશેષ જ્ઞાન થાય છે તેમા પહેલાં સામાન્ય જ્ઞાન છે, તેનુ જ નામ દર્શન તે દર્શન એટલે જીવ સ્વભાવને જે માને તે જ દર્શનાવરણીય માની શકે છે. નિદ્રા વખતે જ્ઞાન હોય, માત્ર એટલો કાળ જ્ઞાન રોકાય, ઊંઘ ઊડી ગયા પછી જ્ઞાન લાવવા બીજો પ્રયત્ન કરવો પડતો નથી નિદ્રા અવસ્થામા જ્ઞાન હતુ પણ અનુભવમાં નહોતુ નિદ્રા સામાન્ય દર્શનને રોકે એટલે જ્ઞાન શી રીતે આવે ? આ રીતે જ્ઞાનાવરણીયની જેમ દર્શનાવરણીય પણ સમજવુ [ ચાલુ ]



# ન્યાયાલયના ચૂકાદાઓમાં સ્યાદ્વાદ

લેખક —પૂજ્ય મુનિરાજ શ્રીજ્ઞાનવિજયજી (ત્રિપુટી) મુ. મેરઠસદર

**ભગવાન શ્રી**મહાવીરસ્વામીએ વિશ્વવ્યવસ્થામા **સ્યાદ્વાદ**નુ નિરૂપણ કર્યું છે. એ એક દૃષ્ટિકોણ નથી કિન્તુ વિભક્ત દૃષ્ટિકોણોનુ વાસ્તવિક સત્ય છે. રાષ્ટ્ર, સમાજ, જ્ઞાતિ, ધર્મ, સભા, સોસાયટી કે મડળો એ દરેકની નિયમાવળીમા કે વ્યવસ્થાપદ્ધતિમાં સ્યાદ્વાદ ઓતપ્રોત હોય છે જ. ભિન્નભિન્ન વિચારધારાઓમા જ્યાસુધી લાગેવળગે છે ત્યાસુધી સાત નયોમાંથી કોઈ ને કોઈ એક નયની પ્રધાનતા હોય છે અને એ દરેક વિચારધારાઓનુ સામજસ્ય કહો કે એ સાતે નયોનુ સાપેક્ષ એકીકરણ કહો એ જ સ્યાદ્વાદ સિદ્ધાત છે સ્યાદ્વાદના વિવિધ અશો અગે જૈનદર્શનમા ઘણા ઘણા વિવેચનો મળે છે

રાષ્ટ્રરક્ષામા ન્યાયાલય (કચેરી)ના કાયદાઓ મુખ્ય ભાગ ભજવે છે તેમાં પણ સ્યાદ્વાદને અચૂક સ્થાન આપવામા આવે છે અને જો એને ભૂલી જવાય તો એ કાયદો લાભ ને બદલે માનવજાતની હાનિ કરનારો નીવડે છે

સાપ્તાહિક સચિત્ર હિદુસ્તાનમાં કેટલાએક ફેસલાઓની યાદી છપાઈ છે, એના આધારે સ્પષ્ટ સમજી શકાય છે કે ન્યાયાધીશ ભિન્નભિન્ન પરિસ્થિતિમા હરકોઈ એક મજબૂત દેખાતા દૃષ્ટિકોણને પ્રધાનતા આપી ન્યાય આપે છે. ઘણીવાર ઉપલી કોર્ટો બીજા દૃષ્ટિકોણથી એ ન્યાયને ફેરવી નાખે છે. આમાં રમુજ નથી, આમા શકિતપણુ નથી, કિન્તુ દૃષ્ટિકોણનો જ ભેદ હોય છે. આનુ નામ જ **સ્યાદ્વાદ**

ચૂકાદો કરવામા જે જે તર્કણાઓને અવકાશ છે તેની નાનકડી યાદી નીચે આપુ છુ

**૧—**એક બાપે મદિરમા પોતાના પુત્રને ઉદ્દેશીને કહ્યુ કે–તે ચાડાલ છે, તેણે ઢેડો સાથે ભોજન કર્યું છે, આ સ્થિતિમા પિતાએ પુત્રનુ અપમાન કર્યું છે એમ મનાય કે ન મનાય?

(૧) હા કારણ–"ચાડાલ" શબ્દ અપમાન સૂચક છે.

(૨) નહી કારણ—"ચાડાલ" એ એક હલકી ગાળ છે, અપમાનજનક નથી.

(૩) નહી કારણ—માબાપ મોટે ભાગે પોતાના સતાનને 'ચાડાલ' કહ્યા જ કરે છે

**સૂચના**—ઓરિસા (બિહાર)ની હાઈકોર્ટે બીજા નબરવાળો ચૂકાદો આપ્યો છે.

**૨—**એક કોળીએ પોતાનો ફેસલો સાભળ્યા બાદ પચને ગાળો આપી ત્યા તેણે પચનુ અપમાન કરવાનો અપરાધ કર્યો છે એમ મનાય કે નહી?

(૧) નહી. કારણ–ચૂકાદો આપ્યા બાદ પચ ન્યાયાધીશની સ્થિતિમા રહેતુ નથી

(૨) હા કારણ–પચે ફેસલો સભળાવી દીધો છે પણ તેણે પચની અદાલતને બરખાસ્ત કરી નથી એટલે હજી તે ન્યાયાધીશની હાલતમા છે–હજી તે ન્યાય આપી શકે છે.

**સૂચના**—અલાહાબાદ–પ્રયાગની હાઈકોર્ટે બીજા નબરવાળો ચૂકાદો આપ્યો છે.

**૩—**વલ્લભરામ ધ્રુવે રામા પટેલ પાસેથી ૧૫) રૂપિયા લાચના લીધા પરતુ ધ્રુવે એ લાચ શા કારણે લીધી છે એ નક્કી ન થઈ શકે તો તે લાચ લેવાનો અપરાધી ખરો?

(૧) હા. કારણ—તેણે લાચ લીધી છે.

( ૨ ) નહી. કારણ—તેણે લાચ શા માટે લીધી છે એ સાબિત ન થાય ત્યાં સુધી તે લાંચ લેવાનો અપરાધી નથી

**સૂચના**—અલાહાબાદ પ્રયાગની હાઈકોર્ટે બીજા નબરવાળો ચૂકાદો આપ્યો છે.

૪—એક પુરુષ કોઈ બીજી સ્ત્રી સાથે, પાર્ટીમા જાય છે, તેને જ પોતાની સ્ત્રી તરીકે ઓળખાવે અને સાથેસાથ પૂછનારને એમ પણ કહી દે છે કે, મે પહેલી સ્ત્રીથી છૂટાછેડા કરી લીધા છે. આ સ્થિતિમાં તેની અસલી સ્ત્રી પતિનુ પરસ્ત્રીગમન માની છૂટાછેડાનો દાવો કરી શકે ?

( ૧ ) હા. કારણ—સ્પષ્ટ છે કે પતિએ પરસ્ત્રીગમન કર્યું છે

( ૨ ) નહી. કારણ—અમુક મારી સ્ત્રી છે એમ પાર્ટીમા કહેવા માત્રથી તેને પરસ્ત્રીગમન માની છૂટાછેડાનો દાવો તે કરી શકે ?

(૧) હા કારણ—સ્પષ્ટ છે કે પતિએ પરસ્ત્રીગમન કર્યું છે

(૨) નહી. કારણ—અમુક મારી સ્ત્રી છે એમ પાર્ટીમા કહેવા માત્રથી તેણે પરસ્ત્રીગમન કર્યું છે, એ સિદ્ધ થતુ નથી.

**સૂચના**—પજાબની હાઈકોર્ટે બીજા નબરવાળો ચૂકાદો આપ્યો છે

૫—સરકારે ખાડનો અમુક ભાવ બાધ્યો પરતુ તેનો પત્ર આવ્યા પહેલાં વ્યાપારીએ વધુ ભાવ લઈને ખાડ વેચી, તો એ વ્યાપારી ગૂનેગાર ખરો ?

(૧) હા કારણ—આશા રાખી શકાય છે કે, ખાડનો અમુક ભાવ બધાયો છે એમ હરએક વ્યક્તિ જાણે છે

(૨) નહી, ‘ સરકારે અમુક ભાવ બાધ્યો છે ’ એમ જાણવા છતા પણ તેણે ખાડને વધુ ભાવમાં વેચી છે એ સાબિત ન થાય તો

(૩) નહી વ્યાપારીએ વધુ રકમ લીધી છે એ સાબિત ન થાય તો.

**સૂચના**—પેપ્સુની હાઈકોર્ટે બીજા નબરવાલો ચૂકાદો આપ્યો છે

૬—એક દૂધવાળા પાસે ખરાબ દૂધ હતુ એ કારણે તેનો દડ થયો, દૂધવાળાએ માની લીધુ કે મારી પાસે ખરાબ દૂધ હતુ, તો શુ આ દડ ઠીક છે ?

(૧) હા કારણ —તે માને છે કે તેની પાસે ખરાબ દૂધ હતુ

(૨) હા કારણ—એવુ અનુમાન લગાવી શકાય છે કે—તે દૂધ વેચવા માટે હતુ.

(૩) નહી. એ નક્કી કેમ કહી શકાય કે એ દૂધ વેચવા માટે જ હતુ ?

**સૂચના** —અજમેરની હાઈકોર્ટે ત્રીજા નબરવાળો ચૂકાદો આપ્યો છે

૭—એક મનુષ્ય એક મકાનમા પીધેલી હાલતમા મળ્યો, શહેરના તે વિભાગના મેજીસ્ટ્રેટે તેનો દડ કર્યો, પરતુ તેણે દારૂ ક્યા પીધો હતો તે સાબિત થઈ શક્યુ નહી. તો તેને દડ કરી શકાય ?

(૧) હા કારણ—મોટે ભાગે દારૂડિયો દારૂ પીએ તે સ્થાને જ પીધેલી હાલતમા પડ્યો રહે છે.

(૨) નહી કારણ—નશો ઘણા ટાઈમ સુધી રહે છે તે દરમ્યાન દારૂડિયો ક્યાનો ક્યા ચાલ્યો જાય છે

(૩) હા. કારણ—દારૂડિયો પોતે બરાબર જાણે છે કે પોતે દારૂ ક્યા પીધો છે જેથી પોતે આ મેજીસ્ટ્રેટવાળા શહેરના વિભાગમા દારૂ પીધો નથી એ સાબિત કરવુ તે દારૂડિયાના હાથમા છે.

**સૂચના**—સોરાષ્ટ્રની હાઈકોર્ટે બીજા નંબરનો ચૂકાદો આપ્યો છે

૮—એકવીશ વર્ષની ઉમરના એક જુવાને એક વૃદ્ધને મારી નાખ્યો, આ યુવાનને ફાંસી મળે કે જન્મટીપ મળે?

(૧) આજન્મ કેદ કારણ—અપરાધી નાની ઉમરનો છે

( ૨ ) આજન્મ કેદ કારણ—અપરાધીના પરિવારને કષ્ટ પડશે

( ૩ ) ફાંસી કારણ—અપરાધી પોતાની જવાબદારી સમજી શકે એવી ઉમરનો છે. બીજુ ન્યાયાધીશ અપરાધી અને અપરાધનો વિચાર કરે, તેના કુટુંબનો વિચાર કરીને ફેંસલો આપી શકે નહી

**સૂચના**—ત્રિપુરાની હાઈકોર્ટે ત્રીજો ચૂકાદો આપ્યો છે.

૯—એક સ્વામીજી પોતાને ઈશ્વરનો અવતાર માને છે તેનો ભક્ત રથયાત્રાને દિવસે આ સ્વામીજીની રથયાત્રા કાઢે છે જગન્નાથજીની રથયાત્રામાં જનાર ૨૦ જાત્રાળુને એ તો માત્ર પથ્થરના બનેલા દેવ છે એમ કહી જગન્નાથજીની યાત્રામા જતા રોકે છે. સ્વામીજીનો ઉક્ત ભક્ત તો ત્યા સુધી જાહેર કરે છે કે, પોતે પથ્થરના દેવ ઉપર પેશાબ કરી શકે છે તો શુ સ્વામીજી અને તેનો ભક્ત ગૂનેગાર મનાય?

(૧) સ્વામીજી 'ધોખાબાજ' તરીકે અપરાધી છે કારણ—તે જૂઠી વાત બતાવે છે (ગપ હાંકે છે )

(૨) સ્વામીજી જાણી જોઈને સમજપૂર્વક બીજાઓની ધાર્મિક ભાવનાને ઠોકરાવે છે એ કારણે અપરાધી છે.

(૩) સ્વામીજી અપરાધી નથી કારણ—તે ધોખો દેવા માટે નહીં કિન્તુ પોતાના ખરા વિશ્વાસથી પોતાને ઈશ્વરનો અવતાર માને છે

(૪) સ્વામીભક્ત બીજાની ધાર્મિક ભાવનાને ઠેસ પહોંચાડે છે તે વાતે અપરાધી છે. કારણ—તે જાણી જોઈને જગન્નાથજીની મૂર્તિની બાબતમા અપશબ્દ બોલે છે

(૫) સ્વામીભક્ત અપરાધી નથી કારણ—તે ખરેખર સ્વામીજીને ઈશ્વરનો અવતાર માને છે.

**સૂચના**—ઓરિસા (બિહાર) ની હાઈકોર્ટે ત્રીજા અને ચોથા નબરનો ચૂકાદો આપ્યો છે.

૧૦—એક મેજીસ્ટ્રેટે એક વેપારીને કાનૂન બહાર માલ વેચ્યો એ સાબિત ન થવાથી એને નિર્દોષ માન્યો પરતુ માત્ર શકના કારણે તેનો માલ જપ્ત કરવાનો હુકમ કર્યો શુ આ હુકમ ઠીક છે?

(૧) નહી. કારણ—શક પડવા માત્રથી માલ જપ્ત ન કરી શકાય.

(૨) હા કારણ—શક પડવાના બીજા પૂરતા કારણો હોય છે

(૩) હા. તે વ્યાપારી બીજીવાર મન થાય તો પણ એવી ભૂલ ન કરે તે માટે.

**સૂચના**—કલકત્તાની હાઈકોર્ટે પહેલા નબરનો ચૂકાદો આપ્યો છે.

કોર્ટના ચૂકાદામા સાત નયો—સ્યાદ્વાદ કેવો ભાગ ભજવે છે તે ઉપરની યાદીમાથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે

સ્યાદ્વાદની ઉપયોગિતાના આ પ્રત્યક્ષ પુરાવાઓ છે

ભગવાન મહાવીરસ્વામીના આ સ્યાદ્વાદને સમજી જગત્ પ્રગતિ કરે તો ઘણી આંટીઘુંટી અને આફતમાંથી બચી જાય.

# श्री गुणसमुद्रसूरि रचित शांतिनाथचरित्र
# लेखन–प्रशस्ति

लेखक : श्रीयुत भंवरलालजी नाहटा

**मध्यकालीन** जैन–इतिहासके साधन बहुत विस्तृत प्रमाणमें पाये जाते हैं। प्रतिमा–लेखो, ग्रन्थ–प्रशस्तिओ, लेखन-पुष्पिकाओके अतिरिक्त ऐतिहासिक प्रबंधसंग्रह, काव्य, रास, पदावलियां, तीर्थमालाएं आदि अनेक साधन यत्र–तत्र उपलब्ध हैं। इस बिखरी हुई सामग्रीको एकत्र करने पर जैन इतिहासकी ही नहीं, भारतीय इतिहासकी अनेक गुत्थिएं सुलझ सकती है और एक सलंग इतिहास अच्छे रूपमें उपस्थित किया जा सकता है। अब से २०।२५ वर्ष पूर्व इनके संग्रह एवं प्रकाशनका कुछ प्रयत्न हुआ था, पर इधर इस उपयोगी कार्यकी प्रगति कुछ धीमी है। जिसे पुनः जोरोसे चालू किया जाना आवश्यक है।

प्रतिमा–लेखोकी भाँति ग्रंथोकी रचनाएं एवं लेखन–प्रशस्तिएं समकालीन लिखित होनेसे इतिहासके महत्त्वपूर्ण साधन है। प्रतिमा–लेखोके प्रकाशनकी ओर थोड़ा बहुत ध्यान गया फलतः १०।१५ जैन प्रतिमा–लेख–संग्रह प्रकाशित हो चुके व अब भी हो रहे है। पर प्रशस्ति लेखोकी ओर बहुत ही कम ध्यान गया है। लेखन–प्रशस्तियोके तो केवल दो ही संग्रह–ग्रंथ प्रकाशित हुए है, जिनमेंसे प्रथम देशविरति धर्माराधक सभा, अहमदाबादसे और दूसरा मुनि जिनविजयजीद्वारा संपादित सिंघी ग्रंथमालासे प्रकाशित है। हस्तलिखित प्रतियां लाखोकी संख्यामें हैं और उनमेंसे हजारों प्रतियोंमें महत्त्वपूर्ण प्रशस्तिएं लिखी मिलती है। अतः उनके अधिक रूपमें प्रकाशनकी अत्यधिक आवश्यकता है।

तीन वर्ष हुए जोधपुरके महावीरस्वामी मंदिरके ज्ञानभंडार में माणिक्यचन्द्रसूरि रचित शान्तिनाथचरित्रकी प्रति अवलोकनमें आई, जिसमें गुणसमुद्रसूरि–रचित ४१श्लोकोंकी प्रशस्ति भी अंतमें दी हुई है। प्रशस्ति महत्त्वपूर्ण जान कर मैने इसकी नकल की थी, जिसे यहां पर प्रकाशित की जा रही है। इसके ३३ वे श्लोकमें हरिभद्रमुनिके शत्रुंजय पर अनशन करनेका उल्लेख विशेष महत्त्वपूर्ण है। जिनरत्नकोषके अनुसार मूल शान्तिनाथचरित्रकी रचना सं. १२७६ में माणिक्यचंद्रसूरिने की जो राजगच्छके सागरचंद्रसूरिके शिष्य थे। ग्रंथ ८ सर्गोमें है और इसका परिमाण ५५७४ श्लोकोका है। प्रकाशित की जानेवाली लेखन–प्रशस्ति सं. १४१४ की है। हमें प्राप्त प्रति उसकी परवर्त्ती प्रतिलिपि है जो सं. १६१२ की है। हमारे संग्रहमें सैकडो महत्त्वपूर्ण प्रशस्तियो है जिनमेंसे चुनचुन कर प्रकाशित की जाती रहेंगी।

श्री गुणसमुद्रसूरि-रचित

# माणिक्यचन्द्रसूरिकृत शान्तिनाथचरित्रकी

# लेखन-प्रशस्ति

**ऋषभस्तुति**–सुरासुराधीश्वरसेवितांह्रिपद्मश्चिदानन्दपदप्रतिष्ठः ।
इहाप्यमुत्रापि महोदयाय भूयादयं **नाभिभवो** जिनेन्द्रः ॥ १ ॥

**यक्षस्तुति**–श्रीनाभेयजिनाधिपांह्रियुगलीसेवानिबद्धादरो
**भूदेवा**न्वयसंभवो विजयते यक्षाधिनाथो भुवि ।
क्षुद्रोपद्रवविद्रुतिव्यतिकराध्यक्षप्रभावोदयः
स्फातेर्धाम स **रामसीणि**मुकुटः श्री**क्षेमसिंहा**ह्वयः ॥ २ ॥

**वंश**–अच्युतवृषाङ्कविधिभिः सुमनोभिर्भोगिभिर्नरैर्निचितः ।
त्रैलोक्याभोग इव श्रीमान् **श्रीमाल**वंशोऽस्ति ॥ ३ ॥
प्रांशुर्भृशं सुभगपर्वभरः शुभंयुः संभाव्यभाग्यपरभागभवोपलम्भः ।
वंशो नृमौक्तिकततिप्रभवो बिभर्त्ति **श्रीमाल** इत्यखिलवंशावतंसलक्ष्मीः ॥ ४ ॥

**पूर्वज**–तत्राभवद् भुजनसंसदि निश्चितार्थवादोदयो द्युतिपदं शुचिताचिताङ्गः ।
मुक्तामणीवदमलप्रकृतिः सुवृत्तौ लोकंपृणोल्वणगुणो **वरनाग**नामा ॥ ५ ॥
दानं दधार करकोरकचारिचारु गोत्रद्विषा सह न संगतिमाततान ।
यो दानवारिभिरुवाह न संस्तवं च नव्यं बभार स कृती वरनागभावम् ॥ ६ ॥
न जनार्दनभीमविग्रहाधिगतिर्नद्विरसज्ञसंगतिः ।
कथमेष जनैः स्म गीयते **वरनागो**ऽयमुदेति संशयः ॥ ७ ॥
उज्जागरानुरागो जिनराजसभाजने जनाभिमतः ।
अभवदभङ्गुर भाग्यो गरिमैकगृहं स **वरनागः** ॥ ८ ॥

**संतति**–तस्यात्मजोऽजनि तमीरमणाभिरामस्फूर्ज्जयशाः सुकृतिनां कृतिनां पुरोगः ।
वैराग्यहृद्यमतिसन्ततिराततश्रीसारोपकारकुशलः किल **वीसलाह्वः** ॥ ९ ॥
धृतिमुवाह विहाय विहानयोत्सवमयं समयं न धनेऽर्जिते ।
स मतिमानतिमात्रमदीदिपस्त्यु(त् सु)चरितैश्च निजान्वयमन्वहम् ॥ १० ॥
राजहंससमवायसंमतः श्रीविलासवसती रसांचितः ।
मित्रमुद्यतमवेक्ष्य विकासी सूनुरस्य समजायत **पद्मः** ॥ ११ ॥
अनघनयविलासः प्रश्रयश्रीनिवासः प्रणिहतकलिलीलः पुण्यकृत्याप्रमीलः ।
वितरणगुणसारः क्लृप्तसर्वोपकारः स्वमलमकृत वंशं सैष लब्धप्रशंसं ॥ १२ ॥

तस्य पंच तनया दयालवः शीलशीलनकलाकलाशयाः ।
जज्ञिरे जनयिता च तैरभूत् पंचशाख इव धर्मपादपः ॥ १३ ॥
शिष्टसंगतिविशिष्टसौष्ठवो ज्येष्ठतामधित तेषु **सांगनः** ।
सिंहवत्तदनुजो भुजोष्मणा संबभूव **रणसिंह**नामकः ॥ १४ ॥
कलिकालकेलिभरसंगसंगरः सुकृतादभूद्**भयड**स्तृतीयकः ।
वहति स्म विस्मयकरीं तुरीयको गुणसंपदं गरिमधाम **केल्हणः** ॥ १५ ॥
तेषां मनीषायतनं कनीयानजायतोत्तानयशोवितानः ।
कृतानतिः प्रत्यहमर्हणीयजनेषु **वील्हाक** इति प्रतीतः ॥ १६ ॥
**वील्हाक**स्य रतिप्रीतिसन्निभे वल्लभे शुभे ।
उभे बभूवतुर्भूरिसौभाग्यभरभासुरे ॥ १७ ॥
आद्यानवद्या चरिता नितांतं **संसारदेवी**ति तयोरभिज्ञा ।
परा परस्त्री दुरितक्रियाणां शीलोज्ज्वलाऽजायत **मुंजला**ह्वा ॥ १८ ॥
**वील्हा**ङ्गजः स्फारविचारसारः **संसारदेवी**तनुभूर्बभूव ।
परिस्फुरत्सद्गुणमालभारी स्मरानुकारी **हरिया**भिधानः ॥ १९ ॥
**वील्हाक**स्य द्वौ सुतौ मुंजलायामासातां यौ राजहंसाविव स्वम् ।
आचारेण व्योमवत्तल्लवद्वाऽलं चक्राते वंशमुच्चैर्विशालं ॥ २० ॥
मुख्यो **महीप**नामाऽभिरामधामा महीतले विदितः ।
उद्भटपटुमतिरपरः सज्जनमुकुटस्तयोः सुभटः ॥ २१ ॥
**वील्हा**त्मजेन हरिणा हरिणारिहारि विक्रान्तिनाथकलिकुंभिमदच्छिदायाम् ।
वंशोऽभ्यशोभि स यशोभिरदभ्रशुभ्रैरभ्राजि रंकरभरैर्मृशमंशुनेव ॥ २२ ॥
धर्मकर्मठमना जिनागमासारसारसरसांतराशयः ।
नैपुणादिकगुणोदयादयं पर्यदीप्यत हरिर्विशेषतः ॥ २३ ॥
राकामृगाङ्कामलशीललीला नीलारविन्दोपमलोचनोऽभूत् ।
हरेरिव श्रीः सुभगाऽस्य कान्ता **हम्मीरदेवी**ति नितान्तकान्ता ॥ २४ ॥
अथ निसर्गमनोहरविग्रहौ सविनयौ सनयौ तनयौ तयोः ।
अभवतां भवतांतिनिवारणप्रवणकेवलिभक्तिपरायणौ ॥ २५ ॥
परिवर्द्धितानुपधिपुण्यनिधिः प्रबभूव **रासिल** इति प्रथमः ।
चरमस्तयोर्जयति **नान** इति प्रथमानमानधनदानमनाः ॥ २६ ॥
निरुपाधिसाधितपरोपकृतिः प्रतिपन्नवृत्तिनिभृतप्रकृतिः ।
सुमतिः कृताघनिकृतिः सुकृतिप्रवरः स भाति **हरिभू**रपरः ॥ २७ ॥

**गुरुपरम्परा–बृहद्गच्छे** स्वच्छे गुणगणमणी रोहणगिरि–
गुरुः श्रीमान् **शान्तिः** समजनि धनोत्तानितयशाः ।
अवन्ध्यं सान्निध्यं यदभिलषितौ दैवतवरैः
प्रचक्रे चक्रेशासुरभिमुखमुख्यैरहरहः ॥ २८ ॥

आसीद् **गुणाकर**गुरुर्गरिमातिमात्रपात्रं क्रमेण गुणधाम तदन्ववाये ।
अध्यक्षतामधिगतैरधिकं प्रसन्नैः सिद्धादिभिः सुरवरैर्भुवि पप्रथे यः ॥ २९ ॥
आसीत् ततः प्रवरसूरिवतंसरत्नं तत्पट्टनिर्जरगिरीन्द्रविनिद्रचन्द्रः ।
वाग्भंगिचंगिमगुणाधरितामृतश्री**रत्नप्रभो**ऽतिधिषणो धिषणोदयेन ॥ ३० ॥
तस्य प्रशस्यचरितस्य जयत्यमायाव्यायामभाग् **गुणसमुद्र**गुरुर्विनेयः ।
जैनेन्द्रसप्तनयतत्त्वमयागमोक्तिश्रद्धालुताविदलिताखिलपापपंकः ॥ ३१ ॥
श्रीमद्**गुणाकर**गुरोरभवद् विनेयः सौजन्यधन्यमनसां धुरि माननीयः ।
उन्निद्रसान्द्रसुकृतैकरतिर्मुनीन्द्रो भद्रोन्नतिव्यतिकरो **हरिभद्र**नामा ॥ ३२ ॥

**शत्रुंजये अनशन–**अतुच्छवाच्छ(त्स)ल्यकृतस्वगच्छोच्छ्रयस्य सोत्साहनहःसहस्य ।
**शत्रुंजयाद्रौ हरिभद्र**नाम्नो मुनेः प्रपन्नानशनस्य तस्य ॥ ३३ ॥
सन्यस्तसर्वार्थिकदस्वकस्य साम्यामृतप्लावितमानसस्य ।
निरंतरध्यानजिनाधिपस्य स्वर्वासिसंवासमुपागतस्य ॥ ३४ ॥
श्रेयःश्रिये तेन नियोगिना न नाम्ना हरे' कन्यसनन्दनेन ।
नैपुण्यपुण्येन गुणानुरागप्रोज्जागरूकाशयभासुरेण ॥ ३५ ॥
कल्याणीभक्तिना धर्मप्रोन्नतिप्रवणात्मना ।
श्रीमद्**गुणसमुद्रा**ह्वगुरवे भृगगौरवात् ॥ ३६ ॥
प्रध्वस्तसर्वदुरितं विगदानुभावसंभारभासुरतर स्फुरिताखिलश्रि ।
श्री**शांतिनाथचरितं** सुकृतप्रतानसंपादकं सकलमगलधाम दत्तम् ॥ ३७ ॥
युगं–शशाङ्क–चतुः–क्षितिसम्मिते नृपतिविक्रमतः परिवत्सरे ।
तपसि मासि भृश सकले विधावहनि पंचदशे गुरुसंगते ॥ ३८ ॥
अयमलेखि सुवर्णपरम्परा सकललोकविलोचनरोचनः ।
अवरजेन हरे' सुतयोः स्वयं प्रमदतालमदायि च पुस्तक' ॥ ३९ ॥
यावत् तरगततिसंगतिशालिवेलाशैलोर्णवो वसुमतीतलमण्डनत्वम् ।
धत्ते बुधैरनुदिनं परिवाच्यमानस्तावत् सतां सदसि नंदतु पुस्तकोऽयम् ॥ ४० ॥

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ २०४ ]

[ અનુસંધાન ટાઇટલ પેજ બીજાથી ચાલુ ]

प्राप्त पत्रमें १०९९से ११२३ तकके पद्य है जिसमें 'भगंदरनाशनो रसः दीपको रसः,' वाजीकरण औषधियोका वर्णन १११९ श्लोक तक फिर चार श्लोकोमें प्रशस्ति है। प्रति १७वी शताब्दीकी लिखित प्रतीत होती है। पत्रसंख्याका अंक कट गया है। ग्रंथके अंतमें ग्रंथका नाम लिखा नहीं गया है। प्रशस्तिमें इसकी संज्ञा निबंध और इस ग्रंथमें ५ उन्मेष होनेका उल्लेख किया गया है। ग्रंथकी रचना सं. १५२८के मिगसर वदी ५को हुई है। रणस्तंभदुर्गके शासक अल्लावद्दीन खिलजीके सब मंत्रियोमें मुख्य धनेशकी पत्नी धर्गिणीके पुत्र सिंहने इस निबंधकी रचना की। प्रशस्ति इस प्रकार है—

## प्रशस्ति

यं प्रास्तताखिलानां वसनधनघनक्लेशहाराय पूतः,
सूनुं तं श्रीधनाख्यो गुणगुणतुलिता श्रीर्यया धर्म्मिणिः सा।
तस्य श्रीपोरवाड़ान्वयमुकुटमणे. सिहसाधोः शुभेऽस्मिन्।
ग्रन्थेनासत्यमार्गानुसरणचतुर' पचमोन्मेष एषः ॥ २० ॥

खल्चिकुलमहीपश्रीमदल्लावदीनप्रबलभुजसुरक्षे श्रीरणस्तंभदुर्गे ॥
सकलसचिवमुख्यश्रीधनेशस्य सूनु' समकुरुत निबन्धं सिंहनामा प्रभुर्यः ॥ २१ ॥
वसुकरशरचंद्रे १५२८ वत्सरे रामानंदज्वलनशशि
१३९३ मिते श्रीशके मासिमार्गे ॥
असितदलतिथौ वा पचमी ' के र्के गुरुमशुभदिनेसौ
ग्रन्थवर्यः समाप्तः ॥ २२ ॥
यावत् तपति दिनेशो यावत् स्यात् स्वर्धुनीनीरम्।
यावन्मेरौ कनकं तिष्ठतु तावन्निबन्धोऽयम् ॥ ११२३ ॥ उ ॥
शुभ भवतु लेखकपाठकयो. ॥ उ ॥

इस ग्रंथकी पूर्ण प्रति खोज की जानी आवश्यक है, जिससे ग्रंथका नाम और विषयोका पूरा परिचय मिल सके।

धनराज—प्रबोधमालाकी प्रशस्तिमें सिंहाका दशवें और ११वे श्लोकमें उल्लेख मिलता है। प्रशस्तिके अनुसार जिस समय प्रबोधमालाकी रचना हुई, धनराजके धर्मिणी और वाडू दो पत्निया थीं और धर्मिणीके सीहा और श्रीपति दो पुत्र थे। उन्हे कुलदीपक, राजमान्य, दानवीर और गुणाकर विशेषण दिये हैं—

धरमिणि—वाडूनाम्ना स्त्रीयुगल मन्त्रिधनराजस्य।
प्रथमोदरजौ सीहाश्रीपतिपुत्रौ च विख्यातौ ॥ १० ॥
कुलदीपकौ द्वावपि राजमान्यौ, सुदातृताल्क्षणलक्षितागयौ।
गुणाकरौ द्वावपि संघनायकौ धनाङ्गजौ भूवलयेन नन्दताम् ॥ ११ ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧ શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે

૨ એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂ ૫૦૦) આ૦ દાતા તરીકે રૂ. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂ. ૧૦૧) રાખવામા આવેલા છે આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામા આવે છે.

### વિનંતિ

૧ પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનુ સ્થળ નક્કી થતા અને શેષ કાળમા જ્યાં વિહરતા હોય એ સ્થળનુ સરનામુ માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનતિ છે.

૨ તે તે સ્થળોમાથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનુ વાર્ષિક લવાજમ રૂ ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યુ છે.

૩ માસિક વી. પી થી ન મંગાવતા લવાજમના રૂ ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે

૪. આ માસિકનુ નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે પરતુ ગ્રાહક ગમે તે અકથી બની શકાય.

૫. ગ્રાહકોને અક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી

૬ સરનામુ બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨ લેખો ટૂકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારાવધારો કરવાનો હક તત્રી આધીન છે

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક . ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

તા. ૧૫-૯-૫૪ . અમદાવાદ

વર્ષ ૧૯ : અંક : ૧૨ ] [ ક્રમાંક : ૨૨૮





# विषय–दर्शन





## નિવેદન

સાહિત્યનો પ્રચાર કરવો એ જૈનધર્મનુ આવશ્યક પ્રભાવના-કાર્ય ગણાય છે જૈનધર્મ વિરુદ્ધ થતા આક્ષેપોના પ્રતિકારથી અને અજ્ઞાત એવી જૈન સાહિત્ય અને શિલ્પકૃતિઓથી જૈન, જૈનેતર વર્ગને પરિચય આપવાનું પ્રભાવના કાર્ય આ માસિક ૧૯ વર્ષથી સતત કર્યા કરે છે એની જરૂરિયાતને પૂરવી એ પ્રત્યેક. જૈનધર્મીનું કર્તવ્ય ગણાય, અને એથી અમે જુદા જુદા સ્થળના શ્રીસંઘને અને પૂજ્ય આચાર્યાદિ મુનિવરોને પર્યુષણાપર્વ પ્રસંગે અમારી જરૂરિયાત વિશે વિજ્ઞપ્તિપત્રો પાઠવ્યા છે, એ મુજબ તે તે સ્થળે બિરાજતા પૂજ્ય આચાર્યાદિ મુનિવરો આ માસિકની આર્થિક જરૂરિયાત પૂરવા માટે શ્રીસંઘને ઉપદેશ આપશે અને શ્રીસંઘ પોતાની શક્તિ મુજબ આ પ્રભાવના-કાર્યમાં ફાળો મોકલી આપશે એવી આશા અમે રાખીએ છીએ

—સંપાદક




॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १९<br>अंक : १२ | વિક્રમ સં. ૨૦૧૦ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ ૧૯૫૪<br>ભાદરવા વદિ ૩ બુધવાર : ૧૫ સપ્ટેમ્બર | क्रमांक<br>२२८ |


# બ ★ લિ ★ દા ★ ન

લેખકઃ પૂજ્ય મુનિરાજ શ્રીચંદ્રપ્રભસાગરજી.

**ભગવાન** મહાવીરના મુખમાંથી વાણીનો પ્રવાહ નાયગરાના ધોધની જેમ માલકોષ રાગમાં વહી રહ્યો હતો. એની સુમધુર શીતળતામા દેવ–માનવો પોતાના હૈયાના તાપને શમાવી રહ્યા હતા. પ્રભુએ અર્પણનો મહિમા ઉચ્ચારતાં કહ્યું ' સરિતા જળથી તૃષાતુરની તૃષા છિપાવે, વૃક્ષો ફળ અને છાયાથી ક્ષુધાતુરની ક્ષુધા મટાડી શીતળતા આપે છે, ચંદન ઘસાઈને અશાન્તને શાન્ત કરે છે, શેરડી પિસાઈને પણ મીઠો રસ આપે છે. તો શું માનવી આવુ કંઈક અર્પણ ન કરી શકે? માનવ મહાન છે, તો એનુ અર્પણ પણ મહાન હોવું ઘટે!'

વૈશાલીના મહાનાયકનુ હૈયુ આ શબ્દો, કોરી ભૂમિમા પાણી પડતા જેમ પી જાય તેમ, પી ગયુ! અર્પણના આ ઉપદેશને વારવાર સંભારતા મહાનાયક પોતાના નગરમાં પહોંચ્યા. ત્યારે એને સમાચાર મળ્યા કે દુશ્મન રાજાએ વૈશાલી પર ત્રાટકવા પ્રસ્થાન કરી નાખ્યુ છે. આ સાંભળી શાન્તિપ્રિય મહાનાયકનુ હૃદય કકળી ઊઠયુ.

વૈભવમાં ઉન્મત્ત બનેલા રાજાઓને આ શું સૂઝયુ છે? આજ આ નગર પર ત્રાટકે તો કાલે પેલા નગર પર ત્રાટકે! એક હારે, બીજો જીતે, પણ આ નિર્દોષ પ્રજાજનોનો નાશ થઈ રહ્યો છે, એનો વિચાર આ સત્તાન્ધોને કેમ નથી આવતો? રાજાઓની ક્ષણિક ઇચ્છાઓ ખાતર–પ્રજાનો ભોગ! રે સત્તાન્ધતા!!

એની વિચારધારા આગળ વધે તે પહેલાં તો સમાચાર મળ્યા કે વૈશાલીનો નૃપ ભયાકુલ બની ભાગી ગયો છે અને દુશ્મન રાજા તો વૈશાલી પર ઘેરો ઘાલી બેઠો છે! મહાનાયકથી બોલાઈ ગયુ. ' ધિક્કાર છે તારા પૌરુષને! પ્રજાને નિરાધાર મૂકી અન્તે ભાગ્યો! રે, કાયરો તે વળી રાજ્ય કરી શકતા હશે?'

વિજયી રાજાએ કિલ્લો તોડી નગરમા પ્રવેશ કરી, આજ્ઞા કરી. "સૈનિકો! આજ

ત્રણ પેઢીનું વેર લેવાનું છે. વૈશાલીને લુંટાય એટલી લૂંટો, લૂંટતાં જરાય ન ગભરાશો, આજ લૂંટની ઉજાણી છે.'

અર્પણના ગીતમાં મત્ત બનેલો મહાનાયક પણ આ પળે મૂંઝાઈ ગયો. પૌરજનોની લૂંટ એની આંખો ન જોઈ શકી, લોકોના આર્તનાદ એના કાન ન સાંભળી શક્યા. વેદનાથી વ્યથિત–એના આત્માને એક જૂની વાત સાંભરી આવી અને એ વિજયીરાજ પાસે પહોંચી ગયો.

'રાજન્! મને ઓળખો છો?' રાજાના અનુચરોએ આપેલા આસન પર બેસતા મહાનાયકે પૂછ્યું.

'મહાનાયક! આપને કોણ ન ઓળખે? જ્ઞાનથી, શિયળથી, સંસ્કારથી ને સભ્યતાથી આપ નગરના નાગરિકોમાં શ્રેષ્ઠ અને જ્યેષ્ઠ છો! અને એટલે જ તો આપને પૌરજનો પણ મહાનાયક કહી સત્કારે છે!'

મહાનાયકના સદ્ગુણો પ્રત્યે સમસ્ત પ્રજાજનને માન હતું તેમ એ દુશ્મન રાજાના હૈયામાં પણ, એમના એકના માટે તો, માન હતુ જ. એટલે જ એણે પ્રસિદ્ધ ગુણોનો ગુણાનુવાદ નમ્રતાથી કર્યો.

'એમ નહિ, રાજન્! એમ નહિ આ રીતે ઓળખાણ જાણવા કે મારો ગુણાનુવાદ સાંભળવા અત્યારે હુ નથી આવ્યો. હુ તો એ પૂછું છું કે તમારે ને મારે કઈ સબધ ખરો કે?'—સંબધ પર ભાર મૂકતાં મહાનાયકની અભય આંખોએ પ્રશ્ન કર્યો.

ભરાવદાર મુખ, દૂધ જેવી ધોળી દાઢી, જળથી ભરેલા સરોવર જેવી કરુણાપૂર્ણ આંખો અને સંયમથી સશક્ત દેહ—આ સૌ મહાનાયકની પ્રતિભામાં અભિવૃદ્ધિ કરી રહ્યાં હતાં.

આ પ્રતિભાશાળી વિભૂતિના શબ્દો પર રાજા વિચાર કરી રહ્યો હતો. એનો આત્મા ભૂતકાળના સાગરને તરતો તરતો બાલ્યકાળના કિનારે જઈ પહોંચ્યો. અને એની નજર સામે એક તેજોમય ગુરુની નિર્મળ મૂર્તિ ખડી થઈ. જે ગુરુએ વાત્સલ્યભાવ સાથે પોતાને વિદ્યાનું અમૃતપાન કરાવ્યુ હતુ તે જ આ વિદ્યાગુરુ! જે ગુરુના પ્રતાપે પોતે આટલો આગળ વધ્યો. એનાથી બોલાઈ ગયુ: 'ગુરુદેવ!'

'હા, રાજન્ બરાબર છે. હુ એ જ કહેવા આવ્યો છું વિદ્યાભ્યાસ કર્યા પછી વિદાય વેળાએ તે મને ગુરુદક્ષિણા માટે આગ્રહ કર્યો હતો તે યાદ છે? અને મે કહ્યું હતુ, 'દક્ષિણા આજ નહિ, આ થાપણ રાખી મૂકજે. જરૂર પડશે તો અવસર આવ્યે માગી લઈશ'

રાજાએ તરત સેનાપતિને આજ્ઞા કરી. 'જાઓ, શીઘ્ર જાઓ. લૂટ કરતા સૈનિકો મહાનાયકના ઘેર ન પહોંચી જાય એ મારી પાસે ગુરુદક્ષિણા માગવા આવ્યા છે. આ તો આપણો ધર્મ છે કે એમનું ગૃહ અભય અને સુરક્ષિત રહેવુ જોઈએ

એ નગરાધિપ પર મારુ પ્રાચીન વેર છે. એ વેરને વાળવાનો અવસર આજ ઘણા વર્ષે આવ્યો છે. પણ એ વેરના અગ્નિમાં આ મહાનાયકનુ ગૃહ હોમાઈ ન જાય તે બરાબર ધ્યાનમાં રાખજે'

કરુણાભર્યો હાથ ઊંચો કરતાં મહાનાયકે કહ્યું: ઊભા રહો! હુ એવો સ્વાર્થી નથી કે મારી જાતની જ રક્ષા કરુ! જગતોદ્ધારક મહાવીરનો ભક્ત આવો સ્વાર્થી કદી ન હોય! હુ તો આખી વૈશાલી માટે અભય માગું છું'

'ગુરુદેવ! આવો આગ્રહ ન કરો જે આગમા હુ બળી રહ્યો છું તે આગ હજારો

ઉપદેશોની વૃષ્ટિથી પણ શમે તેમ નથી. એ સર્વસ્વને બાળીને જ જંપશે. છતાં તમે કહો તો અમુક સમયની મર્યાદા માટે સૈનિકોને રોકી શકું. અથવા મને યાદ છે કે આપને તરતાં બહુ જ સુંદર આવડે છે. જળમાં ઘણા સમય સુધી આપ રહી શકો છો. તો નગરના કાસારમાં આપ જ્યાં સુધી ડૂબકી મારીને પાણીમાં રહો તેટલીવારમાં જેને જે લેવું હોય તે લઈને, જ્યાં જવું હોય ત્યાં જઈ શકે છે. પણ આપ જેવા જળ બહાર દેખાઓ, તે પછી તો એક ક્ષણ સૈનિકો નહિ થભે !'

મહાનાયકની વૃદ્ધ આંખમાં કોઈ ભવ્ય સ્મૃતિનુ તેજ ચમક્યું. એમની સ્મૃતિના પડદા પર મહાવીરની વાણીના અક્ષરો તેજોમય બની ઉપસવા લાગ્યા એને થયુ: મારા જીવનમાં આ ઘડી મહાવીરના અર્પણના ઉપદેશની આવી લાગી છે. ખરેખર, કસોટીની આ વેળ છે! મારે મારા જીવનદ્વારા એ ઉપદેશને મૂર્ત કરવો જોઈએ. મહાનાયકે કહ્યું : 'તમારી ઇચ્છા એવી હોય તો તેમ કરીએ !'

રાજા વિચારવા લાગ્યો : આ વૃદ્ધ માણસ શ્વાસોચ્છ્વાસ રોકી રોકીનેય કેટલીવાર રોકશે? ક્ષણ, બે ક્ષણ, દસ ક્ષણ, પણ કલાકો સુધી તો નહિ રુધે ને! તો પછી એટલી વારમાં પૌરજનો ક્યાં ભાગી જવાના હતા? ગુરુનુ વચન પળાશે અને મારા વેરની તૃપ્તિ પણ થશે

મહાનાયક નગરકાસાર પાસે આવ્યા પૌરજનો ભયત્રસ્ત હતા છતાં પણ આ દૃશ્ય જોવા ક્ષણભર સૌ થભી ગયા; કારણ કે મહાનાયકમાં સૌને રસ હતો—શ્રદ્ધા હતી. નગરમાં જ્યારે ઘોષણા થઈ રહી હતી કે 'જ્યા સુધી મહાનાયક જળમા ડૂબકી મારીને રહેશે ત્યાં સુધી સૌને અભય છે' ત્યારે મહાનાયક કાસારના મધ્યમાં રહેલા કીર્તિસ્તંભ સાથે પોતાની કાયાને ઉત્તરીયથી બાંધી જળસમાધિ લઈ રહ્યા હતા.

મહાનાયકના હૈયામાં વાત્સલ્ય હતું. માનવો માટે કરુણા હતી. સૌના કલ્યાણની તીવ્ર ઝંખના હતી અને નગરજનોની રક્ષા પ્રાણ આપતાંય થતી હોય તો પ્રાણ આપવાની અર્પણ-ભાવના પણ હતી. એટલે એમણે 'અરિહત શરણમ્' લઈ પાણીમાં પોતાની જાતને સદાને માટે પધરાવી દીધી !

ક્ષણ. .બે ક્ષણ... . કલાક......બે કલાક થઈ ગયા, પણ મહાનાયક જલસપાટી પર ન આવ્યા . તે ન જ આવ્યા. વિજયી નૃપ અને લૂટની કામનાવાળા સૈનિકો પ્રતીક્ષા કરી થાક્યા, પણ એ ઉપર ન આવ્યા.

રાજા ચતુર હતો. એ આ કરુણ બનાવ સમજી ગયો એના પર જાણે વિદ્યુત્પાત થયો હોય તેમ તે ઘા ખાઈ ગયો. શું ગુરુએ પૌરજનોની રક્ષા કાજે પોતાની કાયાનુ બલિદાન આપ્યુ? અને મારા જ હાથે મારા વિદ્યાદાતાની હત્યા? આહ ધિગ્, મારા વિજયને! એનો આત્મા શોકથી ઘેરાઈ ગયો. બલિદાનની વૃષ્ટિથી એનો વૈરાગ્નિ શમી ગયો. એ પવિત્ર આત્માને નમી તે જ ક્ષણે રાજા વૈશાલીને છોડી ચાલી નીકળ્યો.

આ વાત સાંભળી વૈશાલીના યુવાન અને યુવતીઓ દોડી આવ્યાં. સ્તંભ સાથે બંધાયેલા એ પુણ્યદેહને બહાર કાઢ્યો ત્યારે પાણીથી-પ્રફુલ્લ બનેલો મહાનાયકનો ઉજ્જવળ દેહ જાણે સૌને કહી રહ્યો હતો : દેહનુ મૂલ્ય આનાથી વધારે કંઈ હોઈ શકે ખરું કે...?

વૈશાલીના પૌરજનો મહાનાયકને આસુની અંજલી આપી રહ્યા હતા, કારણ કે એણે જ પોતાનું જીવન આપીને વૈશાલીને જીવન-આપ્યુ હતુ !



# હિંસા-અહિંસા વિવેક

લેખક. પૂજ્ય પં. શ્રીધુરંધરવિજયજી

**અહિંસા સ્વરૂપ—**

**હિંસાનો** નિષેધ એ અહિંસા, એટલી સમજ તો 'અહિંસા' એ શબ્દથી મળે છે પણ એ સમજ પૂરી નથી જો એટલી સમજને જ આગ્રહપૂર્વક પકડી રાખવામાં આવે તો કેટલીક પ્રવૃત્તિઓ જે અહિંસાના અંગભૂત છે તે અટકી પડે અને તેના લાભથી જીવો વંચિત રહે એટલુ જ નહિ, પણ ગેરસમજથી મિથ્યા માન્યતાને કારણે પોતે ગેરલાભ મેળવે અને બીજાને ગેરલાભ કરાવે. એટલે અહિંસાનુ સ્વરૂપ-યથાર્થ સ્વરૂપ જાણવું પરમ આવશ્યક છે.

અહિંસા એ પરમધર્મ છે. અહિંસાધર્મ એ ઉત્કૃષ્ટ મગલ છે. ધર્મનુ લક્ષણ અહિંસા છે.

'अहिंसा परमो धर्मः' 'धम्मो मङ्गलमुक्किट्ठं'

'अहिंसा संजमो तवो' 'अहिंसा लक्खणस्सं'

આ સર્વ વચનો જો કેવળ હિંસાથી નિવૃત્ત થવું એટલા પૂરતાં જ હોત તો ધર્મ તરીકે-પૂર્ણ ધર્મ તરીકે ગણી શકાત નહિ દુર્ગતિમાં પાડતા જીવને બચાવવો એ ધર્મનું અર્ધકાર્ય છે. હિંસાથી વિરમતો જીવ દુર્ગતિમાં પડતો બચે છે-એટલા પૂરતો એ ધર્મ છે એ બરાબર છે પણ દુર્ગતિ અટકી એટલે પત્યું એમ નહિ જીવ દુર્ગતિમા જતો અટકયો પછી તેને જવું કયાં? કોઈ સારે સ્થળે તેને જવું છે ત્યાં તેને લઈ જનાર કોઈ જોઈએ. જે લઈ જનાર છે તે ધર્મ છે ધર્મ દુર્ગતિમાથી બચાવીને જીવને સદ્ગતિમાં સ્થાપન કરે છે એ ધર્મનું પૂર્ણ સ્વરૂપ છે.

"दुर्गतिप्रपतज्जन्तून्, यस्माद् धारयते ततः ॥
धत्ते चैषान् शुभे स्थाने, तस्माद् धर्म इति स्मृतः ॥"

દુર્ગતિમાં પડતા પ્રાણીને જે કારણે ધારણ કરે છે માટે અને તેઓને શુભ સ્થાનમાં સ્થાપન કરે છે માટે 'ધર્મ' એ પ્રમાણે કહેવાય છે એટલે ;ધર્મમા અશુભથી બચાવવાનુ અને શુભમા લઈ જવાનુ એમ બે તત્ત્વ હોવા અનિવાર્ય છે. સામાન્ય ધર્મમાં પણ આ બે સ્વરૂપ હોય છે તો પરમ ધર્મ-અહિંસામાં એ બે હોય તેમા આશ્ચર્ય શું ? એટલે અહિંસા— હિંસાથી અટકવું અને સ્વ-પર આત્મશ્રેય.મા પ્રવૃત્તિ કરવી-આ અહિંસાની પૂર્ણ સ્થિતિ છે. અહિંસાનું સંપૂર્ણ સ્વરૂપ ઉપર પ્રમાણે સમજાય તેમાં જ અહિંસાની વાસ્તવ મહત્તા અને ગુણવત્તા છે.

**હિંસાનાં ત્રીશ નામો :**

અહિંસાના સ્વરૂપના બે અંશ છે એ સ્થિર થાય એટલે તેનો પ્રથમ અંશ-હિંસાથી અટકવુ એ છે તેમાં જીવ પ્રથમ પ્રવૃત્ત થાય. જ્યાં સુધી હિંસાથી ન અટકે ત્યાં સુધી બીજો

અંશ–જે સ્વ–પર આત્મશ્રેય છે તેમાં પ્રવૃત્તિ થાય નહિ. જેટલે જેટલે અંશે હિંસાથી અટકે તેટલે તેટલે અંશે જીવમાં સ્વ–પર આત્મશ્રેય.માં પ્રવૃત્તિ કરવાની યોગ્યતા પ્રકટે છે. હિંસાથી અટકવારૂપ અહિંસાની આરાધના–ઉપાસના કરવા માટે હિંસા એ કેટલી દુ:ખદાયી છે તે વિચારવુ જોઈએ. હિંસાનાં જુદા જુદાં નામો કેટલાં છે એ પણ જાણવું જરૂરી છે. હિંસાનાં જુદાં જુદાં ઘણા નામો છે પણ તેમાંથી પ્રચલિત અને અવશ્ય જાણવા યોગ્ય ત્રીશ નામો છે, તે આ પ્રમાણે—

૧. **પ્રાણવધ**—જીવને જીવનના આધારભૂત જે પ્રાણો છે તેનો વધ–ઘાત કરવો. ૨. **શરીરથી ઉન્મૂલના**—જેમ વૃક્ષને જમીનથી ઉખેડી નાખવામાં આવે એમ જીવને શરીરથી ઉખેડી નાખવો ૩. **અવિશ્રંભ**—જીવોને અવિશ્વાસ ઉત્પન્ન કરનાર ૪ **હિંસાવિહિંસા**—આત્મહિંસા કરનાર–આત્મા અરૂપી હોવાથી ખરેખર તેની હિંસા કરતો નથી–અરૂપીની હિંસા થતી નથી છતાં દોષ લાગે છે. ૫ **અકૃત્ય**—કરવા યોગ્ય નથી ૬. **ઘાતના**—ઘાત કરવાનું કાર્ય છે. ૭. **મારણા**—મારવાનું કાર્ય છે. ૮. **વધ(ના)**—પ્રાણપીડા કરવારૂપ. ૯. **ઉપદ્રવણા**—ઉપદ્રવ–ઉત્પાત ઉત્પન્ન કરવારૂપ ૧૦ **નિપાતના**—મન–વચન–શરીરને પાડવારૂપ અથવા શરીર અને ઇન્દ્રિયોથી જીવને પાડવા રૂપ. ૧૧ **આરંભ–સમારંભ**—જીવો પ્રાણ મુક્ત થાય એવી અનેક પ્રકારની સાંસારિક પ્રવૃત્તિ. ૧૨. **આયુષ્ય કર્મનો ઉપદ્રવ–ભેદ–નિષ્ઠાપન–ગાલન સંવર્તક–સંક્ષેપ**–આયુષ્ય કર્મ ઉપર સર્વ જીવોના જીવનનો આધાર છે તે ઘટે–તૂટે એવો ઉપદ્રવ કરવો. તેનો ભેદ કરવો, તે ગળી જાય–ઢીલુ પડે એવું વર્તન કરવું, તે સંકોચાય એમ કરવુ, તે સંક્ષેપાય એમ કરવુ. ૧૩. **મૃત્યુ**—મરણ–કોઈને પરલોકમાં પહોંચાડી દેવો. **અસંયમ**—પ્રવૃત્તિ ઉપર કાબૂ ન રાખવો તે અવિરતિ ૧૫ **કટકમર્દન**—મોટા સૈન્યોથી અનેક જીવોનું મર્દન કરવુ–ચાંપવા–દબાવવા ૧૬ **વ્યુપરમણ**—પ્રાણોની પરિસમાપ્તિ કરવી ૧૭ **પરભવ સંક્રામકારક**—જીવને બીજા ભવમાં પહોંચાડી દેવો. ૧૮. **દુર્ગતિપ્રપાત**—અશુભ ગતિમાં પડવુ ૧૯ **પાપકોપ**—પાપરૂપ અને કોપરૂપ ૨૦. **પાપલોભ**—પાપનો લોભ, પાપ વધે એવા આચરણ. ૨૧ **છવિચ્છેદકર**—શરીરનો છેદ કરનાર. ૨૨. **જીવિતાન્તકરણ**—જીવનનો અન્ત થાય એવુ કરણ–સાધન ૨૩ **ભયંકર**—સાત ભયોને જન્મ આપનાર ૨૪ **ઋણકર**—દુ:ખ–પાપને જન્મ આપનાર. ૨૫. **વજ્ર**—વજ્રની જેમ નાશ કરનાર વજ્ર જેવુ ભારે–જેનાથી જીવ દુષ્કર્મથી અતિશય ભારે બને છે. ૨૬. **પરિતાપાશ્રવ**—દુ:ખ–તાપ–પરિતાપ જેનાથી આવે છે પરિતાપનુ કરણ. ૨૭. **વિનાશ**—પ્રાણનો નાશ કરનાર. ૨૮ **નિર્યતના**—સંસારનુ પરિભ્રમણ વધારવામાં કારણભૂત. ૨૯. **લોપના**—લોપ કરનાર આન્તર જીવનનો લોપ કરનાર. ૩૦ **ગુણોની વિરાધના**—જ્ઞાન–દર્શન–ચારિત્ર વગેરે આત્મગુણોની વિરાધના કરનાર.

આ ત્રીશ નામોથી હિંસાનુ વ્યાપક સ્વરૂપ ખ્યાલમાં આવી જાય એમ છે. આને મળતાં બીજાં નામો પણ હિંસાનાં ગણાવી શકાય પણ લગભગ ઉપરના ત્રીશ નામોમા હિંસાનું સ્વરૂપ આવી જાય છે

આ હિંસાને આચરનારને જે કડવા ફળો ભોગવવાં પડે છે તે સાંભળતાં પણ કમકમાટી ઉપજે. એવી હિંસાથી દૂર રહેવાથી અહિંસાની એક બાજુ સિદ્ધ થાય છે.

બીજી બાજુ સિદ્ધ કરવા માટે તેનુ સ્વરૂપ આગળ કહેવામા આવશે

[ ચાલુ ]



# ઉદ્દયન-વિહાર

[ ૫ ]

[ ગત અંક ૧૦, પૃ ૧૭૬ થી ચાલુ ]

લેખક : પં. શ્રીયુત લાલચંદ ભગવાન ગાંધી

ઐતિહાસિક અનુસંધાન



ઉપર્યુક્ત ચંદ્રલેખા-વિજય પ્રકરણરૂપકમાં નટીસૂત્રના સંવાદમા એ પછી જણાવ્યું છે કે-પ્રતાપી મહારાજા કુમારપાલની તુલના કરી શકે તેવો કોઈ રાજા નથી *

* નટી વિસ્મય-પૂર્વક પૂછે છે કે-હાલમા એ મહારાજા કુમારપાલ સમાન કયો રાજા છે ? [ अज्ज एदस्स- सपद को नरवदी समाणो भोदि ? ] સૂત્રધાર તેના જવાબમાં કહે છે કે-'મુગ્ધે ! માંધાતા વગેરે છ મોટા ચક્રવર્તી મહારાજાઓ સિવાય બીજો કયો રાજા આજે આ મહારાજા કુમારપાલની બરોબરી કરી શકે ? જે રણસંગ્રામરૂપી યજ્ઞમા પ્રાપ્ત થયેલા કાંત-( મનોહર ) વિજય અક્ષતોથી મહાસિદ્ધિ માટે કીર્તિરૂપી દૂધ દ્વારા પ્રતાપરૂપ અગ્નિવડે સિદ્ધ કરેલા ચરુને ચાહે'—

" **मान्धातृ-प्रमुखान्** विहाय महतः षट् चक्रवर्तिप्रभून् ,
एतस्याद्य **कुमारपाल**नृपते कस्तुल्यतामञ्चति ?
य कान्तै**र्विजयाक्षतै** रण-मखप्राप्तैर्महासिद्धये,
कीर्ति-क्षीरभरेण वाञ्छति चरु सिद्ध **प्रतापा**ग्निना ॥ "

—ચંદ્રલેખા-વિજય પ્રકરણની ( છાણી-જૈન જ્ઞાનમંદિરની પ્ર કાંતિવિજયજી મ.ના શાસ્ત્રસંગ્રહની નવી લખાયેલી પ્રતિ ) ગૂજરાતના ગૌરવરૂપ પ્રતાપી મહારાજા કુમારપાલ સ્વર્ગવાસી થયા પછી અને તેના વંશજો પણ પરલોક-પ્રવાસી થયા પછી તેના સંબંધમાં કેટલીક કિંવદન્તીઓ પ્રકાશમાં આવી. પાછળના કેટલાક ગ્રંથકારોએ કુમારપાલના દાદાના બાપાની મા અમુક જાતિની હતી તેવી સાભળેલી જે હકીકત જણાવી, તેને હાલના સાક્ષરોએ આગળ પાછળના મૂળ વૃત્તાન્ત સાથે ન દર્શાવતા ગેરસમજ થાય તેવી રીતે રજુ કરી છે તેથી અહીં તે અંગે થોડું સ્પષ્ટીકરણ કરવું જરૂરી છે.

ડૉ. ભોગીલાલ જ સાંડેસરાએ 'ઇતિહાસની કેડી' પૃ ૮૩માં 'પ્રબંધ ચિંતામણિ' વિષયક લખતાં જણાવ્યુ છે કે-" પણ એવી **ઉપપત્નીઓ**ના પુત્રો તરફ સમાજ કેવી દૃષ્ટિથી જોતો એ વિષય ઉપર આથી પ્રકાશ પડે છે. તે જો ખરેખર હલકા મનાતા હોત તો મેરુતુંગ જેવા **જૈનત્વના અભિમાનીએ** કુમારપાલની વડદાદી **વેશ્યા** હોવાનુ લખ્યુ જ ન હોત "

—**પ્રબંધચિંતામણિ**નો એ મૂળ ઉલ્લેખ ત્યા દર્શાવ્યો નથી **પાટણ**ના સંઘવી પાડાના જૈન

ઉદયન વિહારની પ્રશસ્તિ રચનાર પ્રબંધશતકાર મહાકવિ રામચંદ્રનો વિસ્તારથી ગ્રંથભંડારમાં રહેલ પ્રાચીન કુમારપાલ પ્રબંધ ગ્રંથની સં. ૧૪૭૫મા લખાયેલી તાડપત્રીય પોથીમાં પત્ર ૪૬મા એવી રીતે સંસ્કૃતમા ઉલ્લેખ મળે છે કે—

"**भीमदेवस्य द्वे राज्ञ्यौ**। एका **बकुलदेवी** नाम पण्यागना **पत्तनप्रसिद्ध** रूपपात्र च। **तस्याः कुलयोषितोऽपि अतिशायिनीं प्राज्यमर्यादां** नृपतिर्निशम्य **तद्वृत्तपरीक्षा**निमित्त सपादलक्षमूल्या क्षुरिका निजानुचरैस्तस्यै **ग्रहणके** दापयामास। औत्सुक्यात् तस्यामेव निशि वहिरावासे प्रस्थानलग्नमसाधयत्। नृपतिर्वर्षद्वय **मालव**मण्डले विग्रहाग्रहात् तस्थौ। सा तु **बकुलदेवी** तद्दत्त-**ग्रहणक**प्रमाणेन वर्षद्वय परिहृतसर्वसगा **चंगशील**लीलयैव तस्थौ। नि:सीमपराक्रमो **भीम**स्तृतीयवर्षे स्वस्थानमागतो जनपरपरया तस्यास्तां प्रवृत्तिमवगम्य **तामन्तःपुरे न्यधात्**। तदगजः **क्षेमराजः**। द्वितीया राज्ञी **उदयमती,** तस्याः सुत· **कर्णदेवः**। **क्षेमराज-कर्णदेवौ** तत्पुत्रौ भिन्नमातृकौ परस्पर प्रीतिभाजौ।

...इतश्च **क्षेमराजस्य** पुत्रो **देवप्रसादकः**। तस्य पुत्रास्त्रय **त्रिभुवनपाला**दयोऽभूवन्' **त्रिभुवनपाल**स्यैकाऽभूत् सुता, तनयास्त्रय·। आद्यः **कुमारपाला**ख्यो राजलक्षणलक्षित·।"

—પાટણ જૈન ગ્રથભંડાર સૂચી (ગા ઓ. સિરીઝ ન ૭૬ પ્ર. સન ૧૯૩૭) પૃ. ૧૫-૧૭માં અમે દર્શાવેલ છે

ભાવાર્થ:—**ભીમ**દેવને **બે રાણીઓ હતી.** તેમાની એક **બકુલદેવી** નામની પણ્યાગના હતી, જે **પાટણ**માં પ્રસિદ્ધ રૂપપાત્ર અને ગુણપાત્ર હતી. રાજા **ભીમ**દેવે **કુલીન સ્ત્રી કરતાં પણ અતિશય શ્રેષ્ઠ-વિશિષ્ટ એવી તેણીની ઉચ્ચ મર્યાદા** સાભળ્યા પછી તેના **ચરિત્રની પરીક્ષા** માટે સવાલાખ મૂલ્યવાળી કટારી પોતાના અનુચરો દ્વારા તેને ગ્રહણ કરવાના રૂપમાં (ખાડુ મોકલે તે રીતે સ્વીકારવાના સ્વરૂપમા) અપાવી હતી ઉત્સુકતાથી તે જ રાતે તેણે (**ભીમ**દેવે) બહારના આવાસ (પડાવ)મા પ્રસ્થાન-મુહૂર્ત સાધ્યુ હતુ રાજા **ભીમ**દેવ બે વર્ષ સુધી વિગ્રહના આગ્રહથી **માલવ**-મડલમાં રહ્યા હતા. તે બકુલદેવી તો મહારાજા **ભીમ**દેવે આપેલ ગ્રહણક પ્રમાણે બે વર્ષ સુધી સર્વ સગનો પરિહાર કરી સારી રીતે **શીલલીલા**પૂર્વક જ રહી હતી. નિસ્સીમ પરાક્રમવાળો **ભીમ** ત્રીજે વર્ષે પોતાના સ્થાનમાં આવ્યો ત્યારે જનપરપરા દ્વારા બકુલદેવીની તે **પ્રવૃત્તિ જાણ્યા પછી** તેણે તેને અત:પુરમા સ્થાન આપ્યું હતુ, તેનો પુત્ર **ક્ષેમરાજ** હતો બીજી રાણી **ઉદયમતી** હતી, તેનો પુત્ર **કર્ણદેવ હતો.** એવી રીતે **ક્ષેમ**રાજ અને કર્ણદેવ એ બને **ભીમ**દેવના પુત્રો હતા, તે બને ભિન્ન માતાના પુત્રો હોવા છતા પરસ્પર પ્રીતિવાળા હતા

. **ક્ષેમ**રાજનો પુત્ર દેવપ્રસાદ હતો. તેને **ત્રિભુવન**પાલ વગેરે ત્રણ પુત્રો હતા, **ત્રિભુવન**પાલને એક પુત્રી અને ત્રણ પુત્રો હતા પહેલો પુત્ર **કુમારપાલ** નામનો હતો, જે રાજ-લક્ષણોથી લક્ષિત હતો."

—એ ઉલ્લેખને લગભગ મળતો ઉલ્લેખ વિ સં. ૧૩૬૧ના પ્રબધચિંતામણિની પોથીઓમા અને તેની પ્રકાશિત થયેલી જૂદી જૂદી આવૃત્તિઓમા જોવામા આવે છે એ વાચતા-વિચારતાં જણાય છે કે-બકુલદેવી ઉચ્ચ કુલમાં ઉત્પન્ન ન થઈ હોય, તો પણ સુકુલીન સ્ત્રી કરતાં પણ અધિક સદ્ગુણશાલિની સુશીલ સ્ત્રી હતી અને તેણીની બરાબર પરીક્ષા કર્યા પછી મહારાજા પહેલા **ભીમ**દેવે તેનો **રાણી** તરીકે સ્વીકાર કરી, તેને પોતાના અત:પુરમા સ્થાન આપ્યુ હતુ-એથી એ રાજમાતા તરીકે પ્રજાજનોની માનનીય ગણાય. મહારાજા **ભીમ**દેવે નીતિ-સુભાષિતકારોના '**स्त्रीरत्न दुष्कुलादपि**' એ પ્રસિદ્ધ વચનને માન આપ્યુ જણાય છે. કેટલાક લેખકોએ એ બકુલદેવીને **ચૌલા**દેવી નામથી પણ ઓળખાવી જણાય છે. આચાર્ય શ્રીહેમચદ્રે '**ચૌલુક્યવંશ**' અપરનામ સંસ્કૃત **દ્વયાશ્રય** મહાકાવ્યમાં **ભીમ**દેવની પત્ની-સબધમાં નિર્દેશ કર્યો નથી, પરતુ **ભીમ**દેવનો પુત્ર **ક્ષેમ**રાજ, તેનો પુત્ર **દેવ**પ્રસાદ, તેનો પુત્ર **ત્રિભુવન**પાલ, તેનો પુત્ર **કુમારપાલ**-એવી રીતે ક્રમથી તેનો પરિચય આપ્યો છે.

પરિચય સન ૧૯૨૬માં પ્રકાશિત **નલવિલાસ** નાટક (ગા. ઓ. સિ. નં. ૨૯)ની સંસ્કૃત પ્રસ્તાવનામાં મેં આપ્યો છે એથી અહીં વિસ્તાર કરીશું નહિ. એ સંબંધમાં એકાદ સાક્ષરે કરાવેલી ગેરસમજ અહીં દૂર કરવી ઉચિત છે

ડૉ ભોગીલાલ જ. સાંડેસરાએ સન ૧૯૪૫માં પ્રકાશિત 'ઇતિહાસની કેડી' પૃ. ૨૭માં 'હેમચન્દ્રાચાર્યનું શિષ્યમંડળ' લેખમાં 'મહાકવિ રામચંદ્ર' સંબંધમા લખતા જણાવ્યુ છે કે—"તેમણે રચેલ નલવિલાસ નાટક (પ્રસિદ્ધ ગા ઓ. સીરીઝ)ના સંપાદક પં. લાલચંદ ગાંધીના અનુમાન પ્રમાણે, **રામચન્દ્રનો જન્મ** સં. ૧૧૪૫માં થયો હતો, તેમણે દીક્ષા સં. ૧૧૫૦મા લીધી હતી, સં ૧૧૬૬માં સૂરિપદ મેળવ્યું હતુ, સં. ૧૨૨૯માં હેમચન્દ્રાચાર્યના પટ્ટધર થયા હતા અને સં. ૧૨૩૦મા તેમનુ મરણ થયુ હતુ"

—એમાં ડૉ. સાંડેસરાની સમજફેર થઈ લાગે છે કારણ કે મેં ત્યાં અનુમાન કર્યું નથી અને ત્યાં જણાવેલ જન્માદિ સંવત મે મહાકવિ **રામચન્દ્ર** સંબંધમા નહિ, પણ તેમના ગુરુ આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિ સંબંધમા જણાવ્યા છે કે જે **પ્રભાવકચરિત્ર** વગેરેમા મળી આવે છે **નલવિલાસ** નાટકની સં પ્રસ્તાવનામાં (પૃ ૩૫મા) મે આવી રીતે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છેઃ—

"वि. स. ११४५ वर्षे जन्मभाज', वि. स. ११५० वर्षे सव्रतस्य, वि. स. ११६६ वर्षे सूरिपदप्रतिष्ठितस्य, वि स. १२२९ वर्षे दिवंगतस्य सुप्रसिद्धस्य श्रीमतो **हेमचन्द्राचार्यस्य** पट्टधुरन्धरस्तत्समकालीनरचाय महाकवि**रामचन्द्रो** गूर्जरेश्वर**सि**द्धराज-कुमारपालयोः सत्ताया विद्यमान आसीद्, ययो. सत्तासमयो वि स ११४९-९९-१२३० वर्षेषु विदितः।"

એ પ્રસ્તાવનામાં (પૃ. ૨૫-૩૭માં) મહાકવિ **રામચંદ્રની** **સ્વાતંત્ર્યપ્રિયતા** સૂચવતા કેટલાક શ્લોકો મે ત્યાં તેની પ્રસિદ્ધ અપ્રસિદ્ધ કૃતિઓમાંથી દર્શાવ્યા છે, તેમા **જિનસ્તોત્ર**ના અંતમાંનો એક શ્લોક આ પ્રમાણે જણાવેલ છે—

"स्वतन्त्रो देव ! **भूयासं** सारमेयोऽपि वर्त्मनि ।
**मा स्म भूवं** परायत्तस्त्रिलोकस्यापि नायकः ॥ "

—ડૉ સાંડેસરાએ 'ઇતિહાસની કેડી' (પૃ. ૩૭)મા એ શ્લોક તો ટાંક્યો છે, પરંતુ 'भूयास' પદને બદલે '**भूयाःस**' એવી રીતે જણાવેલ છે, તથા ત્યા પૃ ૫૫માં તેનો જે અર્થ પ્રકટ કર્યો છે, વસ્તુતઃ કવિના આશયથી વિરુદ્ધ અર્થ જણાવેલ છે તે એ કે—

"**તું રસ્તાનો કૂતરો ભલે થજે, પણ સ્વતંત્ર રહેજે; ત્રિલોકનો નાયક બનીને પણ પરતંત્ર ન રહીશ**" આવા વિલક્ષણ શબ્દોમા **જિનેશ્વરની** સ્તુતિ કરનાર...કવિના જીવનમાં તેમજ કવનમા સભર ભરેલા સ્વાતંત્ર્યપ્રેમ વિશે વધારે શું લખવું?"

—એ શ્લોકમાં કવિએ અસ્મદ્‌પુરુષના એકવચનવાળાં 'भूयास' '**मा स्म भूवम्**' ક્રિયાપદનો પ્રયોગ કરી પોતાના સંબંધમા એવી આશા-અભિલાષા પ્રકટ કરી છે, તેને બદલે અર્થ કરનાર સાક્ષરે યુષ્મદ્‌પુરુષના એકવચનવાળા ક્રિયાપદરૂપો સમજી તેને દેવ સંબંધમાં ઘટાવ્યા જણાય છે! અને ત્યા જણાવેલ સારમેય શબ્દનો અર્થ પણ કવિના અભીષ્ટ આશયથી-જૂદો જણાય છે. તેનો અર્થ આ પ્રમાણે કરવો ઉચિત ગણાય—

**" હે દેવ ! હું રસ્તામા ફરનારે સારમેય (પરિચિત સાર વસ્તુવાળો ) પણ સ્વતંત્ર થાઉં ત્રણ લોકનો નાયક થઈને પણ પરાધીન પરતંત્ર ન થાઉં. "**

—મહાકવિ **રામચદ્રના** ગુરુ આચાર્ય શ્રી હેમચંદ્રે પરમાર્હત મહારાજા કુમારપાલની પ્રાર્થનાથી રચેલા **યોગશાસ્ત્રમાં** ( પ્રકાશ ત્રીજામાં, શ્લો૦ ૧૪૧ ) શ્રાવકના પ્રભાતના મનોરથોમાં એને મળતો એવા આશયનો શ્લોક જણાવ્યો છે—

" **जिन**धर्मविनिर्मुक्तो, **मा भूवं** चक्रवर्त्यपि ।
**स्यां** चेटोऽपि दरिद्रोऽपि, **जिन**धर्माधिवासितः ॥ "

ભાવાર્થ:—જિનધર્મથી રહિત એવો હુ ચક્રવર્તી પણ ન થાઉ, પરંતુ ચેટ એવો પણ અને દરિદ્ર એવો પણ હુ જિનધર્મથી અધિવાસિત થાઉ '

' પં. **રામચદ્રે** રચેલ **પ્રબંધશત** બાર રૂપકોના–નાટક આદિના સ્વરૂપને જણાવનાર છે–[૧] એવો એક ઉલ્લેખ મળે છે, તે તેમના સ્વોપજ્ઞ વિવરણવાળા **નાટ્યદર્પણને** ઉદ્દેશીને જણાય છે.

ડૉ. સાંડેસરાએ ઇતિહાસની કેડી ( પૃ ૩૨ )માં જણાવ્યું છે કે—

" બાર રૂપકોની ચર્ચા કરતો રામચન્દ્રનો પ્રસ્તુત ગ્રન્થ જો મળી આવે તો આ વિષયમાં ઘણું નવું જાણવાનુ મળી આવે એ ચોક્કસ છે."

બાર રૂપકોની ચર્ચા કરતો એ ગ્રન્થ **નાટ્યદર્પણ** નામથી સન ૧૯૨૯મા ગાયકવાડ પ્રાચ્યગ્રથમાળામાં [ નં. ૪૮ ] તરીકે પ્રકાશિત થઈ ગયેલ છે, જેનું સપાદન અમે કર્યું છે –તેનાથી જૂદો જણાતો નથી નાટ્યદર્પણની પ્રથમ આવૃતિ અલભ્ય થઈ હોવાથી બીજી આવૃત્તિ જલ્દી પ્રકાશમાં આવશે–તેમ ધારીએ છીએ    ( ક્રમશઃ )

---

૧ ' प. **रामचन्द्रकृत प्रबन्धशतं** द्वादशरूपक-नाटकादि-स्वरूपज्ञापकम् ५०००—ગ્રંથ-સૂચીમાં જણાવેલ શ્લોકસખ્યા સદિગ્ધ જણાય છે.

## ગ્રાહકોને સૂચના

આ અંકે ૧૯મા વર્ષનું લવાજમ પૂરું થાય છે; તો જે ભાઈઓને ગ્રાહક તરીકે ચાલુ રહેવુ હોય તેમણે ૨૦મા વર્ષનું લવાજમ મનીઑર્ડરથી મોકલી આપવુ જોઈએ ગ્રાહકોને વી પી કરીએ તે પહેલાં ગ્રાહક તરીકે ચાલુ રહેવા, ન રહેવા કાર્યાલયમાં સૂચના મોકલવી જોઈએ; જેથી વી પી ખર્ચથી બચી જવાય

વ્યવ૦



# ગુફાઓમાં જૈન સંસ્કૃતિ

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

**જોગીમારા**–મધ્યપ્રદેશમાં આવેલી સરગુજા રાજ્યના લક્ષ્મણપુરથી બાર માઈલ દૂર **રામગિરિ** અથવા **રામગઢ** નામનો પર્વત છે. એમાં **જોગીમારા** તરીકે ઓળખાતી ગુફા આવેલી છે. પ્રાચીન, અને પથ્થરમાં કોરેલા ચિત્રોમાં આ ગુફાનાં ચિત્રોને મહત્ત્વભર્યું સ્થાન પ્રાપ્ત થાય છે ધાર્મિક નજરે તેમ કળાની દૃષ્ટિથી આ ચિત્રો અનુપમ મનાય છે એમાંનાં કેટલાંક ચિત્રો **જૈનસાહિત્ય** સાથે સબંધ ધરાવે છે. એ ઉપરથી ફલિત થાય છે કે કેટલાક સમય સુધી આ ગુફાનો ઉપયોગ જૈનધર્મીઓ દ્વારા થયો હશે અહીંથી ઈ. સ પૂર્વની ત્રીજી સદીનો લેખ પણ મળી આવ્યો છે અને એ ઉપરથી **ડૉ. બ્લાખે** આ ગુફાના નિર્માણકાળનો એ સમય નિશ્ચિત કર્યો છે.

**ઢંકગિરિ**–જૈન સાહિત્યમાં આ ગિરિનો ઉલ્લેખ તો સ્થાન સ્થાન પર ઉપલબ્ધ થાય છે. આ પર્વતને પવિત્ર એવા શ્રી, શત્રુંજય ગિરિરાજની એક શાખારૂપે આલેખ્યો છે હાલમાં આ સ્થાન વલભીપુરની નજીક છે રાજવી **સાતવાહન**ના ગુરુ **શ્રીપાદલિપ્તસૂરિજી** હતા અને તેમનો **સિદ્ધ નાગાર્જુન** નામનો શિષ્ય આ સ્થાનનો નિવાસી હતો. એ વાતનું સમર્થન 'પ્રબંધકોશ' અને 'પિંડ–વિશુદ્ધિ'ની ટીકાઓથી થાય છે. ઉક્ત નાગાર્જુને સ્વર્ણસિદ્ધિ માટે ઘણો પ્રયત્ન કર્યો હતો અને ઉલ્લેખાયુ છે તે મુજબ આ ઢંકગિરિની ગુફામાં તેણે રસ-કૂપિકા રાખી હતી આ જૈન ગુફામા ભગવાન પાર્શ્વનાથની એક ઊભી મૂર્તિ છે ત્યા અંબિકા-દેવીની આકૃતિ પણ જોવામા આવી હતી ડૉ. બર્જેસે એની શોધ કરેલી પણ આ **જૈન–ગુફા** છે એવું પુરવાર કરવાનો યશ તો ડૉ હસમુખલાલ ધીરજલાલ સાકળીઆને ફાળે જાય છે. આ સમયનાં કેટલાંક શિલ્પો શ્રીયુત સારાભાઈ નવાબે પણ સૌરાષ્ટ્રમાં જોયાની નોંધ 'ભારતીય વિદ્યા' ભા ૧, અંક : ૨ મા કરી છે.

**ચન્દ્રગુફા**–બાબા પ્યારાના મઠ તરીકે ઓળખાતા સ્થાનમાં જે ગુફાઓ આવી છે તે ઈ. સ. પૂર્વેના પહેલા. બીજા સૈકાની હોવી જોઈએ એમ મી બર્જેસનુ માનવુ છે કેમકે એ સદીનાં કેટલાક ચિહ્નો એમાં ઉપલબ્ધ થાય છે સ્વસ્તિક, મત્સ્યયુગલ, ભદ્રાસન, નંદીપદ અને કુંભકળશ જોવાય છે કે જેના સબંધો જૈનધર્મમા 'અષ્ટમંગળ' તરીકે આલેખાય છે તેની સાથે છે ક્ષત્રપના સમયનો એક મૂલ્યવાન લેખ મળી આવ્યો છે, જે તત્કાલીન જૈન ઇતિહાસ ઉપર મહત્ત્વનો પ્રકાશ ફેંકે છે. મુખ્ય ગુફાનો આકાર ચંદ્રાકાર હોવાથી **ચંદ્રગુફા** તરીકે ઓળખાય છે. દિગંબર સાહિત્યને વ્યવસ્થિત કરનાર શ્રીધરસેનાચાર્યનો આમા નિવાસ હતો. પુષ્પદન્ત અને ભૂતબલિનું અધ્યયન અહીં થયુ હતુ અફસોસ એટલો જ છે કે આવા મહત્ત્વના સ્થાન તરફ જૈન સમાજનું ધ્યાન સરખું ગયુ નથી!

ઢંકગિરિ અને ચન્દ્રગુફા એ સૌરાષ્ટ્રમાં આવેલ, જૈનધર્મ અને જૈન સંસ્કૃતિ ઉપર પ્રભાવ

પાથરનારાં જૂનાં સ્થાનો હતાં અને એના અસ્તિત્વથી સહજ અનુમાન કરી શકાય તેમ છે કે ગુફા-નિર્માણ વિષયક પરમ્પરા જૈનોમાં પણ પ્રાચીનકાળથી હતી

**બાદામી**–ઈ. સ. ની બીજી સદીમાં આ સ્થાન સારી એવી ખ્યાતિને વર્યું હતું. સુપ્રસિદ્ધ લેખક **ટોલેમી**એ એનો ઉલ્લેખ કર્યો છે. પહેલાં અહી **પલ્લવો**નો કિલ્લો હતો અને પાછળથી એ **પુલકેશી** પહેલાના હાથમા ગયો હતો. એ પછી પશ્ચિમી ચૌલુક્ય અને રાષ્ટ્રકૂટોનું આધિપત્ય સ્થપાયુ તેમના પછી કલચૂરી હોયસાલવંશનું રાજ્ય સન ૧૧૯૦ સુધી રહ્યુ છેલ્લે દેવગિરિના યાદવોની સત્તા તેરમી સદી સુધી રહી.

અહી ત્રણ બ્રાહ્મણ ગુફાઓ સાથે પૂર્વબાજુએ એક જૈન ગુફા પણ છે. એનો નિર્માણ-કાળ ઈ. સ ૬૫૦ અનુમાની શકાય ગુફા ૩૧ × ૧૯ ફુટની અને ઊડાઈમાં ૧૬ ફુટ છે. તેના સ્થભ એલીફન્ટાની ગુફા જેવા છે. એમાં ભગવાનની પદ્માસનસ્થ મૂર્તિ છે અને બરામદામાં અર્થાત્ આગળ ઓટલા જેવા ભાગ ઉપર મારનાગ, ગૌતમસ્વામી તથા પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ છે. દીવાલ અને થાંભલાઓ પર પણ તીર્થંકરની આકૃતિઓ છે પૂર્વાભિમુખ દ્વાર આગળ ભગવાન મહાવીરની પલ્યકાસનસ્થ પ્રતિમા છે

**શ્રમણુહિલ**–મદુરા તામિલ ભાષાઓનું એક કાળે મહત્ત્વનું કેન્દ્ર હતું. રાજકીય અને સાહિત્ય દૃષ્ટિએ એનું સ્થાન આગળ પડતુ હતુ. અહી સાહિત્યસેવીઓ અવારનવાર એકઠા થતા. અહી જૈન સસ્કૃતિની ગૌરવ-ગાથા રજૂ કરતી સામગ્રી મોટા પ્રમાણમાં મળી આવે છે. શ્રીયુત **ટી. એચ. શ્રીપાળ** નામના એક જૈન ગૃહસ્થે અહીથી સાત માઇલ દૂર આવેલ પહાડીમા કોતરેલી જૈન-પ્રતિમાઓ તેમજ દશમી સદીના લેખોનો પત્તો મેળવ્યો છે **સમરનાથ** અને **અમરનાથ** પહાડીઓમા તેમને અચાનક જવાનું થયેલ અને એ વેળા આ પ્રતિમાઓ જોવાની તક એમને પ્રાપ્ત થઈ. આગળ વધતાં એક ગુફા જોવામાં આવી જેમાં તીર્થંકરની મૂર્તિઓ કોતરેલી નજરે ચઢી. યક્ષોની આકૃતિ સાથે બીજા એવાં પણ ચિહ્નો દૃષ્ટિગોચર થયાં કે જે ઉપરથી અહી એક કાળે શ્રમણો વસતા હશે એમ કલ્પી શકાય. **ડૉ. બહાદુરચંદ છાવડા** કે જેઓ ભારત સરકારના મુખ્ય લિપિ-વાચક અને ચીફ એપિગ્રાફીસ્ટ છે તેઓએ આ સ્થાનને જૈન સસ્કૃતિના કેન્દ્ર તરીકે જણાવ્યુ છે

**ઈલોરા**—પશ્ચિમી ગુફા-મદિરોમા એલાગિરિ-ઈલોરાનુ સ્થાન અતિ આગળ પડતું છે. પ્રાકૃત સાહિત્યમાં એનું નામ 'એલઉર' રૂપે મળે છે ધર્મોપદેશમાળા-વિવરણ (રચનાકાળ સ. ૯૧૫)માં એક મુનિ **ભૃગુકચ્છ** નગરથી વિહાર કરી **એલઉર** આવ્યા અને દિગબર વસતીમા ઊતર્યા એવી નોધ છે એ ઉપરથી આ સ્થાનની ખ્યાતિ દૂર દૂર પ્રસરી હતી એ નિ.સદેહ વાત છે અહીનાં ગુફા-મદિરો ભારતીય શિલ્પકળાની અમર કૃતિઓ છે એનાં દર્શન એ માનવજીવનનો અમૂલ્ય લહાવો છે. અહી શિલ્પી, ચિત્રકાર, ઇતિહાસજ્ઞ અગર ધર્મના અનુરાગી માટે પ્રેરણાત્મક સામગ્રી મોજુદ છે સૌ દર્યનુ તો આ ધામ છે ભારતીય સસ્કૃતિની ત્રણે ધારાઓનું આ સગમ સ્થાન છે. ત્રીશથી ચોત્રીશ સુધીની ગુફાઓ જૈનધર્મના સાહિત્ય ઉપર પ્રકાશ પાડનારી છે. એની કળા સપૂર્ણપણે વિકસેલી છે. જૈનાશ્રિત ચિત્રકળાનાં અહીં નિતરા દર્શન થાય છે **ફર્ગ્યુસન**ને સ્વીકારવુ પડ્યુ છે કે—

"कुछ भी हो, जिन शिल्पियोने एलोराकी दो सभाओ [इन्द्र और जगन्नाथ]का सृजन किया, वे सचमुच उनमें स्थान पाने योग्य है जिन्होने अपने देवताओंके सम्मानमें निर्जीव पाषाणको अमर-मंदिर बना दिया।"

આની શોધ નિઝામ રાજ્ય તરફથી થયેલ અને હાલ એ સંસ્થાનની દેખરેખ હેઠળ છે. છોટા-કૈલાસ તરીકે ઓળખાતી ગુફા દક્ષિણ-પૂર્વમાં છે. એનુ સર્જન કૈલાસ સાથે ટક્કર લે તેવું છે. એક પરંપરાનો શિલ્પી બીજી પરંપરાનું અનુકરણ કેવી કુશળતાથી કરી શકે છે એનું આ જ્વલંત દૃષ્ટાન્ત છે. અહીંનાં મંદિરોમાં દ્રાવિડિયન શૈલીનો પ્રભાવ છે. નવમી સદીમાં રાષ્ટ્રકૂટોના વિનાશ પછી દ્રાવિડ-શૈલીનો પ્રભાવ ઉત્તર ભારતમાં ક્યાંયે જોવામાં આવતો નથી.

ઇન્દ્રસભા એ સામૂહિક જૈન-ગુફાઓનુ નામ છે. બે મજલાવાળી ગુફાઓ અને ઉપમંદિર પણ એમા સમ્મિલિત છે. દક્ષિણ બાજુએથી પ્રવેશી શકાય છે. બહારના પૂર્વ ભાગમાં એક મંદિર છે કે જેની આગળ તથા પાછળના ભાગે બે થાંભલા છે ઉત્તરની બાજુ ગુફાની દિવાલ ઉપર ભગવાન પાર્શ્વનાથના જીવનમાં આવતી કમઠવાળી ઘટના આલેખેલી છે. પરિકર ઘણો જ સુંદર છે. ભગવાન મહાવીર તેમજ માતંગ યક્ષ તથા અંબિકા યક્ષિણીનાં રૂપ પણ વિદ્યમાન છે. બીજી પણ જૈનાશ્રિત કળાની વિપુલ સામગ્રી છે જગન્નાથ સભા પણ પ્રેક્ષણીય છે. આ સંબંધમાં વધુ જાણવા જિજ્ઞાસુએ-આ માસિક (જૈન સત્ય પ્રકાશ) વર્ષ : ૭ નો અંક : ૭, ઈલોરાના ગુફા મંદિરો, અને આર્કીયોલોજિકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઈંડિયા ખાસ વાંચવાં.

ઈલોરાની પ્રસિદ્ધિ સત્તરમી સદીમાં અતિશય હતી. જો કે એ કાળમા અહીં આવવાના સાધનનો અભાવ હતો એમ કહેવાય કવિરાજ મેઘવિજયજીએ ઔરંગાબાદમા ચાતુર્માસ કર્યું હતું એ વેળા પોતાના ગુરુ મહારાજને એક **સમસ્યા પૂર્તિમય વિજ્ઞપ્તિ** પત્ર મોકલેલ જેમાં ઈલોરાનું વર્ણન સુંદર શબ્દોમાં કરેલ છે. મુનિ શ્રીકાન્તિસાગરજીએ પોતાના 'ખંડહરોંકા વૈભવ' નામા હિંદી ગ્રંથમાં પાનાં ૫૯-૬૦ ઉપર એ અક્ષરશ આપેલ છે.

વિબુધવિમલસૂરિ કે જેમણે પણ ઈલોરાની યાત્રા કરી હતી તે લખે છે કે—

**"વિહાર કરતાં આવિયો રે, ઈલોરા ગામ મોઝાર,**
**જિનયાત્રાને કારણે હો લાલ;"**
**ખટ દરિસણ તિહાં જાણીએ રે, જાએ વિવેકવન્ત રે,**
**મુનીસર તત્ત્વધરી બીજી વારને હો લાલ."**

સુપ્રસિદ્ધ પર્યટક મુનિ શ્રી**શીલવિજયજી** ૧૮ મી સદીમા અહીં આવ્યા હતા. પોતાની રચેલી 'તીર્થમાળા'મા લખે છે કે—

**"ઈલોરિ અતિ કૌતુક વસ્યું, જોતાં હીયડું અતિ ઉલ્હસ્યું;**
**વિશ્વકરમા કીધું મંડાણ, ત્રિભુવન ભાવતણું અહિનાણ."**

આ આપણા ઐતિહાસિક વારસાની જૈન સમાજના મોટા ભાગને જાણ સરખી પણ નથી, ત્યાં એના સંરક્ષણ કે પ્રચારનો વિચાર કેટલાને આવવાનો ? જાણે કળા તો જીવનમાંથી અદશ્ય થઈ ગઈ છે ! અણમૂલા 'સત્ય'ને ભૂલી છીછરા અને ઉપરછલ્લા આડંબરમા આવી પડ્યા છીએ. એક કાળે દીર્ઘદર્શી પૂર્વાચાર્યોના ઉપદેશથી કળાના ધામ સર્જનારા આપણે આજે ક્ષણજીવી માટીની ગઢ રચનાઓમાં પાણી માફક ધન ખરચીએ છીએ સાહિત્યના એ મહામૂલા પ્રસંગોને આરસ પથ્થરમા કોતરાવીએ કિંવા મંદિરોની દિવાલો પર ચિતરાવીએ તો એનો લાભ લાંબા સમય સુધી લેવાય. પણ મુનિગણનો મોટો ભાગ 'ગઢ રચના' પાછળ જ ધન ખરચાવે છે એ સાથે વીજળીના યંત્રની કરામત અને પ્રકાશ વિસ્તારે છે. થોડા દિવસની એ રચના કામચલાઉ આકર્ષણ કરી, પછી હતી ન હતી થઈ જાય છે ! આ પ્રથા ચલાવી લેવા યોગ્ય છે ખરી ? જૈનધર્મને મંજુર છે ખરી ? શુ એ પરિવર્તન નથી માગતી ?

# કર્મ મીમાંસા

[ લેખાંક : ચોથો ]

લેખક : **માસ્તર શ્રીયુત ખુબચંદ કેશવલાલ** સિરોહી

**વળી સુખ** દુખ ન સમજાય એ પણ ન બને સુખ અને દુખના કારણભૂત જુદાં કર્મો તેનુ નામ વેદનીય કર્મ. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને પછી વેદનીય. હવે ચોથા મોહનીય કર્મ અંગે બે વિભાગ છે. (૧) દર્શન મોહનીય અને (૨) ચારિત્ર મોહનીય.

મોહનીયના વિચાર અંગે કેટલાકની માન્યતા ચોખ્ખી નથી, કેટલાકની માન્યતા ચોખ્ખી છતાં વર્તન ચોખ્ખુ નથી હોતુ સર્વમત જાણનારા પંડિતો પણ પોતાને જ્ઞાન છતા સત્ય તરીકે સત્ય પદાર્થ માનતાં લપસે છે. સત્યને સત્ય તરીકે નહિ માનવામાં કોઈ ચીજ આડી આવે છે. જીવાદિક નવ તત્ત્વો સત્ય છે, તે બીજા મતવાળાએ વાચ્યા અને જાણ્યા છતાંયે તેમા અસત્યપણાની પ્રતીતિ કેમ રહી ? કારણ એ જ છે કે માન્યતાને મુંઝવનારી કોઈ ચીજ આડે છે, અને તે ચીજ ખસે તો જ સાચી માન્યતા થાય

રેલમાં બેસીએ તો મગજ પર ગતિની અસર થાય છે પૃથ્વી અને ઝાડને સ્થિર છતાં ચર દેખવાનો અને ચરને સ્થિર દેખવાનો જેમ ભ્રમ થાય છે તેમ આત્મામાં પણ ભ્રમ થાય છે, જેથી સત્યને અસત્ય અને અસત્યને સત્ય ગણીએ છીએ. એથી માન્યતાને મુંઝવનાર કોઈ કર્મ છે એમ સમજવું જોઈએ, તે કર્મ દર્શનમોહનીય નામે ઓળખાય છે.

વળી મનુષ્યો દરેક સન્માર્ગે વર્તવાની ઇચ્છા કરે, છતાં પણ પ્રવૃત્તિ થઈ શકતી નથી. દમનો દરદી કુપથ્ય જાણે, માને અને છોડવાની ઇચ્છા રાખે પણ ખાવા બેસતાં ફીકું લાગે તો મરચાં ખાય વળી ખાસીના દરદીને મરચુ-તેલ અપથ્ય છે, તે જાણે છે, છોડવા માગે છે, છતાં પણ કેટલાક મનના મજબૂત માણસો કુપથ્ય છોડી શકે છે અને મનના કાચા હોય તે બીજાઓના કહ્યા છતા કુપથ્ય લે છે, તેવી રીતે દર્શનમોહનીયના ક્ષયોપશમે શ્રદ્ધાળુ થવારૂપ સમ્યક્ત્વવાળા થાય તે પાપ છોડવા લાયક છે તેમ ગણે છે પરંતુ ઇચ્છાવાળા થયા છતાં સર્વ પાપ છોડી શકતા નથી, તેનુ કારણ એ જ છે કે વર્તનમા મુંઝવનાર કોઈ ચીજ છે અને તે ચારિત્ર મોહનીય કર્મ મતલબ કે-અશુદ્ધ વર્તનમા નાખી દે તે ચારિત્ર મોહનીય કહેવાય.

દર્શન મોહનીય માન્યતા પર અસર કરે છે જ્યારે ચારિત્ર મોહનીય વર્તન પર અસર કરે છે. સંસાર અસાર છે, દુનિયા માટેના પ્રયત્નોમા ફોતરાં ખાડવાના છે એવી અંતઃકરણમાં માન્યતા એનુ જ નામ સમ્યક્ત્વ છે. કોઈ મરી જાય તેનો અફસોસ કરે છે પણ પોતાને જવાનુ છે એનો અફસોસ આ જીવ કરતો નથી. વર્તનમાં ફરક પડવા છતા માન્યતા સાચી રહે તો સમ્યક્ત્વ ચાલ્યુ ન જાય. માટે માન્યતામાં ભેદ પડવો જોઈએ નહિ. એટલા માટે જ દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એ બે વસ્તુ જુદી રાખી છે. કર્મોદયને લીધે શક્તિ કે સાધનના અભાવે પ્રવૃત્તિ કરી ન શકે એ બને, જેમકે ઉપવાસને યોગ્ય ગણતો હોય પણ પોતે ચાર વખત ખાવાવાળો હોવાથી ઉપવાસ કરી શકતો નથી. કર્મોદયના કારણે કાર્ય ન બનવા છતાં માન્યતા બરાબર રહે તો સમ્યક્ત્વમા વાંધો નથી. પણ એક વાત લક્ષ્યમા રાખવાની

છે કે પરિણામ જણાવવાવાળો, ખોલવાવાળો, પ્રવૃત્તિ ન થવામાં મજબૂત કારણમાં હોય તો જ તેનો બચાવ ચાલે છે.

શ્રેણિક અવિરતિ છતાં એને ક્ષાયિક સમકિતી માનવા એ શ્રીજિનેશ્વર દેવનું વચન છે, માટે માનીએ છીએ સેકડે એસી ટકા તો માન્યતા તેવું વર્તન હોય માન્યતા તથા વર્તનમાં ફરકવાળા દાખલા ઘણા ઓછા છે. દુનિયાદારીમા માન્યતા પ્રમાણે વર્તન ઘણે જ સ્થળે જોવાય છે. ઘણુ જ ગભીર કારણ હોય ત્યા એ ન હોય એ બને આ રીતે દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એમ બે પ્રકારે મોહનીય કર્મ કહ્યુ.

હવે પાંચમુ કર્મ આયુ—જીવન ટકાવી રાખવા અનેક પૌષ્ટિક ખાનપાનનો ઉપયોગ કરવામા આવે છે આરોગ્ય સાચવવા બરાબર કાળજી રખાય છે. ભયકરમાં ભયકર દર્દને નાબૂદ કરવા માટે વિજ્ઞાન દ્વારા અનેક ઔષધિઓ યા તો ઈન્જેકશનની શોધખોળો થાય છે દર્દના નિદાનની પરીક્ષા કરી તેનુ ઉન્મૂલન કરવાની આવડતવાળા નિષ્ણાત વૈદ્ય–ડોકટરો કે હકિમો જગતભરમા છે મોટા રાજાધિરાજ કે અગ્રગણ્ય દેશનેતાઓ કે મહર્દ્ધિકોને ઉપરોક્ત સામગ્રીઓ પૈકી કોઈની પણ કચાશ હોતી નથી, છતાં તેવાઓનીયે જીવનલીલા ઘડીભરમા સકેલાઈ જતા વિલબ થતો નથી પાસે ખડા રહેનારાઓ ટગર ટગર જોયા કરે છતા કોઈનુ કઈ પણ ન ચાલે જગતની કોઈ પણ સત્તા તેને રોકી શકે નહિ, આ શું ? અનેક ચક્રવર્તીઓ, અનેક મહર્દ્ધિકો આમ ચાલ્યા ગયા તેનુ શુ કારણ ? શું સાધનસામગ્રીની કમીના હતી ? નહિ, નહિ માનવુ જ પડશે કે છતી સારવારે, છતી સામગ્રીયે પણ જીવનલીલા સંકેલાઈ જવામાં કઈક કારણ છે, અને તે આયુ કર્મ છે આયુ કર્મનો સ્થિતિકાળ પૂર્ણ થતા કોઈ પણ સામગ્રી આયુને ટકાવી રાખવામા સહાયભૂત નીવડતી જ નથી નહિતર, જગતના કોઈ માનવીને મરવું તો ગમતુ જ નથી આયુકર્મ જગતમા ન હોત તો અનેકોની જિદગીઓ આજે પણ અસ્તિત્વમાં હોત.

જગતમાં નાનાં મોટાં અનેકવિધ પ્રાણીઓ છે શારિરીક અવયવો, શારીરિક બાંધાઓ શારિરીક સૌંદર્ય, ઈંદ્રિયોનુ ન્યૂનાધિકપણુ, વળી કોઈ મનુષ્યપણે, કોઈ પશુપણે, કોઈ દેવ-પણે, કોઈ નારકીપણે શરીર ધારણ કરે છે. આ પ્રમાણે આ સસારપટ ઉપર પરિભ્રમણ કરનાર જીવોને ઉપરોક્ત સજોગોમાં જે ભિન્નતા સાપડે છે તે ભિન્નભિન્ન રૂપે તેવા સયોગો અપાવનાર કર્મ તે ‘નામકર્મ’ નામે ઓળખાય છે.

એ રીતે કોઈનો મોટા રાજા મહારાજાઓને ત્યા જન્મ, અને કોઈનો ચડાળ આદિને ત્યા જન્મ થાય છે આનુ શુ કારણ ? હલકા કુળમા જન્મ પામવાનુ કોઈને પણ પસંદ નથી તેનુ શુ કારણ ? ઉચ્ચકુળ અને નીચકુળ અપાવનાર પણ કોઈકને માનવું પડશે અને તે ‘ગોત્રકર્મ’ તરીકે ઓળખાય છે

હવે અતરાય કર્મ અગે વિચારીએ છતી લક્ષ્મીએ દાન દેવાની બુદ્ધિ નથી થતી. વગર લક્ષ્મીનો કેટલોક વર્ગ પુણિયા શેઠ જેવો છતા તેને દાન દેવાની બુદ્ધિ થાય, કેટલાક મહેનત કરે છતાય ન મેળવે, કેટલાક વગર મહેનતે સારી લક્ષ્મી મેળવી શકે છે એટલે દાનનો અને લાભનો ગુણ ઉત્પન્ન થવો તે કર્માધીન છે, અને તે કર્મ તે ‘અતરાય કર્મ.’ આ રીતે જે કર્મના આઠે પ્રકાર જાણે નહિ તે આત્મકલ્યાણના માર્ગે આવી શકે નહિ એ પ્રકારે દાગ કર્મનુ સવિસ્તૃત સ્વરૂપ સમજવા જૈન દર્શનમા કહેલુ તત્ત્વજ્ઞાન–ફીલોસોફી સમજવી પડશે.

(ચાલુ)



# ऋषि रघुनाथ द्वारा

## आचार्य लक्ष्मीचन्द्रको प्रेषित पत्र

सपा० **पूज्य मुनिराज श्रीकान्तिसागरजी** ग्वालियर

**सचमुच** पत्र लिखना भी एक बहुत बडी कला है। जैन मुनियोंने इस प्रेरणाशील कलाके विकासमें जो योग दिया है, उसमें उनका सांस्कृतिक व्यक्तित्व और प्रतिभाके दर्शन होते है। सामान्यतः पत्रोंमें वैयक्तिक भावनाका ही प्राधान्य रहता है परंतु श्रमणो द्वारा प्रस्तुत पत्र वैयक्तिक होकर भी उनमें जन–भावनाका प्रतिविम्ब रहता है। वह उनके साधनामय जीवनगत औदार्यका सुपरिणाम है। गुणमूलक–परंपराके कारण वहां व्यक्ति व्यक्ति न होकर समष्टिमें परिवर्तित हो जाता है। नैतिक जीवनकी व्यापकता एवं सदाचारशील वृत्तिका मूर्त रूप पत्रोंकी एक एक पक्तिमें परिलक्षित होता है। सामाजिक और सांस्कृतिक दृष्टिसे इन पत्रोंका अध्ययन किया जाय तो भूगोल, खगोल, इतिहास, पुरातत्त्व, तथा भारतीय–लोक-चेतनाको उद्‌बुद्ध करनेवाली अन्वेषणप्रधान प्रचुर मौलिक व विश्वसनीय साधन–सामग्रीका आभास मिल सकता है। कवित्व और विशुद्ध साहित्यिक दृष्टिकोणसे यदि इनका पर्यवेक्षण करें तो बहुतसे पत्र सरस काव्योंकी कोटिमें आ सकते है। स्वस्थ सौन्दर्य और कलाके उज्ज्वल आलोकमें देखने पर ज्ञात होगा कि ये पत्र कितने अंशोंमें सफल रससृष्टि कर आत्मस्थको जगाते है। मनोरंजन और गांभीर्यका समन्वय सुंदर विज्ञप्तिपत्र, क्षामणापत्र, और निजी पत्रोंमें दृष्टिगोचर होता है। स्वदर्शनकी उत्कट प्रेरणा एवं स्वयं द्वारा शासित होनेकी पवित्र भावनाका उदय ऐसे ही पत्रों द्वारा संभव है।

पुरातन ज्ञानागारोमें इस प्रकारकी विपुल सामग्री प्रकाशनकी प्रतीक्षामें हैं। कतिपय पत्रोंका प्रकाशन गायकवाड ओरिएंटल सिरीझमें एवं सिंघी ग्रन्थमालान्तर्गत हुआ है। तथापि अप्रकट पत्रोंकी कमी नहीं हैं। कमी है उचित मूल्यांकन करनेवालोंकी।

आचार्य श्रीजिनचन्द्रसूरि, विजयदेवसूरि, ऋषि केशवजी आदि पुरुषोंके कतिपय पत्र मेरे संग्रहमें हैं जो विशेष ऐतिह्य तथ्योंका भले ही उद्घाटन न करते हो फिर भी उनका अपना महत्त्व है। शोधमें सामान्य तथ्य भी कभी कभी घटना विशेषके साथ संबंध निकल आने पर क्रान्तिकारी परिवर्तन कर सकता है।

यहां जो पत्र प्रकाशित किया जा रहा है वह नागोरी लोकागच्छीय आचार्य श्रीलक्ष्मी-चंद्रजीसे सम्बद्ध है। आचार्यने यति श्रीरघुनाथजीको जो पत्र विप्र आभूके साथ भेजा था उसीके प्रत्युत्तर स्वरूप प्रस्तुत पत्र है। आचार्यश्री अपने समयके अपने गच्छके प्रतापी

व्यक्ति थे। यति श्री रघुनाथ रचित लोंकागच्छ पट्टावली प्रबंधकी दो प्रतियां मेरे संग्रहमें सुरक्षित है जिसमें आचार्यश्रीका परिचय इस प्रकार दिया है—आचार्य लक्ष्मीचंद्र हर्षचंद्रसूरिके पट्टधर थे। जन्म सं० अज्ञात है। वे कोठारी जीवराजकी पत्नी जयरंगदेवीके पुत्र थे। सं० १८४२ में व्रत ग्रहण किया। अमृतसर, लाहोर, स्यालकोट, दिल्ली, रोपड, भरतपुर, बन्नु, लखनऊ, मकसूदाबाद, काशी, पटना, कोटा, नागोर, फलोधी, बीकानेर, वाला, बनूड, नालागढ, आदि नगरोमें आपका विहार हुआ था। सं० १८६० का चातुर्मास पतियालामें हुआ जब रघुनाथ ऋषिने अपनी पट्टावली पूर्ण की। बीकानेर नरेश रत्नसिंहने आपको रजतकी छडी दे कर सम्मानित किया था।

जैसा कि ऊपर कहा जा चुका है कि प्रस्तुत पत्रके प्रणेता पट्टावलीकार रघुनाथ ऋषि ही है। ये स्वयं संस्कृत भाषा और साहित्यके अच्छे विद्वान थे। स्वतंत्र ग्रन्थोके अतिरिक्त महिम्नादि स्तोत्र इनके कवित्वपूर्ण पाण्डित्यके परिचायक है।

आपने पंजाब में रह कर जैन संस्कृतिकी उल्लेखनीय सेवा की है। सं० १८६३ में आचार्यका चातुर्मास चूरूमें था। वहां आपकी सेवामें यह पत्र भेजा गया था। मनसूरके प्रधानमंत्री चयनसिंह व उनके परिवारवालो—जैसे दयालुसिंह, हमीरसिंह, और कपूरसिंहका इसमें उल्लेख है। नगरके श्रावकोंका उल्लेख भी यथास्थान निर्दिष्ट है। रचना प्रासादिक गुणयुक्त है। मूल पत्र इस प्रकार है—

॥ ॐ ॥

॥ नमः श्रीसकलकुलनाय भवतु सततम् ॥

॥ नमोऽर्हद्भ्यः ॥ **दोहा छन्दः संस्कृते ॥**

सुधासमानोदर्य्यवाग्विलासरञ्जितनृपा ।
श्रीपूज्या कविवर्यरत्नै रक्ष्या गुरुकृपा ॥ १ ॥
श्रीमत्पदप्रणतस्य मे विज्ञपनीयमिद तु ।
अत्रभवन्त सर्वदा निजहृदये प्रविदन्तु ॥ २ ॥ इद दोहाछन्द ॥

प्रथम सोरठा नामकम् । अथ सस्कृतमयकवित्वम्—

श्रीश्रीपूज्य**लक्ष्मीचन्द्र**जिन्मुनीन्द्रवृन्दचन्द्र! चिर जीव समविपुलमहामते ! ।
सदा रक्ष कृपादृष्टिमिष्टरूपशिष्टशिष्टिकारिणि प्रकृष्टकृष्टि वन्दय साधुतापते ॥
शोभनगुणसंचयो विशदस्ते महाशयोदारतरशीलमयो मामके तु मानसे ।
कोविदकुलावतस! संवसति शुद्धवश**लुंकागणपद्म**हस! हस इव मानसे ॥ १ ॥
कदा तदा गमिष्यति प्रभूतपुण्यज दिनम् । यदा भवत्सुदर्शन सुखावह भविष्यति ॥ २ ॥

प्रमाणिकेयम् इत्यलम्, किमनल्पलिखनेन? कामे मतिरस्ति यया श्रीश्रीपूज्यपादानां गुणगणगणना विदधीयाह, इयतैव तोषो भवतु व ॥

॥ ॐ नमः सिद्धेभ्यः ॥

स्वस्ति श्रीसद्मपद्मच्छदमृदुमृदितोपप्लवाश्मव्रजस्या,
सेव्य सौवर्गवर्गैरगणनगुणभृद्यस्य शस्य त्रिलोक्याम् ।
आदेय पादयुग्म भवति भवततिच्छित्स्मृत मूर्तिभाजां
भासा जाम्बूनद त प्रणिपततपतिं प्रीतये **मारुदेवम्** ॥ १ ॥ स्रग्धरा ॥
अचिरोदरमानससरोवरहसेन शिवानि ।
**शान्ति**जिनेन विधीयता भवतां सद्विभवानि ॥ २ ॥ सोरठा ॥
वन्यान् जन्तुगणानमोचयदल नो केवल वन्धनात्
त्रस्तान् जन्म जटादितोपि भविनो दुर्मोहपाशद् यकः ।
पारेवाङ्महिमाहिमाशुवदनो नीलारविन्दद्युति–
द्वाविंश पुरुषोत्तम स कुशल वो रातु **नेमि**प्रभु' ॥ ३ ॥ शार्दूल० ॥
नीपीय यस्यैकगिरं गुरु गता' प्रयान्ति यास्यन्त्यपि जन्मिनो गतिम् ।
प्रभु स **वामातनुज**स्तनोतु व श्रिय श्रयच्छ्रीजनको जिनेश्वरः ॥ ४ ॥ वशस्थम् ॥
पापापहारि सकलारिनिवारिहारि दारिद्र्यदारिदवदावदवाग्प्रवारि ।
श्रीधारि विष्टपचमत्कृतिकारि व स्ताच्छ्री**वर्द्धमान**विभुपक्षगल शिवाय ॥ ५ ॥ वसन्त० ॥
सन्देहाचलशृङ्गभङ्गभिदुराद् वीरप्रभो निर्ममे
लात्वा यस्त्रिपदीमुदारमतिको द्राग् द्वादशाङ्गी हिताम् ।
यो वस्यन्नपि चावुधावगतये प्राक्षीत् पदार्थान् गुरु
सार्वं सर्वद **इन्द्रभूति**भगवान् भूयात् स वो भूतये ॥ ६ ॥ शार्दूल० ॥
श्री**मल्लुङ्काच्छगच्छ** भुजगपुरभव भव्यराजीवराजी
भास्वान् य. शासदासीन्मतिमहिमसुदा शिश्विदानो निदानम् ।
यद्गाम्भीर्यस्य चाग्रे पृथुरपि रसंधिर्गोष्पदाया वभूवा–
नन्दश्रेणीं प्रदेयात् स मुनिपरिवृढ श्रीजगज्जीवनाह्व' ॥ ७ ॥ स्रग्धरा ॥
॥ इत्याशिषः सप्तति. ॥
श्रीमदिष्ट नमस्कृत्य कामधुक्कोटिकामदम् ।
यथाज्ञप्तिसविज्ञप्तिछदन सदन मुदाम् ॥ ८ ॥ अनुष्टुप् ॥
अर्थप्रयोगकुशल. सुकुल' प्रसाधितो वासोम्यधातुमणिकारणिक समृद्धक ।
यत्र स्वयभूरिव समुद्रशयो महावयो वर्वर्त्ति विश्वविदित सुकृती सुरैजन. ॥ ८ ॥ मृदगकम् ॥
अनेकविद्याचणचारुचातुरो, भृतां भृतां ता निवहैर्नृणा सदा ।
**श्रीचूरु**नाम्नी पुरसुन्नतानतैर्गृहै समैरध्युपिता' सुखावनिम् ॥ १० ॥ आख्यानकी ॥
श्रीमन्मुनीश्वरवरा. प्रतिभानवत सत्प्रत्यया स्फुरदुदारकलानिवासाः ।
श्रेयोध्वसाधनपरास्समलब्धिभाज, श्रीइन्द्रभूतिगणभृत्तुलनामवाप्ता ॥ ११ ॥ वसत० ॥
आख्यान्ति ख्यातिमन्तः कलिमलमलिनस्वान्तसशुद्धिहेतु
ससाराम्भोधिसेतु भविककृते धर्ममाप्तोदित ये ।
धन्यानामग्रत. श्रीजिनमतविपिनधौ वसन्तोपमाना
ज्ञानाद्याचारसम्पद्विलसितमधुरा निर्विकाराः प्रशान्ता. ॥ १२ ॥ स्रग्धरा ॥

शङ्खाङ्कामृतसोमसोदरगुण ग्रामाभिरामा महो–
दारा· स्फारपराक्रमा· सितयशोवादप्रतीतास्सना ।
अष्टाभिर्गणिसम्पदाभिरधिक विभ्राजिताजिह्मकाः
श्रीमन्मन्दरधीरवीरभगवत्सच्छासनोद्योतका· ॥ १३ ॥ शार्दूल० ॥

**श्रीनागपोरगण**कौमुदतारकेशा ये सद्विहारसुपवित्रितनैकदेशा ।
ऐदयुगीनजनताहितकृत्यकन्या राजन्ति राजमहिता महनीयपादा· ॥ १४ ॥ वसत० ॥

सयान्तृणा शुद्धध्यशाङ्गश्रीविभ्राजिष्णूना
तेषा श्रीश्रीपूज्याचार्यश्रेणीधुर्याणाम् ॥
श्रीश्री**लक्ष्मीचन्द्राभि**ख्याना सूरीशाना भक्त्या
नाम नाम पादद्वन्द्व तन्निर्द्वन्द सानन्दम् ॥ १५ ॥ कामक्रीडा ॥

विबुध**माधव**जित्**सुखमल्ल**जित्प्रभृतयो भृतयोगवसूज्ज्वलाः ।
अविरत विरत दुरितेन यदशमिन· शमिन समुपासते ॥ १६ ॥ द्रुतविलम्बितम् ॥

शिष्टैर्महर्षिभिरहर्निशमुग्रचन्द्रै ससेव्यमानमथ **मोहनलालस**ञ्ज्ञै ।
**यद्वृद्धिचन्द्रवषतावरमल्ल**साधू **मेदादिचन्द्र**यतिभि· **सजुहारमल्लैः** ॥ १७ ॥ वसत० ॥

विनीत**रशंभुरामसूरतादि**रामनामकैर्वृतेष्वु**देवदत्तदौलता**दिभिश्च भूरिभि ।
सनादधीतितत्परै रुपास्ति सत्क्रमानसैर्महेच्छमान्यमानवेशमौलिमौलिमण्डनम् ॥ १८ ॥ पञ्चचामर० ॥

सदिन्दिराया मृदुमन्दिराया भूयाज्जनो यत्र सुनाम नाम्न्याम् ।
स्तुतेतरा तत्र भवत्पदद्वय द्वयातिगव्याहृतवर्म्मसस्पृह ॥ १९ ॥ उपजाति ॥

पुरि तत्र कृतस्थितिना व्रतिना कृतिना किल सत्कृतसत्कृतिना ।
विहितात्र भवच्चरणस्मृतिना **रघुनाथक** इत्यभिधानवता ॥ २० ॥ तोटकम् ॥

भवदीयनिदेशकिरीटभृता विनयानतकेन लिवीक्रियते ।
जिनदाससयुजाथ विदाकुरुत प्रणतीर्बहुशोनुगयुग्मकृता ॥ २१ ॥ तोटकम् ॥

दृष्ट्वा पीयूषवृष्ट्या वो मङ्गल महदस्ति मे ।
सदैव दैवताना हि श्रेयसा श्रेयसोत्सुकम् ॥ २२ ॥ अनुष्टुप् ॥

यद्यपि विश्वशिवैकनिदान सश्रुतमेव पर करणीयम् ।
वच्मि तथापि प्रतिक्षणमृद्ध भावुकवृन्दमद्भुततर व· ॥ २३ ॥ दोधकम् ॥

अथ च–

दैवसगार्वरपाक्षिकचातुर्माससमीयप्रतिक्रमणेषु ।
साधु यथाविधि साधककृत्यं साधयता दधता बहुमोदम् ॥ २४ ॥ दोधकम् ॥

प्रगाम प्रणाम भवत्पादपद्मे मया क्षामणा क्षामितास्सन्ति सन्त ।
लसन्त· सदा सद्गुणे शुद्धमार्गे वसन्त श्रितेभ्यो हितान्यादिशन्त ॥ २५ ॥ भुजङ्गप्रयातम् ॥

पर्वणैरपि मुनीशानै क्षन्तव्यास्ता· क्षमाक्षमैः ।
अनुकम्प्य भृश दास दास दासं च सर्वशम् ॥ २६ ॥ अनुष्टुप् ॥

लोकोत्तरातिशयपुञ्जभृता मुनीशां मुख्या मदीयमितिभाषितमामनन्तु ।
श्रीपूज्यपादशरणस्य चराचरे मे ध्येय पर यदिह तच्चरणद्वय व ॥ २७ ॥ वसन्त० ॥

**आभूनाम** द्विजानीत द्विजराजमिवामिताम् ।
वीक्ष्यागाद् वः कृपापत्र मन्मनः कुमुदं मुदम् ॥ २८ ॥ अनुष्टुप् ॥

भूयोपि भूयो भविकैर्भवद्भिः श्रीपूज्यपादैर्धृतसाधुवादै ।
प्रसद्य सद्योनुचरेनवद्यो ढेयश्च्छदो येन मुहुर्मुद स्यु ॥ २९ ॥ उपजाति ॥
धन्य जनुर्निजमवैमि भवादृशो यदसत्पूरुषाः समदृशोपि हि मा प्रसद्य ।
सौवानुगामि गणनावसरे लघिष्ठ मयागये स्मृतिपथ वरदा नयन्ति ॥ ३० ॥ वसत० ॥

भक्तिप्रह्वो भवच्छीर्षोत्रत्यो वो वन्दते पदौ ।
सङ्घो **रायपुरीया**दिः श्रीमद्दर्शनतन्मना ॥ ३१ ॥ अनुष्टुप् ॥
कृपारसभरस्फारः सारोदन्तमयश्छद ।
इतो वो मन्मन क्षेत्रे हर्षवर्षो भविष्यति ॥ ३२ ॥ अनुष्टुप् ॥

आनलर्त्तुधृतिप्रमितेष्ववरे शुभ**आश्विन**मासि दलेश्य **सिते ।**
दिवसेश**तिथौ शनिवार**युते लिखितं खलु पत्रमिद त्वरया (१८६३) ॥ १ ॥ तोटकम् ॥

श्रीमत्प्रसादप्रासादमध्यमध्यासितेन वै ।
प्रीतये भवता भूयाद् भगवत्पदवीभृताम् ॥ २ ॥ अनुष्टुप् ॥
वहुकृत्यविहस्तत्वात् कूट यद्धृष्टमत्र तत् ।
शोधनीयं सुधाधाम शुद्धसद्वोधवार्द्धिभि ॥ ३ ॥ अनुष्टुप् ॥

श्रीमदौत्तराहगणीयश्री**भोगी ऋषिदेवीदास**कृतप्रणतिततयो वाच्या वहुश प्राज्ञैः ।
**मनसूरपुरा**विवासिसुकर्मकर्मचन्द्रापत्याना लालाच्**हूहर्डसिंहा**दीना सर्वेषा वदनावसेया ॥

सकलमन्त्रिमुख्यमहामात्र**चयनसिंह**जिता तदगजन्मनां **दयालुसिंह-हमीरसिंह-कर्पूर-सिंहप्रभृ**तीना च सहस्रशो वदना अवधार्या, शश्वत् श्रीश्रीपूज्यपादाना गुणगणान् प्रति प्रत्यह स्मरन्ति ते । अद्यश्व क्षितिपतिरप्यत्र समागतोस्ति अन्येपि वहवो जना समेता सन्ति तेन वह्वी लोकागतिः । सर्वं दिवस क्षणमपि पार्श्वं न मुंचन्ति मुग्धा । अद्यश्व **षष्ठांगं** शृण्वति श्रावकाः सम्यक् पचमेषु दिवसेषु तत्पूर्त्तिभावमुपेष्यति तत **श्रीस्थानांगस्य** व्याख्यान **बृहद्वृत्ति-**विमर्शपूर्वं करिष्यते मया । श्रीमच्छ्रीपूज्यपादप्रसादबलेन सर्वमनवद्य विद्याविनोद करोमि । छात्राश्च विद्यार्थिन प्रभूताः पठन्ति तत्र द्वित्रास्तु शाब्दशास्त्राभ्यासपरा सन्ति, केचन **गणिता**गम केचन **चिकित्सा**ग्रन्थान् सम्यगधीयते तत्र तत्र भवत्प्रसत्तिरेव सर्वनिर्वाहकरी ।

भवच्चरणरज सेवकजिनादयस्तु शाब्दसूत्र मुखसात् करोति । तत्रत्या सर्वेपि शिष्या सम्यक् पठनक्रियाकुशला वो भुवतु* नितयश । श्रेय श्रेणय सन्तु सदा श्री ॥

ऐषम **पर्युषणापर्व**सत्को महामहोत्राभूत् तपोवृद्धिश्च गरीयसी जाता । व्याख्यानादि धर्म-कृत्य चानवद्य जातम् । तत्र श्रीमत्कृपाकटाक्षविलसित वीजम् । इति श्रेय ।

अस्मादृशेषु शरदिन्दुयशोधना ये कारुण्यनीरनिधय सुरपादपन्ति ।
वन्दारुषु प्रतिदिन सुमुमुक्षुमुख्यमह्या महोदधिगभीरतरा प्रसन्ना ॥ १ ॥
पूज्याचार्यश्रीश्री १०८ श्री**श्रीलक्ष्मीचन्द्र**जित्कानाम् ।
उपयातु चरणकमलातिथितां तेषामदर्पताम् ॥ २ ॥

**बृहन्नागपुरीयलुङ्कागच्छे**यशालिनाम् ।
श्री**मच्चुरुपुरे** पुण्ये पुरन्दरपुरोपमे ॥ ३ ॥
इयल बहुन्यासन्यासप्रयासेन सता पुरस्तात् तु तद्विदाम् ॥

---

* प्रथम लकारस्य प्रथमपुरुषबहुवचनं कर्त्तरि । भ्रांति निरासायेद लिखितम्

# महो० भानुचन्द्रगणि रचित

# एक नूतन ग्रन्थ

लेखकः **पूज्य उपाध्याय श्रीविनयसागरजी** साहित्याचार्य

**कोटासे** बंबईका प्रवास करते हुए मार्गमें यह नूतन कृति मुझे प्राप्त हुई। इस पुस्तकका नाम है नामकोष. टीका-इसके प्रणेता है महोपाध्याय भानुचन्द्रगणि; जो तपगच्छीय सूरचन्द्रगणिके शिष्य थे। ये वे ही भानुचन्द्रगणि है जो सम्राट् अकबरकी राजसभाके रत्न थे और जिन्होने अपने उपदेशोंसे शत्रुञ्जय तीर्थका करमोचन कराया था। अतः लेखकके परिचयके बारेमें कुछ भी लिखनेकी आवश्यकता नहीं है। लेखक स्वयं अपनी परम्परा प्रशस्तिमें इस प्रकार वर्णित करते है:——

भूरयः सूरयोऽभूवंस्तपोगणनभोङ्गणे। साम्प्रतं साम्प्रतं जज्ञे, श्री**हीरो**हर्मणिप्रभः ॥१॥
कलिन्दिकाकमलिनीसमुल्लासनभानुमान्। श्रीमान् **विजयसेनाख्य**स्तत्पट्टे प्रथितोऽस्ति सः ॥२॥
श्रीम**द्विजयदेवा**ख्यः, तत्पट्टामृतसू समः। राजन्ते साम्प्रतं सम्यक्, साधुमार्गप्रवर्त्तकः ॥३॥
सम्प्रदाये तदीयेऽस्मिन्, जज्ञे **हानर्षि** उत्तमः। यो लुम्पाकमतं त्यक्त्वा, **तपापक्ष**मशिश्रयत् ॥४॥
तदन्ते निलयी श्रीमान्, वाचको विश्वविश्रुतः। श्रीमत्**सकलचन्द्रा**ख्यो, जज्ञे वैराग्यजन्मभूः ॥५॥
तच्छिष्यो **सूरचन्द्राह्वः**, समभूत् कविपुङ्गवः। विद्वद्वृन्दगजेन्द्राणां, मर्दने हरिविक्रमः ॥६॥
तच्छिष्यो **भानुचन्द्रेण**, वाचकेन विपश्चिता। नामचिन्तामणिर्नाम निर्णीतिर्निर्मिता मिता ॥७॥

लेखकने प्रत्येक काण्डके अन्तमें इस प्रकारकी पुष्पिका भी प्रदान की है'—

"श्रीशत्रुञ्जयकरमोचनादिसुकृतकारि—महोपाध्याय—श्रीभानु—
चन्द्रगणिविरचिते विविक्तनामसङ्ग्रहे .. समाप्तः।"

इस पुष्पिकासे ऐसा प्रतीत होता है कि 'विविक्तनामसंग्रह' नामक कोई नूतन कोषकी लेखकने रचना की हो, किन्तु आलोडन करने पर यह निष्कर्ष निकलता है कि यह नूतन कोष नहीं है, परन्तु आचार्य हेमचन्द्र प्रणीत 'अभिधानचिन्तामणिनाममाला' नामक कोषकी टिप्पणात्मक टीका मात्र है, और यही वस्तु स्वयं लेखक प्रशस्तिमें स्वीकार करते है:—"नामचिन्तामणिर्नाम निर्णीतिर्निर्मिता मिता।" अतः यह स्पष्ट हो जाता है कि यह स्वतन्त्र कोष न होकर टीका ही है।

इस टीकामें हमें लेखककी प्रौढ प्रतिभाके दर्शन यत्किञ्चित् भी प्राप्त नहीं होते। इसमें लेखक केवल गद्यमें पृथक्—पृथक् 'विविक्त' नाम लिखकर यत्र तत्र लिंगोका निर्णय करते हुए अग्रसर दिखाई पडते है। उदाहरणके स्वरूपमें द्वितीयकाण्ड प्रथम श्लोककी टीका ही देखिये—

स्वर्गस्त्रिविष्टपं द्योदिवौ भुवि तविषताविषौ नाकः।
गौस्त्रिदिवमूर्ध्वलोकः सुरालय.................॥

[ टी. ] 'स्वर्ग' इति स्वर्गः, त्रिविष्टपं द्यौः ओकारान्तो द्योशब्दः द्यौ', वकारान्तो दिव्शब्दः, एतस्यापि प्रथमैकवचने द्यौरिति रूपम् । भुवि–स्त्रीलिङ्गः, तविषः ताविषः नाकः गौः ओकारान्तो गोशब्दः स्त्रीपुंसलिङ्गः, त्रिदिवं–पुंक्लीबलिङ्गः, उर्ध्वलोकः सुरालयः स्वरव्ययेषु वक्ष्यते।

इस 'पद्धति'को देखते हुए यह निश्चित कहा जा सकता है कि यह टीका विद्वद्भोग्या नहीं है किन्तु बालबोधस्वरूपा ही है।

प्रशस्तिमें लेखकने रचनासंवत्का उल्लेख नहीं किया है किन्तु 'श्रीमद्विजयदेवाख्यः.... साम्प्रतं राजन्ते।' उल्लेखसे यह निश्चित है कि सं. १६७२ के पश्चात्की यह रचना है।

प्रस्तुत प्रतिके १२४ पत्र है ओर अनुमानतः १८ वीं शतीके पूर्वार्धमें लिखित है। पुस्तक मेरे संग्रहमें ही है।

[ अनुसंधान पृष्ठ : २३८ से आगे ]

निश्चित है। इनके सीमंधर, वरकाणा, रोहिणी, जीरावल्ला आदि स्तवन तो प्राप्त है ही। बड़े ग्रंथोमें कल्पांतर–वाच्य, बाल-शिक्षा और लघु-जातक टीका उपलब्ध हैं। इनमेंसे बाल–शिक्षा व्याकरण-ग्रंथ है, जैसलमेरके भंडारमें इसकी एकमात्र अपूर्ण प्रति प्राप्त है। इस ग्रंथमें जयानंदसूरिके शब्दानुसार ग्रंथका उल्लेख मिलता है वह भी अभी तक अज्ञात ही प्रतीत होता है। बालशिक्षाकी पूरी प्रति अन्यत्र किसी भंडारमें प्राप्त हो तो सूचित करनेका अनुरोध है। रचनाकालका निर्देश केवल लघुजातक–टीकामें ही मिलता है। यह ज्योतिष ग्रंथकी टीका संवत १५६१ में बीकानेरमें रची गयी।

भक्तिलाभ उपाध्यायके शिष्य चारुचंद्र भी अच्छे विद्वान थे। उनका उत्तमकुमार चरित्र छप चुका है। हमारे संग्रहमें इस ग्रंथकी संवत १५७२में बीकानेरमें स्वयं ग्रंथकारकी लिखित प्रति प्राप्त है। इसकी श्लोक संख्या ५७५ है। ग्रंथकारकी–यह पहली रचना प्रतीत होती है। इनकी अन्य रचनाये इसप्रकार है–(१) भाषाविचार प्रकरण प्राकृत गाथा ४१ सावचूरि; इसकी अपूर्ण प्रति प्राप्त हुई है पत्रांक ३–४ मिले है। पत्रांक १–२ नहीं मिले। इसलिए इसकी भी अन्य प्रति अन्वेषणीय है। (२) हरिबल चौपई–रचना संवत १५८१ आसो सुदी ३ जिनहंससूरिराज्ये (३) नंदन मणिहार संधि, गाथा ४०, संवत १५८७ फाल्गुन, (४) रतिसार–चौपई, (५) महाबल मलयासुन्दरीरास गाथा ५१५, (६) पंचतीर्थि-स्तव–गाथा २९, संवत १५९८ आश्विन, (७) युगमंधरगीत–गाथा ११.

उपर्युक्त विवेचनसे स्पष्ट है कि भक्तिलाभोपाध्यायका समय पंद्रहवीं शताब्दिका न होकर १६ वीं शताब्दिका उत्तरार्ध निश्चित है। आशा है भविष्यमें वह भूल दुहराई न जावेगी।

# भक्तिलाभोपाध्यायका समय और उनके ग्रंथ।

लेखक—श्रीयुत अगरचन्दजी नाहटा

भारतीय तर्कशास्त्रमें प्रत्यक्ष प्रमाणकी अनुपस्थिति में अनुमानको भी महत्त्वपूर्ण स्थान दिया गया है, पर आखिर अनुमान—अनुमान ही ठहरा। निश्चित प्रमाणके मिलते ही उसका महत्त्व समाप्त हो जाता है। ऐतिहासिक क्षेत्रमें भा अनेक वस्तुओ, घटनाओका समय निर्धारण करनेके लिये जब कोई निश्चित प्रमाण नहीं मिलता तो इधर उधरकी अन्य प्रासंगिक बातोको निर्भर करके काम चलाना पडता है—पर निश्चित प्रमाणका अन्वेपण चालु रहना ही चाहिए। अनुसंधान करते रहनेसे इच्छित प्रमाण मिल ही जाते हैं। बहुत बार अनुमान पर आश्रित निर्णय बहुत कच्चे होते है और उससे भ्रमपरंपरा भी चल पडती है। इसलिये इतिहासज्ञको जहॉ कहीं भी ऐसी भूले नजर आवें संशोधन करना आवश्यक हो जाता है। यहां ऐसे ही एक अनुमानित समयका वास्तविक निर्णय किया जा रहा है।

श्रीयुत साराभाई नवाबके प्रकाशित 'सूरिमंत्रकल्पसंदोह' नामक ग्रंथ गत कार्तिकमें प्राच्य—विद्यापरिषदके प्रसंगसे अहमदाबाद जाने पर अवलोकनमें आया। उसमें वर्धमान विद्याके एक चित्रपटका ब्लाक छपा है जिसे श्रीसाराभाईने पंद्रहवी शताब्दीका बतलाया है। उस पट्ट पर लेख इस प्रकार है—"श्रीभक्तिलाभोपाध्यायस्य सपरिवारस्य शांतिं तुष्टिं पुष्टिं कुरु कुरु स्वाहा। उ० जयसागर उ० श्री रतनचंद्र शिष्य उ० श्रीभक्ति—लाभस्य सौख्यं कुरु।"

इस लेखमें भक्तिलाभके प्रगुरुका नाम जयसागर और गुरुका नाम रतनचंद्र सागर होनेसे ये खरतरगच्छके ही है—निश्चित है। उपाध्याय जयसागर बहुत परिचित विद्वान् है। जिनका विशेष परिचय "विज्ञप्ति त्रिवेणी"में मुनि श्रीजिनविजयजीने दिया ही है। आपकी रचनाऐं संवत १४७८ से १५०३ तककी मिलती हैं। ये आबूके चौमुखमंदिरके निर्माता संघपति मंडलीकके भाई थे। उनकी स्तवन—स्तोत्र आदि फुटकर रचनाएं भी बहुतसी हैं। खेद है कि उनकी हमें ४—५ हस्तलिखित प्रतियां मिली हैं वे सभी अपूर्ण व त्रुटित है। किसी सज्जनको उन रचनाओकी कोई संग्रह—प्रति पूर्ण प्राप्त हो तो हमें सूचित करे। उपाध्याय जयसागरके शिष्य रत्नचन्द्र भी अच्छे विद्वान थे। पर उनका कोई ग्रंथ जाननेमें नहीं आया। भक्तिलाभ इन्हींके शिष्य थे। इनके रचित 'जिनहंससूरिगीत'को हमने 'ऐतिहासिक जैन—काव्य सग्रह' में २० वर्ष पूर्व प्रकाशित किया था, जिनहंससूरिका समय १६ वीं शताब्दीका उतरार्ध होनेसे भक्तिलाभ उपाध्यायका समय भी वही

[देखो— अनुसधान पृष्ठ : २२७]

# 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું
# ઓગણીસમા વર્ષનું વિષય-દર્શન

## પ્રતીકાર



## નિવેદન અને પ્રાસંગિક નોંધ



## સાહિત્ય

## ઇતિહાસ–પુરાતત્ત્વ–સંશોધન

## તત્ત્વજ્ઞાન



## વાર્તા-કથા





## રાજકોટમાં એક વિચિત્ર પ્રવૃત્તિ

સ્થાનકવાસી સંપ્રદાયના પંજાબ કેસરીના બિરૂદથી ઓળખાતા મુનિ શ્રીપ્રેમચંદજીએ તા. ૨૧-૯-૫૪ના રોજ રાજકોટમાં આપેલા ભાષણની એક પુસ્તિકા અમને આજે જ મળી છે એ ભાષણ વિશે અમે જવાબ આપીએ એ પહેલાં અહીં ટૂંકમાં એટલો નિર્દેશ કરવો ઉચિત જણાય છે કે એમના ભાષણને વાંચતાં મૂર્તિપૂજક અને સ્થાનકવાસી સંપ્રદાયના જૂના વખતથી ચાલ્યા આવતા વિવાદ-સાહિત્યથી તેઓ તદ્દન અપરિચિત હોય એમ લાગે છે મૂર્તિપૂજા અને દેવદ્રવ્ય વિશેના એમના આક્ષેપોમાં કોઈ યુક્તિ કે વિચારવિમર્શ જેવું લાગતું નથી અને ન કોઈ ઊંડી ગવેષણાયે છે કેવળ મૂર્તિપૂજક સંપ્રદાય સામેનો એમનો માનસિક રોષ ઠાલવવા એમણે પ્રયત્ન સેવ્યો છે આજના વિચારપ્રધાન યુગમાં એમનો પ્રયત્ન કેટલો સફળ થશે એ અમે જાણતા નથી પરંતુ એક યા બીજી રીતે સમન્વય સાધતા શ્વેતાંબર અને સ્થાનકવાસી સંઘની એકતામાં ચિનગારી ચાંપવાનો એમનો આ પ્રયત્ન જણાય છે મુનિશ્રીની આવી પ્રવૃત્તિ કલહ વધારનારી બને એ પહેલા એમણે દેશ-કાળને પરખી લેવો જરૂરી છે જો તેઓ મૂર્તિપૂજા વિષયક વિવાદનું જૂનું સાહિત્ય વાંચે તોયે તેમનું આ ભાષણ કેવળ બાલક્રીડા જેવું તેમને પણ લાગ્યા વિના નહિ રહે મુનિશ્રી આવી પ્રવૃત્તિથી વિરમે એવી આશા રાખીએ સંપા૦

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧ શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયા પ્રગટ કરવામા આવે છે

૨ એ સમિતિના આજીવન સરક્ષક તરીકે રૂા ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામા આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામા આવે છે

### વિનંતિ

૧ પૂજ્ય આચાર્યાદિ મુનિવર્ગે ચતુર્માસનુ સ્થળ નક્કી થતા અને શેષ કાળમા જ્યા વિહરતા હોય એ સ્થળનુ સરનામુ માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનતિ છે.

૨ તે તે સ્થળોમાથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનતિ છે

૩ જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનતિ છે

### ગ્રાહકોને સૂચના

૧ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩ માસિક વી પી થી ન મંગાવતાં લવાજમના રૂા ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે

૪ આ માસિકનું નવુ વર્ષ દિવાળીથી શરૂ થાય છે પરતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫ ગ્રાહકોને અક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી અમને સૂચના આપવી

૬ સરનામું બદલાવવાની સૂચના ઓછામા ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે

### લેખકોને સૂચના

૧ લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા

૨ લેખો ટૂકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તત્રી આધીન છે

મુદ્રક . ગોવિદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિગભાઈની વાડી, ઘીકાટા રોડ—અમદાવાદ.